રસિક નવલકથામાળા પુસ્તક ૨૫

# જયંતની સાહસકથાઓ

: : લખનાર : :
નાગરદાસ ઇ. પટેલ
: : મલાડ : :

: : પ્રકાશક : :
પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

: : મુંબાઈના એજન્ટ : :
હરિલાલ રતિલાલની કંપની
: પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબાઇ : :

અઢી રૂપીઆ

# પ રિ ચ ય

*

'જયંતનાં અદ્ભૂત પરાક્રમો' અને 'જયંતનાં જબ્બર સાહસો' પછી જયંત કથાઓનો આ ત્રીજો સંગ્રહ 'જયંતની સાહસકથાઓ' પ્રકટ થાય છે એ જોઈને જયંતના પ્રશંશકો અને સહૃદય પાઠકોને આનંદ થાય એ સ્વાભાવિક છે.

વસ્તુ માટે સ્વ. સરકૉનન ડૉઇલનું ઋણ સ્વીકારું છું.

મ લા ડ　　　　　　　　　　ના ગ ર દા સ ઇ. પ ટે લ

૧ : ૭ : ૩૧

# અનુક્રમ

*



*

## જયંતનું નામ જાણીતુ છે

*

ગુજરાતી સાહિત્યમાં જયંતનુ નામ જાણીતુ છે એની પરાક્રમ કથાઓ સૌએ પેટભરીને વખાણી છે.

*

**જયંતનાં અદ્ભૂત પરાક્રમો**

વાર્તાઓ સરિતાના વહેણની માફક વહ્યે જાય છે, સહૃદય વાંચકનાં હૈયા હલાવી મૂકે છે. પુસ્તક એવું રસિક અને પહેલેથી છેલ્લે સુધી અટપટા પ્રસંગોથી ભરપૂર છે કે તે વાંચવાની શરૂઆત કીધી કે ક્યારે પુરૂ કરીએ એ તાલાવેલીમાં તો ખાવાનું અને ઉંઘવાનું વિસરી જઈએ. મગજ શકિતના વિકાસને તાલીમ આપે એવી અદ્ભૂત રસ ઝરતી વાતો છે.

*

**જયંતનાં જબ્બર સાહસો**

વાતોનો વેગ ખુબ રાખવો, પણ ભેદ ધીમેધીમે કે છેવટે ખોલવો, શૈલી હળવી રાખવી પણ તેને રમતીયાળ બનાવવી, શૌર્ય અને સાહસને પ્રેમ અને કરૂણાથી જરા વધારે સહેલાઇથી જીરવી શકાય તેવાં બનાવવાં, એવી એવી ખુબીઓ આ ગ્રંથમાં તમે જોશો.

*

**કાળને કિનારે**

ખૂન પકડવા માટે જયંત કેવાં પરાક્રમો કરે છે ને કેવા ભેદ ભરમો ખૂલે છે તે આ પુસ્તક રજુ કરે છે. લેખકની વર્ણન શકિત અજબ છે.

*

આ શબ્દો અમારા પોતાના નથી પણ સાહિત્યે આપેલા અભિપ્રાયમાંથી અમે લીધા છે. જયંતની સાહસ કથાઓ આપના હાથમાં છે એટલે એ વિષે કૈં કહેવા જેવું રહેતું નથી.

પુંજાલાલ ભગવાન પારેખ
વઢવાણ સીટી

# રસિક નવલકથાઓ

卐

| | |
|---|---|
| જયંતનાં જબ્બર સાહસો | ૪–૦–૦ |
| કાળને કિનારે | ૨–૮–૦ |
| પ્રાણશંકર પંડિતજીના પરાક્રમો | ૨–૦–૦ |
| ચાલીસ ચહેરાનો માણસ | ૩–૮–૦ |
| શ્રીમંત સંહારક મંડળ ભા. ૧–૨ | ૪–૦–૦ |
| સોનેરી ટોળી | ૪–૮–૦ |
| વેર વસુલ ભા. ૧ થી ૪ (સચિત્ર) | ૧૨–૦–૦ |
| ભયંકર ભેદ | ૨–૮–૦ |
| વિચિત્ર જગત્ | ૩–૦–૦ |
| સૌંદર્ય જવાળા | ૨–૦–૦ |
| દિવાની કે શાણી ? ભા. ૧–૨ | ૮–૮–૦ |
| પંચાસરનો જયશિખરી ભા. ૧–૨ (સચિત્ર). | ૬–૦–૦ |
| પાટલીપુત્રની પડતી ખંડ ૧–૨–૩ | ૪–૮–૦ |
| પ્રેમની ખુમારી ભા. ૧–૨ (સચિત્ર) | ૬–૦–૦ |
| દુર્ભાગી દારા ખંડ ૧–૨–૩ | ૩–૮–૦ |
| સ્નેહ લગ્નની સુંદરી ભા. ૧–૨ | ૩–૮–૦ |
| કુટુંબીનું કારસ્થાન ભા. ૧–૨ | ૫–૦–૦ |
| પ્રાણ કે પ્રતિષ્ઠા ! | ૩–૦–૦ |
| રાજમાર્ગ | ૩–૦–૦ |
| વિલાસમાં વિનાશ ! | ૩–૮–૦ |
| ચમત્કારિક ખૂન | ૨–૦–૦ |
| જાગીરદાર કે જલ્લાદ ? | ૨–૦–૦ |
| હાસ્ય વિહાર | ૩–૦–૦ |

હરેક પુસ્તક ઊંચા કાગળ પર સુંદર રીતે છાપેલું તથા સોનેરી કપડાના પુઠાનું છે. પુસ્તકો શીલકમાં હશે ત્યાં સુધી મળશે માટે તાકીદે મંગાવવા વિનંતિ છે.

**પુંજાભાઈ ભગવાન પારેખ : વઢવાણ સીટી**

# જયંતની : સાહસ કથાઓ :

## મૃત્યુનો મ્હેમાન

*

સુલોચના જેટલી એ વખતે અમારી ભાગ્યે જ કોઇએ દરકાર રાખી હશે. અમારા માટે હદપારની કાળજી રાખનાર, અમારા સુખે સુખી અને દુઃખે દુખી થનાર એના જેવું બીજું કોઈ નહિ હોય. જયંતનું એની સાથે દૂરનું જ સગપણ હતું છતાં અમે બેઉજણે પ્રીન્સેસસ્ટ્રીટમાં રહેવાનું મકાન રાખ્યું ત્યારથી જ એણે અમને રસોઈ કરીને જમાડવાનું તથા અમારી માતા તરિકેની ફરજ બજાવવાનું કામ માથે લીધું હતું. એ વ્યવસ્થા કર્યે વર્ષો થઈ ગયા છતાં અમારામાંથી કોઇને લેશ માત્ર અગવડ આવી નથી કે કચવાટનું કારણ મળ્યું નથી.

વર્ષોના વહેવા સાથે એકલવાઇ જીંદગીથી કંટાળી હું પરણી ગયો હતો એ જયંતનાં પરાક્રમોનાં વર્ણનોમાં હું જણાવી ચૂકયો છું. જયંત હજી સુધી પરણ્યો નથી એ લખવાનું વખતે રહી ગયું હોય તો અત્રે ટપકાવી રાખું છું. એનું ન પરણવાનું કારણ સ્ત્રીઓ પ્રત્યેનો એનો થોડો ઘણો અણગમો અને એનો વિચિત્ર સ્વભાવ, એ એ સિવાય બીજું કૈં જ ન હતું.

એના પ્રત્યે વ્હાલસોઈ માતાની માફક સુલોચના મમતા રાખતી અને એને કૈં થતું તો પોતાથી બનતી હરેક પ્રકારે મદદ અને ખડે પગે ચાકરી કરવા એ તૈયાર રહેતી.

મ્હારા લગ્ન પછી હું જરા દૂર બીજે સ્થળે રહેતો હતો અને જયંતવાળા મકાનમાં જગ્યા ખાલી થયે રાખી લેવાનો મ્હારો ઈરાદો હતો.

એવામાં એક દિવસે સુલોચના મ્હારે ત્યાં આવી અને જયંતના અણધાર્યા મંદવાડની વાત કહેવા લાગી. એની હકીકત મ્હેં ધ્યાન દઇને સાંભળી.

'એ બિચારો મરવા પડયો છે!' લાગણીથી દબાતે સ્વરે એણે કહ્યું. 'ત્રણ ત્રણ દિવસ થયા એણે કૈં જ ખાધું નથી નટવર! મ્હારૂં કહ્યું પણ માનતો નથી ને ડૅાકટરને બોલાવવાની ના પાડે છે! એનું મોંઢુ એટલું સૂકાઈ ગયું છે કે ન પૂછે વાત! ખાસ્સાં હાડકાં દેખાઈ આવ્યાં છે. આંખો ઉંડી પેસી ગઈ છે. મ્હારે એને તતડાવવો પડયો કે 'તું હા કહે કે ના કહે તો પણ હું ડૅાકટરને બોલાવી લાવું છું.' એમ કહીને તારી પાસે આવવા લાગી એટલે એણે કહ્યું કે 'નટવરને બોલાવો.' માટે જરા જલદી ચાલ. અને જો તો ખરો કે એને શું થયું છે?'

એ સાંભળીને મ્હારા હોશકોશ ઉડી ગયા! એનો મંદવાડ ગંભીર હતો. એનો નંખાઈ ગયેલો ચહેરો જોઇને મ્હને કંપારી

આવી. એની આંખો તાવથી લાલચોળ થઈ ગઈ હતી. ગાલનાં હાડકાં ઉપસી આવ્યાં હતાં અને આંખની આજુબાજુ કાળાં કુંડાળાં પડી ગયાં હતાં, એના હોઠે છોડાં વળ્યાં હતાં અને સાદ ઘોઘરો થઈ ગયો હતો. હું એના ખંડમાં ગયો ત્યારે એ શાન્ત સુઈ રહ્યો હતો પણ મ્હને જોઇને એને કૈંક ઠીક લાગ્યું હોય એમ મ્હને જણાયું.

'કેમ નટવર ! તું આવ્યો ?' એણે ધીમા અવાજે એની હંમેશની બેદરકાર ઢબે પૂછ્યું. 'આપણા ગ્રહ હમણાં નબળા ચાલતા લાગે છે !'

'અરે ભલા માણસ ! એવું માનવાનું કૈં કારણ નથી.' એની નજીક જતાં મ્હેં કહ્યું.

'ત્યાં જ ઉભો રહે ! પાછો ખસ !' એકાએક એ બોલી ઉઠ્યો. ગંભીર સંજોગોમાં જ એ એવી રીતે વાતો કરતો. 'જો મ્હારી પાસે આવ્યો તો મ્હારે તને બહાર કાઢવો પડશે.'

'પણ એવું તે શું છે ?'

'મ્હારી મરજી. બીજું શું ?'

મ્હને લાગ્યું કે સુલોચનાએ કહ્યું તે ખોટું ન હતું. જયંતને ગાંડપણ લાગુ પડયું હતું. એ મ્હારી સાથે સીધી રીતે વાત કરતો હતો છતાં એના મગજનું ભુસુ કાયમ હતું.

'પણ હું તો તારી સારવાર માટે આવ્યો છું.' મ્હેં એને સ્હમજાવવા માંડયું.

'બરાબર છે. ત્યાં ઉભા રહીને તું મ્હારી ઉત્તમ રીતે સારવાર કરી શકશે.'

'શી રીતે ?'

'હું તને કહું તે મુજબ વર્તીને.'

'ભલે.'

'તને મ્હારા પર રીસ ચઢી છે કે શું?' એણે પૂછ્યું

એના પર તે રીસ ચઢાવીને શું કરે! એને જોઇને મ્હને તો દયા આવવી હતી. એ એવો તો નખાઈ ગયો હતો કે મ્હારાથી બનતું બધુંયે એના ખાતર કરવાને હું તૈયાર હતો.

'હું તો તારા ભલાને ખાતર મ્હારી નજીક આવવાની ના પાડું છું.' એણે ઉમેર્યું. 'હાસ્તો. મ્હને શું થયું છે તે હું સ્હમજું છું. એ એક જાતનું ઘણું જ ખરાબ દરદ છે અને અતિશય ચેપી છે. એ મોટે ભાગે સુમાત્રામાં થાય છે અને એની માહિતી ડચ લોકોને આપણા કરતાં ઘણી હોય છે. એક વાત તો નક્કી છે કે એ દર્દ ઘણું જ ભયંકર અને હદબહારનું ચેપી હોય છે.'

એણે તાવની ધુનમાં પોતાના હાથ આમળતાં મ્હને સ્હમજાવવા માંડયું.

'અડવાથી પણ એનો ચેપ લાગી જાય એવું એ દરદ છે. તું મ્હારાથી હજી જરા છેટો ઉભો રહે.'

'અરે ભલા ભગવાન! હજી તું એમ માને છે જયંત! કે આપણા વચ્ચે આવો ભિન્નભાવ છે! બીજો માણસ હોય અને તે બોલે તો ન લાગે પણ તું જ્યારે આવું કહે ત્યારે શું કહેવું! એક મિત્ર તરીકેની મ્હારી ફરજની આડે તારી એ દલીલ આવી શકશે એવો ખ્યાલ પણ તને કેમ આવ્યો? એ દર્દ ભલેને ચેપી હોય, ઝેરી હોય, ભયંકર હોય કે ગમે તેવું હોય પણ એનાથી ડરીને તારી સારવાર કરવાનું મ્હારાથી છોડી દેવાય એમ છે જ નહિ!'

એમ કહેતો કહેતો હું એની નજીક ગયો પણ એણે લાલચોળ આંખો કરી મ્હારી સામે ડોળા ધુરકાવવા માંડયા.

'જો તું દૂર ઉભો રહીને બોલીશ તો તારી સાથે વાત કરીશ. એમ ન કરવું હોય તો બ્હાર જા. મ્હારે તારૂં કામ નથી.'

જયંતની અસાધારણ શક્તિ માટે મ્હને પુષ્કળ માન છે અને મતભેદ જેવા પ્રસંગે પણ મ્હેં એને પુરતું માન આપ્યું છે પણ એ બધા કરતાં આ પ્રસંગ તદ્દન જૂદો જ હતો. મ્હારા ધંધાની રૂએ આ બાબતમાં હું એને વધુ મદદ કરી શકુ એમ હતું એના કરતાં મ્હારૂં એ વિષયનું જ્ઞાન વધુ હોય એ દેખીતી વાત હતી. એ ભલે બીજી બાબતોમાં નિષ્ણાત હોય, પણ આ પ્રસંગે એ એક સામાન્ય દરદી અને હું દર્દની ચિકિત્સાનો નિષ્ણાત હતો.

'જયંત !' મ્હેં કહ્યું. 'તારૂં મગજ ફરી ગયું છે. માંદા માણસ અને ન્હાના બાળકમાં ઝાઝો ફેર હોતો નથી. એઉ એક સરખાં હઠીલાં અને ચીઢીયાં થઈ જાય છે. તું હા કહે કે ના કહે પણ હું તો તને તપાસવાનો અને તારી ચિકિત્સા કરવાનો જ.'

એ મ્હારી સામે ફાટેડોળે જોઈ જ રહ્યો.

'કોઈ પણ હિસાબે તારે મ્હારી ચિકિત્સા કરવી હોય તો' જરા વાર રહીને એણે કહ્યું. 'મ્હને જેનામાં વિશ્વાસ હોય એવા કોઈ માણસને લઈ આવ.'

'ત્યારે તને મારા પર વિશ્વાસ નથી, એનો અર્થ તો એમજ ને ?' મ્હેં પૂછ્યું.

'ના બાપુ ના ! એમ નહિ. ખરૂં કહું તો તને આ વાતનું ભાન પણ નથી તો આવા દર્દનું જ્ઞાન તો ક્યાંથી જ હોય ! તારા અનુભવ બહારની એ વાત છે. તારૂં જ્ઞાન અમુક હદ સુધીનું અને પરિમિત છે.'

એ સાંભળીને હું છક થઇ ગયો. આવા શિરપાવની એના તરફથી મ્હેં આશા રાખી ન હતી.

'એમ માનવાનું તને શું કારણ મળ્યું ? જયંત ! આ જાતની ટીકા અજુક્તિ છે. તારી મગજશક્તિ નબળી પડી ગઇ છે એ આ

ઉપરથી સ્હમજી શકાય એમ છે. એ છતાં જો તને મારા પર શ્રદ્ધા ન હોય અને મ્હારી સારવાર ઠીક ન લાગતી હોય તો તું કહેતો હોય તો ડૉ. મુકરજી અને ડૉ. દલાલ જેવા પ્રખ્યાત નિષ્ણાતોને બોલાવી લાવું, પછી તો કૈં હરકત નથીને ? મ્હારી વાત એ છે કે હું નહિ તો બીજું કોઈ પણ તને તપાસે અને તારી યોગ્ય સારવાર કરે. તું આમ પડી રહે અને ફાવે તેમ બકયા કરે એ મ્હારાથી સહન નથી થતું. અહીં ઉભા ઉભા ઠંડે કલેજે તને મરતો જોવા હું નથી આવ્યો. ચાલ બોલ, કોને બોલાવી લાવું ?'

'તારા હેતુ વિષે મ્હને જરાય શંકા નથી નટવર !' એણે જરા ડચકીયાં ખાતાં ઉમેર્યું. 'પણ આ બાબતનો તને અનુભવ નથી. તારૂં જ્ઞાન પરિમિત છે એમ મ્હેં કહ્યું તેથી તને લાગી આવ્યું, પણ એ જરાવારમાં જણાઇ આવે એમ છે. 'ટેપેન્યુલીફીવર' અને 'કાલા-આઝાર' વિષે તું શું જાણે છે ?'

'એમનાં નામ મ્હેં સાંભળ્યાં નથી.'

'એજ મુજબ કેટલાંક વિચિત્ર દરદો છે જે હજી સુધી તમારા જેવા દાક્તરોથી અજાણ છે. અને એમની બાબતમાં દાક્તરો અજ્ઞાન છે એમ કહેવું કૈં ખોટુ નથી.' આટલું કહ્યા પછી જરાવાર થોભીને એણે ઉમેર્યું 'આ અનુભવ મ્હને તાજેતરમાં જ મળ્યો છે અને એવો અનુભવ મેળવતાં હું આ દરદનો ભોગ થઇ પડયો છું. એ વિષે તારાથી કૈં જ થઈ શકે એમ નથી.'

'હરકત નહિ. મ્હારી અકકલ નહિ ચાલે એમ માની લઇએ પણ મુંબાઈમાં બીજા દાક્તરો હજી જીવે છે. તું કહે છે એ જાતનાં દરદોમાં ડૉ. ગંગુલીનું નામ પ્રખ્યાત છે અને સારે નસીબે હમણાં તેઓ મુંબાઈમાં જ છે. તું હા કહે કે ના કહે. હું એમને બોલાવી લાવું છું.' એમ કહીને હું બહાર જવા લાગ્યો.

'જરા થોભ, નટવર ! એમ દોડીજવાની જરૂર નથી. હમણાં નહિ. જરા મોડેથી જજે. કેટલા વાગ્યા છે?'

'ચાર.'

'ત્યારે જરા બેસ. ૭ વાગે જજે.'

'એવું શા સારૂ? મોડું શા માટે કરવું?'

"પણ તું ૭ વાગે જજેને. તને કોઈ ના નથી કહેતું. બેસવાનો કંટાળો આવે છે?'

'એવું મ્હેં ક્યાં કહ્યું?'

'ત્યારે શાન્તિથી બેસ.'

'ભલે.'

'એ બધું રહેવાદેને! છોને એમને એમ પડયું. સુલોચના એ ઠીક કરશે. તું જરા દૂર જ બેસજે. બરાબર! એટલો જ દૂર. જો નટવર! હવે મ્હારે એક બીજી સૂચના કરવાની છે. મ્હારે માટે તને પુષ્કળ લાગણી છે તેની ના નહિ અને તેને લીધે જ તેં ડૉ. ગંગુલીને બોલાવી લાવવાની વાત કહી, પણ એને બદલે મ્હારે બીજા જ માણસની મદદની જરૂર છે.'

'તો તેને બોલાવી લાવીશ. આમ પડી રહેવા કરતાં કૈંક ઉપાય થાય તો દર્દ મટે.'

'ખરીવાત છે. તારી વાતને હું પણ ટેકો આપું છું. હવે તારે વાંચવું હોય એ વાંચ અને શાંતિથી બેસ. તારે ૭ વાગે જવાનું છે.'

એમ કહીને એ શાંતિથી આડે પડખે થયો. મ્હારૂં ચાલત તો ૭ વાગ્યા પહેલાં હું એને જગાડત જ નહિ પણ માણસ ધારે છે એક ને થાય છે બીજું. વખત વિતાવવા હું આમ તેમ આંટા મારતો મારતો એ ખંડનું નિરક્ષણ કરવા લાગ્યો. ચારે બાજુ ભયંકર અને નામીચા ગુન્હેગારોની છબીઓ લટકાવી હતી, એક બાજુ નાના સરખા

ટેબલ પર પુસ્તકો પડયાં હતાં અને બીજી બાજુ એક બુકકેસ પર કાગળીયાં હતાં. મ્હારી નજર એ કાગળો પર પડી. એમાં એક સુંદર હાથીદાંતની નાની સરખી ડબી હતી. એ દેખાવમાં ઘણી મનોહર હતી. પાસે લઇને જોવા સારૂં મ્હેં મ્હારો હાથ લંબાવ્યો એટલામાં જયંતે એક ભયંકર દર્દપૂર્ણ ચીસ પાડી. એ સાંભળીને હું તો હેબતાઈ ગયો. મ્હારાં રૂવાટાં પણ ઉભાં થઇ ગયાં. મ્હારા તરફ ઠપકાભરી આંખે જયંત જોઈ રહ્યો હતો અને હાથમાં ડબી લઇને હું ઉભો હતો.

'મૂકી દે. એ ડબી મૂકી દે!' જયંતે બુમ મારી 'એ નીચે મૂકી દે નટવર!'

મ્હેં ડબી એને ઠેકાણે મૂકી.

'મ્હારી ચીજોને આ રીતે અડવાની રીત મ્હને પસંદ નથી. એ મ્હારી સહન શક્તિની બહારની વાત છે. તારા જેવા ડૉકટર દરદીને ગાંડાની હોસ્પીટલમાં જ મોકલવા જેવા કરી મૂકે! ભલા માણસ! જરા શાંતિથી બેસ અને મ્હને જંપવા દે.'

આ બનાવની મ્હારા પર ઘણી ખરાબ છાપ પડી. એની ડબી જોવા લીધી એમાં તે એનું શું બગાડી નાખ્યું કે એ આટલો ગુસ્સે થઇ ગયો અને આમ વધારા પડતું બોલી ગયો! એમાં એનું તે શું ભવિષ્ય લૂંટાઇ ગયું! મ્હારા જેવા મિત્ર સાથે નજીવી વાતમાં આમ ઉતરી પડવું એ તદ્દન અજુગતું હતું; પણ જ્યાં એનું મગજ ઠેકાણે ન હતું ત્યાં એવો વિચાર કર્યે શું વળે! મ્હને ઉલટી એને માટે ઘણી જ લાગણી થઈ આવી. એ કેટલો ઉદાર અને મોટા મનનો માણસ હતો અને એકાએક એનામાં આ તે કઈ જાતનો ફેરફાર થઈ ગયો હતો!

એ બધી બાબતો પર વિચાર કરતો હું કયાં સુધી બેસી રહ્યો. વખત વખતનું કામ કર્યે જતો હતો. એ કોઇને માટે થોભ્યો છે કે

મ્હારે માટે થોભે! ધીરે ધીરે છ વાગવા આવ્યા એટલે જયંતે મ્હારી સાથે વાત કરવા માંડી. હજીયે એની તાવની ધૂન કાયમ હતી.

'નટવર! તારા ખીસ્સામાં કૈં પરચુરણ છે?' એણે પૂછ્યું.

'હા. કેમ?'

'રૂપીઆ, અડધા?'

'છે.'

'કેટલા રૂપીઆ?'

'છ.'

'બહુ જ થોડા! ઘણા થોડા! પણ ઠીક છે. જો એક કામ કર. અડધા રૂપીયા એક બાજુ રાખ ને અડધા બીજી બાજુ રાખ. એટલે બેઉ બાજુ સરખો ભાર થશે. એક બાજુ બધો ભાર રાખવો એ મુર્ખાઇ છે. સરીઆમ મુર્ખાઈ છે એ તારા જેવા ડૉક્ટરે સ્હમજવું જોઇએ. સ્હમજ્યોને. નટવર!'

એની આ વાત શું પુરવાર કરતી હતી? એના કહેવા મુજબ એ પોતે જ થાણાના લ્યુનેટિક એસાયલમમાં જવા લાયક હતો કે નહિ? આટલી વાત કરતાં એને ટાઢનું લખલખુ ભરાઈ આવ્યું. એ ધ્રુજી ઉઠયો. જરાવાર રહીને એણે કહ્યું:

'હવે તું ગૅસની બત્તી સળગાવ. નટવર! પણ એ બહુ જ ધીમી રાખજે. બહુ જ ધીમી. હા, એટલી ચાલશે. એમ જ રહેવા દે. હવે જરા પેલું છાપુ અને આ કાગળો મ્હારી પાસે મુક. વખતે એ હું વાંચું, ઠીક લાગે તો વાંચી શકુ. હવે પેલો ચીપીયો લે. એના વતે પેલી ડબી પકડીને અહીં મૂક. હાથથી ઝાલતો નહિ. એમ જ. બરાબર. હવે તારે સૅન્ડહર્સ્ટ રોડ પર જવાનું છે. ત્યાં જઇને ભૂતાભવનમાંથી પ્રાણલાલ મ્હેતાને બોલાવી લાવ,

ખરૂં પૂછો તો ડૉક્ટરને બોલાવી લાવવાની મ્હારી મનોવૃત્તિ નબળી પડી ગઇ હતી કારણ કે જયંતને મનની આવી ડામાડોળ

સ્થિતિમાં એકલો મુકીને જવું એ ભયંકર જોખમ ખેડવા જેવું હતું. તો પણ જ્યારે એ પોતે જ અમુક માણસની સલાહ લેવા અને તે મુજબ વર્તવા તૈયાર હતો ત્યારે મ્હારે એના ભલાને ખાતર પણ એ માણસને બોલાવી લાવવો જોઇએ એમ વિચારીને હું જવા તૈયાર થયો.

'એ નામ તદ્દન નવું જ છે!' મ્હેં કહ્યું.

'તારે મન હશે. નટવર! તને જાણીને નવાઈ લાગશે કે આ જાતના દરદમાં કોઈ પણ માણસ દુનિયાભરમાં કાંઇ કરી શકે એમ હોય તો એના સિવાય બીજું કોઇ નથી. આ વિષયનો એણે બહુ જ સુંદર અને સંપૂર્ણ અભ્યાસ કર્યો છે અને એનું નામ જાણીતું છે. એ પોતે કાંઈ ડૉક્ટર નથી. એનો ધંધો ખેતીકારનો છે. સુમાત્રામાં એની પાસે પુષ્કળ જમીન છે અને મોટા પ્રમાણમાં ખેતી કરાવે છે. હાલ એ કાંઈક કામ પ્રસંગે મુંબાઇ આવ્યો છે. એની પાસેના વિસ્તારમાં આ પ્રકારનો ભયંકર રોગ ફાટી નીકળ્યો હતો, તે વખતે વૈદકિય મદદ નિરૂપયોગી નિવડવાથી એને એ પરિસ્થિતિનો અભ્યાસ કરીને ઉપાય શોધી કાઢવો પડયો હતો; અને એકંદરે એમાં એને ઠીક ફતેહ મળી હતી. એ જરા વિચિત્ર માણસ છે. છ વાગ્યા પહેલાં એનો પત્તો લાગત નહિ એટલે મ્હારે તને ખોટી કરવો પડયો. તું એને ગમે તેમ કરીને અહીં આવવા સમજાવજે અને એના જ્ઞાનનો લાભ મ્હને આપે એમ કરજે. આવાં દર્દની ચિકિત્સા કરવાનો એને શોખ છે એટલે એ તને ના નહિ પાડે.'

ઉપર આપેલી હકીકત જરા રીતસર ગોઠવી ને લખી છે, કારણ કે જયંતની વાતચીતમાં વારેવારે ઉધરસ અને શ્વાસ અંતરાય નાખતાં હતાં; તેમ જ એ થાકી પણ જતો એટલે એની વાતચીત જરા ગોઠવીને લખવી પડી છે. ધીરે ધીરે એની સ્થિતિ ખરાબ થતી જતી હતી. અને જો જલદીથી મદદ ન મેળવી શકાય તો એનું દરદ કેવું

રૂપ લેશે તે કહી શકાય એમ ન હતું. એના દરદનાં લક્ષણુ ધીરે ધીરે મ્હને તો ખરાબ થતાં લાગતાં હતાં.

'તું એને સમજાવજે કે મ્હારી સ્થિતિ કેવી છે અને કેવા સંજોગોમાં મ્હને મૂકીને તું એને બોલાવવા જાય છે.' એણે આગળ જણાવ્યું 'એ નહિ આવે તો થોડા વખતમાં મ્હારે મૃત્યુનો મ્હેમાન, ખરેખર! મૃત્યુનો મ્હેમાન થવું પડશે! મ્હારા મગજ પરનો કાબુ જતો રહે છે. હું શું કહેતો હતો? નટવર!'

'મ્હારે પ્રાણુલાલ મ્હેતાને શું સમજાવવું તે.'

'બરાબર! હવે યાદ આવ્યું. મ્હારા જીવનનો આધાર એના આવવા પર છે એ એને કોઇ પણ રીતે સમજાવજે નટવર! અમારી વચ્ચે સારી લાગણી નથી. એનો ભત્રીજો મનહર મરણ પામ્યો એમાં એનો હાથ હોવાની મ્હારી માન્યતા હતી. એ વાતની એને ખબર છે, અને એ કારણથી એને મારા પર ખાર છે, એટલે વખતે એ આનાકાની કરેતો એને સમજાવજે અને ગમે તેમ કરીને અહીં આવવા આગ્રહ કરજે. એ મ્હને બચાવી શકશે. બીજું કોઇ નહિ.'

'મ્હારાથી બનશે ત્યાં સુધી તો એને ગાડીમાં નાખીને લઈ આવીશ.'

'એમ નહિ! એમ નહિ! તારે તો એને અહીં આવવાનું દબાણુ કરીને હા પડાવવાની છે. એ હા પાડે એટલે તરત જ તારે ચાલ્યા આવવાનું છે અને એ વાતની મ્હને ખબર આપવાની છે. ગમે તે બહાનું કાઢીને છટકી આવજે. એ કૈં તને શીખવવું નહિ પડે. સ્હમજ્યોને, નટવર! ગમે તે રીતે આગળ આવતો રહેજે. જો જરા પણ ગફ્લત ન થાય, નહિ તો આખી દુનિયાનું સત્યાનાશ વળી જશે. આપણાથી બને તેટલાં જનાવર ઉડાડીશું નહિતર આખોએ પાક બગાડી નાખશે ને સરીઆમ ભૂખે મરવા વારો આવશે! જા નટવર! દોડ. જરા પણ ગફ્લત કરતો નહિ!'

અરે ભલા ભગવાન ! એ શું આકુઅવળું બોલી ગયો ! એનું મગજ ખરેખર ! ચસકી ગયું છે. નહિતર એ આમ ભાંગરો વાટે નહિ.

બહાર આવ્યો ત્યાં સુલોચનાએ રોતાં રોતાં એની ખબર પૂછી. એણે અમારી વાત થોડી ઘણી સાંભળી હતી અને એ સાંભળીને એનો જીવ કપાઇ જતો હતો. મ્હેં એને ગંભીર પરિસ્થિતિ ટુંકામાં સ્હમજાવી અને ધ્યાન આપવાનું કહી બાહાર આવ્યો. મ્હેં ગાડી બોલાવી, એવામાં એકજણે આવીને પૂછ્યું:

'જયંતને કેમ છે ?'

એ પૂછનાર બીજું કોઈ નહિ પણ અમારા સ્નેહી રામરાય બક્ષી હતા. એ છૂપી પોલિસ ખાતાના બાહોશ અમલદાર હતા.

'એની માંદગી ભયંકર છે.' મ્હેં જવાબ આપ્યો.

એણે મ્હારા સામે જરા વિચિત્રતાથી જોયું. હું જવાની ઉતાવળમાં ન હોત તો એને જરા પૂછત ખરો પણ અત્યારે તો કૈં જ બોલ્યો નહિ.

'મ્હેં એમ સાંભળ્યું હતું ખરૂં.' રામરાયે ઉમેર્યું.

હું ગાડીમાં બેઠો એટલે ગાડી ઉપડી અને વાત બંધ પડી.

સૅન્ડહર્સ્ટરોડ એ મુંબાઇનો જાણીતો લતો છે. જૂનાં મકાનોની હારની હારો હઠાવીને તેને ઠેકાણે આલીશાન મ્હેલાતો ખડી થઈ ગઈ છે.

ભૂતાભવન આગળ મ્હારી ગાડી ઉભી રહી. ત્યાં ઉતરીને મ્હેં પ્રાણલાલ મ્હેતાની તપાસ કરી, એ બીજે માળે રહેતા હોવાની મ્હને ખબર મળી. એમના ખંડ આગળ જઇ બટન દાબતાં નોકરે બારણું ઉઘાડયું.

'બેસો સાહેબ !' એણે ખુરસી બતાવીને કહ્યું. 'શેઠ સાહેબ ઘરમાં છે એમને આપના આવવાની ખબર આપું છું આપનું નામ શું ?'

મ્હેં એને મ્હારૂં કાર્ડ આપ્યું.

પ્રાણલાલ મ્હેતા પર મ્હારા નામની અને તેની પાછળ લગાડેલી ડૉક્ટરની ડીગ્રીની જરાપણ અસર થયેલી લાગતી ન હતી એમ અધબીડયા અધઉઘાડયા બારણામાંથી જોતાં મ્હને જણાયું.

'કોણ છે એ ? મ્હારૂં એને શું કામ છે ! તને કેટલી વાર કહ્યું કાનજી ! કે મ્હારા કામમાં તારે ખલેલ કરવી નહિ છતાં તું આવાં લફરાં શા સારૂ લઈ આવે છે ?'

એના જવાબમાં માણસે નરમાશથી ખુલાસો કર્યો.

'એને ના કહી દે. મ્હને ફુરસદ નથી. આવી રીતે મ્હારા કામમાં ખલેલ પડે એ મ્હને પસંદ નથી. એને કહી દે કે હું ઘરમાં નથી. ના માને તો કહેજે કે મળવાની ખાસ જરૂર જ હોય તો કાલે સવારે આવે.'

ફરીથી માણસે કૈંક ધીરેથી સમજાવવા માંડયું.

'હરકત નહિ. હું કહું છું એમ જ કહી દે. જરૂરી કામ હોય તો કાલે સવારે મળવા આવે. મ્હારા કામમાં ખલેલ કરવાની જરૂર નથી.'

મ્હારી નજર આગળ પથારીમાં તરફડીયાં મારતાં મૃત્યુનો મ્હેમાન જયંત ખડો થયો. પળેપળ એનું દુઃખ અને દર્દ વધ્યે જતાં હતાં. એવું ભયંકર દરદ કઈ ઘડીએ કેવું વલણ લે અને એનું કેવું ભયંકર પરિણામ આવે એની કલ્પના કરતાં મ્હારી આંખે અંધારી વળી. આ તરફ આ ભાઇસાહેબ ઠંડે કલેજે ઘરમાં હોવા છતાં મ્હને ટાળવા માટે ખોટો જવાબ અપાવવાની પેરવી કરતા હતા ! ખાલી શિષ્ટાચાર ખાતર વખત ગુમાવવા કે થોભવા કરતાં અંદર ઘુસવામાં અને પ્રયત્ન કરી જોવામાં જ માલ છે એમ વિચાર કરીને હું અંદર ઘુસ્યો. મ્હને જવાબ આપવા કાનજી પાછો ફરે તે પહેલાં તો હું મી. મ્હેતાની સ્હામે જઇને ઉભો.

ગુસ્સાથી બુમ પાડીને એ ઉભો થઇ ગયો. એનો ચ્હેરો જરા ભરાઉ હતો અને માથે તાલ પડેલી હતી. એ જરા પાકે રંગે હતો અને બેવડી દાઢી હતી.

'આ શું?' એણે ધાંટો પાડયો. 'આ તે કઇ જાતનો શિષ્ટાચાર! મ્હેં કહેવરાવ્યું નહિ કે કાલે આવજો!'

'એ વાત ખરી' મ્હેં કહ્યું. 'પણ થોભાય એવું નથી. જયંતની તબીઅત—'

મ્હારા મિત્રના નામે એના પર જાદૂઈ અસર કરી. એ સાંભળતાં વેંત જ એનો ગુસ્સો ઉતરી ગયો.

'તમે જયંત તરફથી આવો છો?' એણે પૂછયું.

'હાજી. એની પાસેથી જ ચાલ્યો આવું છું.'

'એ કેમ છે?'

'સખત માંદો છે. એટલા માટે હું તમારી પાસે આવ્યો છું'

એ ધીરે રહીને ખુરસી લઇને બેઠો. મ્હારી નજર એના પર ઠરી રહી. મ્હને લાગ્યું કે મ્હારા જવાબથી એને કૈંક છૂપો આનંદ થતો હતો. છતાં મ્હેં માન્યું કે વખતે એનું કૈંક જૂદુ કારણ હશે! તરત જ એણે મ્હારા તરફ ગંભીર ચહેરે જોયું.

'એ સાંભળીને હું ઘણો જ દિલગીર છું.' એણે કહ્યું. '**મી.** જયંતને મ્હારા ધંધાને અંગે હું ઓળખું છું અને એની બુદ્ધિ અને શક્તિ માટે મ્હને માન છે. દર્દની બાબતમાં હું જેમ શિખાઉ છું તેમજ ગુન્હાઓની બાબતમાં એ શિખાઉ છે. એ જેમ ગુન્હેગારોનું નિરીક્ષણ કરે છે તેમ હું જંતુઓનું નિરીક્ષણ કરૂં છું. આ કેદખાનાંઓમાં' એણે બાજુએ પડેલી બરણી તરફ હાથ લંબાવીને ઉમેર્યું. 'અનેક ભયંકર ગુન્હેગારો સડે છે.'

'અને આપના એ બાબતના ખાસ જ્ઞાનને લીધે જ જયંત આપને મળવા માગે છે. આપને માટે એને ઘણો જ ઉંચો અભિ-

પ્રાય છે અને એ કહે છે કે આખા મુંબાઈમાં એને કોઇ બચાવી શકે એવું આપના સિવાય બીજું કોઈ નથી.'

એ સાંભળીને એ અજાયબીથી ઉભો થઈ ગયો.

'કેમ?' એણે પૂછ્યું. '**મી.** જયંત શા ઉપરથી એમ માને છે છે કે એમના એ દરદમાંથી હું બચાવી શકીશ?'

'આપના આ જાતનાં દરદોના ખાસ જ્ઞાનને લીધે બીજું શું?'

'પણ એ દરદ એ જાતનું છે એમ એ શા ઉપરથી કહી શકે છે? એ એમને શી રીતે લાગુ પડયું?'

'ધંધાદારી તપાસને અંગે એ કેટલાક **ચીના**ઓના સંસર્ગમાં આવ્યો હતો અને તેમાંથી એ એને લાગુ પડયું એમ કહે છે.'

એ સાંભળીને **મી.** મ્હેતાના મ્હોઢાપર સ્મિત તરવર્યું.

'એમ બાબત છે!' એણે કહ્યું. 'તો તો તમે ધારો છો એટલી ગંભીર સ્થિતિ નહિ હોય. કેટલા દિવસનો મંદવાડ છે?'

'ત્રણેક દહાડા થયા.'

'એમને ઘેન ચઢે છે?'

'ઘણીયે વખત.'

'તો તો પછી સ્થિતિ ઘણી ગંભીર છે. એમને મળવાની ના પાડવી એ ઠીક ન કહેવાય! મ્હારા કામમાં જરા પણ ખલેલ પડે એ મ્હને પસંદ નથી ડૉકટર! છતાં પણ આ કેસ એના અપવાદ તરીકે મ્હારે હાથ ધરવોજ પડશે. હું તમારી સાથે હમણાં જ આવું છું.'

જયંતે કરેલી સૂચના મ્હને યાદ આવી.

'હજી મ્હારે બીજું કેટલુંક કામ છે.' મ્હેં કહ્યું.

'બહુ સારૂં, હું એકલો જઇશ. મ્હને ઠેકાણું યાદ છે. મોડામાં મોડો અર્ધા કલાકમાં હું ત્યાં પહોંચી જઇશ એની ખાત્રી રાખજો.'

'મહેરબાની!'

હૃદયમાં ઘણી ચિંતા સાથે મ્હેં જયંતના ખંડમાં ફરીથી પગ મૂકયો. મ્હને ચિંતા હતી કે મ્હારી ગેરહાજરીમાં કોણુ જાણે શુંનું શુંયે થઈ ગયું હશે! અંદર જઇને જોતાં જણાયું કે જયંતની સ્થિતિ બગડવાને બદલે જરા ઠીક થઇ હતી એટલે એથી મ્હને કૈંક સંતોષ થયો. એનો ચહેરો પહેલાંના જેવો જ નખાઇ ગયો હતો પણ ઘેન ઓછું થયુ જણાતું હતુ. એનો અવાજ હજી એવોને એવો જ હતો.

'તું એને મળી આવ્યો? નટવર!'

'હા. એ આવે છે.'

'ઘણું જ સરસ, નટવર! બહુ સારૂં કામ કરી આવ્યો. તારાપર આધાર રાખ્યો પ્રમાણુ છે.'

'એણે મ્હારી સાથેજ આવવાની વાત કરી.'

'પણુ એ વિષે તો મ્હેં તને કહી રાખ્યું હતું ને! ઠીક થયું કે તેં ભુલ ન કરી. એણે પૂછ્યું હતું કે મ્હને શું દર્દ છે?'

'જરૂર, મ્હેં એને જણાવ્યું કે તને પેલા ચીનાઓના સંસર્ગમાં આવ્યા પછી દર્દ લાગુ પડયું હતું.'

'ઠીક કર્યું. એક સન્મિત્ર કરી શકે એટલું બધુંયે તું કરી ચુકયો છે નટવર! હવે મહેરબાની કરીને તું ઘેર જા.'

'એમ નહિ બને, મ્હારે એ શું કહે છે અને શો અભિપ્રાય આપે છે તે સાંભળવું છે.'

'અરે હારે હા! તેનો રસ્તો થઇ શકશે, પણ એનો એ અભિપ્રાય તારી ગેરહાજરીમાં જેટલો ભરોસાપાત્ર હશે તેટલો તારી રૂબરૂમાં એ નહિ આપશે માટે તું સંતાઇ જા. આ જોડેના ખંડમાં ભરાઇને બારણાની તડમાંથી તું જોજે અને સાંભળજે. સમજયોને, નટવર!'

'અરે ભલા માણુસ!'

'એ સિવાય બીજો રસ્તો નથી. ચાલ જલદી કર. નટવર! અહીં સંતાવાની જગ્યા નથી માટે તને કહ્યું તેમ કર. ચાલ જલદી!

જો હમણાં એ આવી લાગશે. તું તારે સાંભળ્યા કરજે. જરાપણ હાલતો ચાલતો કે બોલતો નહિ. સમજ્યોને! ચૂપચાપ સાંભળ્યા કરજે. કૈં પણ થાય તોયે તારે વચ્ચે માથું મારવાનું નથી સમજ્યોને ચાલ, જલદી કર, કાન ખુલ્લા રાખીને સાંભળ્યા કરજે.

અને એની સૂચનાને માન આપ્યા વિના ક ચાલે ખરૂં! હું તરત જ. બાજુના ખંડમાં જઇને સંતાઈ ગયો અને બારણાની ફાટમાં થઇને જોવા લાગ્યો.

થોડીવારે પ્રાણુલાલ મ્હેતાની સવારી આવી લાગી. કેટલીક વાર સુધી તે પછી શાંતિ પથરાઇ રહી. જયંતનો શ્વાસોશ્વાસ માત્ર સંભળાતો હતો. પ્રાણુલાલ એના પલંગ નીચે ઉભો ઉભો એને જોઈ રહ્યો હતો. છેવટે એ ચુપકીનો અંત આવ્યો.

'જયંત!' એ બોલ્યો. 'જ યં ત!' ઉંઘતા માણસને ઉઠાડતી વખતે આપણે બોલીએ છીએ તે રીતે એણે બુમ મારી.

'જયંત! કેમ છે?'

એણે જયંતનો ખભો પકડીને એને ઢંઢોળ્યો.

'કોણ પ્રાણુલાલ! તમે આવ્યા છો?' જયંતે ધીમેથી કહ્યું. 'મ્હેં ધાર્યું હતું કે તમે ભાગ્યે જ આવશો.'

પ્રાણુલાલ હસ્યો.

'એમ! એવું માનવાનું કૈં કારણ નથી. તમે જુઓ છો કે હું વખતસર આવ્યો છું. અપકાર ઉપર ઉપકાર કરવા **મી.** જયંત!'

'એ તમારી ઉદારતા છે ભાઇ! મ્હારે તમારો આભાર માનવો જોઇએ. તમારા આ વિષયના ખાસ જ્ઞાનની મ્હારે પ્રશંશા કરવી પડશે.'

'એમ! સારી વાત છે કે એવી પ્રશંશા કરનાર સારાયે મુંબાઇ માં તમે એકલા જ છો. તમને ખબર છે કે તમને શું થયું છે?'

'એ જ.' જયંતે કહ્યું.

'એમ! એનાં ચિન્હો તમને બરાબર યાદ છે?'

'ઘણી જ સારી રીતે.'

'ઠીક. એમાં મ્હારે નવાઈ પામવા જેવું કૈં નથી જયંત! એ જ દરદ લાગુ પડ્યું હોય તેથી પણ મ્હારે નવાઈ પામવું ન જ જોઇએ. એ જ જો હોય તો તો કમનસીબની વાત છે! બિચારો મનહર ચોથે જ દિવસે મરણ પામ્યો! કેવો જુવાન જોધ જેવો હતો! મુંબાઈ જેવા શહેરમાં એને સુમાત્રા તરફનો એ રોગ શી રીતે લાગુ પડયો એ ઘણું જ નવાઇ જેવું હતું એવું તમે જ કહ્યું હતું. વિધિની વિચિત્રતા તો એ હતી કે મ્હેં જે જાતનાં દર્દો વિષે પુરતો અભ્યાસ કર્યો હતો તેમાંનું એ દર્દ હતું એમ તમારી માન્યતા હતી. ખરૂ પૂછો તો એ માત્ર ભ્રમણા જ હતી. મી. જયંત! અને એ ઉપરથી તમે કૈંને કૈં કારણો પણ કલ્પેલાં!'

'મ્હારી ખાત્રી છે કે એમાં તમારો હાથ હતો!'

'એમ! તમારી ખાત્રી હતી? છતાં તમે કૈં પુરવાર કેમ ન કરી શકયા? પણ એકવાર મ્હારે માટે એવી ખાત્રી રાખવી, મ્હારી બદનામી કરવી અને પાછા જરાક દર્દ થતાં જ મ્હારી અભ્યર્થના કરવી એનો અર્થ શું? આ તે કઈ જાતની રમત છે?'

જયંતનો ઘુંટાતો શ્વાસોશ્વાસ સંભળાયો.

'મ્હને પાણી આપો.' એણે ગળગળા સાદે કહ્યું

'તમારી સ્થિતિ ભયકારક થતી જાય છે છતાં આપણે પુરતી વાત કરી લઇએ તે પહેલાં તમારો અંત આવે એવી મ્હારી ઈચ્છા નથી. અને તેથી જ હું પાણી આપું છું. લો પીઓ. મ્હેં શું કહ્યું તે સ્હમજાય છે?'

જયંતનો ઘોઘરો સાદ સંભળાયો.

'તમારાથી બની શકે એટલી મ્હને મદદ કરો. ગઈ ગુજરી ભૂલી જાવ.' જયંતે ધીરેથી કહ્યું. 'હું એ નહિ સંભાળું. જે થવાનું

હતું તે થઈ ગયું હવે એ સંભાર્યા કરવામાં સાર નથી. તમારાથી બનતા ઉપચાર કરો.'

'શું નહિ સંભાળો'

'બીજું શું? મનહરના મરણની વાત. તમે હમણાં તો લગભગ કબુલ કર્યું કે એમાં તમારો જ હાથ હતો. હું એ ફરીથી નહિ સંભાળું.'

'એ જોઇએ તો વારંવાર સંભાળ્યા કરો કે સદંતર ભૂલી જાવ એ સૌ એક સરખું જ છે. એ જાહેર કરવા જેટલો વખત તમે ભાગ્યે જ કાઢી શકશો એવી મ્હારી ખાત્રી છે. મ્હારો ભત્રિજો શી રીતે મરણ પામ્યો એ તમે જાણતા હો કે ન હો તે બધું એક સરખું છે. આપણે અત્યારે એની બાબત વાત નથી કરતા પણ તમારા વિષે વાત કરીએ છીએ.'

'હારે હા!'

'પેલો માણસ મ્હને બોલાવવા આવ્યો. એનું નામ તો હું ભૂલી ગયો. તે કહેતો હતો કે તમને આ દરદ ગોદીમાંથી લાગુ પડયું.'

'મ્હારી પણ એવી જ માન્યતા છે.'

'અને તમારા જેવા નિષ્ણાતને શરમાવનારી તેમજ સદંતર ભૂલી ભરેલી એ માન્યતા છે! તમે તમને પોતાને બહુ જ ડાહ્યા માનો છો ખરૂંને? દુનિયામાં શેરને માથે સવાશેર પણ હોય છે એનો તેમને ખ્યાલ ન હતો નહિતર મગજમાં આટલી રાઇ રાખીને ફરત નહિ. હવે મ્હારા ડાહ્યા ભાઇ! જરા સંભાળી કાઢો કે બીજે કોઈ રસ્તે આ દરદ નથી લાગુ પડયું ને?'

'મ્હને તો કૈં યાદ નથી આવતું મ્હારી યાદશક્તિ બહેર મારી ગઇ છે.'

'ત્યારે હું સચેત કરૂં. મરતા પહેલાં તમારો અંત શી રીતે આવ્યો તેનું તમને સંપૂર્ણ જ્ઞાન થાય તો વધારે સારૂં.'

'મ્હારૂં દર્દ મટે એવી કૈં દવા આપો.'

'બહુ દુઃખ થાય છે! એમ! ગળું બળે છે ખરૂંને?'

'બહુ જ બળે છે.'

'હરકત નહિ. હું કહું છું તે સાંભળી લો. એ કૈં જેવી તેવી દવા નથી. આ દરદ લાગુ પડયું ત્યારે કૈં નવાઈ જેવો બનાવ જેવો બનાવ બનેલો એવું કૈં તમને યાદ છે!'

'ના. ના. મ્હને તો કૈં સાંભરતું નથી.'

'ફરીથી વિચાર કરી જુઓ.'

'મ્હારી વિચાર શકિત પણ મંદ પડી ગઈ છે.'

'કૈં હરકત નહિ! હું એને સતેજ કરૂં. તમને કૈં ટપાલ રસ્તે મળેલું?'

'ટપાલમાં?'

'કોઇ ડબી?'

'મ્હને મૂર્છા આવે છે! અરે બાપરે! મરી ગયો!'

'સાંભળ! જયંત!' એણે જયંતને ઢંઢોળીને કહેવા માંડયું. 'તારે હું કહું છું તે સાંભળવું પડશે. તે દિવસે ટપાલ મારફતે તને એક ડબી મળી હતી. બુધવારે તને એ ડબી મળી. હવે યાદ આવે છે?'

'હા. મ્હેં એ ઉઘાડેલી. એમાં એક ઝીણી કમાન હતી. કોઇએ મશ્કરી—'

'એ મશ્કરી હતી જ નહિ. એને લીધે જ તું પટકાઇ પડયો. તને મ્હારા કામની આડે આવવાનું કોણે કહ્યું હતું? મુર્ખા! તારા કામનો બદલો મ્હારે આપવો જ જોઈએ. તેં મ્હને મ્હારે રસ્તે જવા દીધો હોત તો હું તને હેરાન કરત નહિ.'

'હવે યાદ આવ્યું!' જયંત બોલ્યો. 'ઝીણી કમાન! એ છટકી અને લોહી નીકળ્યું. પેલી પડી એ ડબી.'

'એ જ! મુર્ખના સરદાર! એ જ: એ જ એ ડબી, અને હવે એ મ્હારી સાથે જ અદૃશ્ય થશે એટલે દુનિયા જાણશે પણ નહિ કે તારો શી રીતે અંત આવ્યો! પણ ખરી વાત શી છે તે હવે તું જાણે છે અને મ્હેં તને મારી નાખ્યો એ જ્ઞાન સાથે ભલે તારો અંત આવે. એથી મ્હને સંતોષ થશે. મનહરલાલના મરણનો ભેદ તું સારી રીતે જાણી ગયો હતો એટલે મ્હારી સલામતીને ખાતર પણ તંને સાફ કરવાની મ્હને ફરજ પડી હતી. તારો અંત નજીક આવ્યો છે જયંત! અને હું અહીં બેઠો બેઠો શાંતિથી જોઈશ કે તું શી રીતે મરણ પામે છે!'

જયંતનો અવાજ બહુ જ ધીમો પડી ગયો હતો. એ શું બોલ્યો તે પણ મ્હને પુરૂં સ્હમજાયું નહિ.

'શું કહ્યું.' પ્રાણલાલે પૂછ્યું. 'બત્તી જરા વધારે કરૂં? ભલે, તને બરાબર જોવાની એથી સગવડ મળશે.'

એમ કહીને પ્રાણલાલે બત્તી ઉંચી કરી.

'બીજું કૈં જોઇએ છીએ?' એણે પૂછ્યુ.

'પાણીનો પ્યાલો.' જયંતે એના હમેશના સ્વાભાવિક અવાજે કહ્યું.

એકાએક આ ફેરફાર શી રીતે થયો તેની મ્હને ખબર પડી નહિ. પ્રાણલાલને પણ નવાઇ લાગી. એ એના તરફ ડઘાઇનેજોઇ રહ્યો.

'આનો શો અર્થ?' એણે મ્હોં સૂકાતું હોય એવી રીતે પૂછ્યું.

'એટલોજ કે મ્હેં મ્હારો ભાગ બરાબર ભજવ્યો છે!' જયંતે કહ્યું. 'મ્હારે કહેવું જોઇએ કે એ બરાબર ભજવવા ખાતર ત્રણ દિવસ થયાં અનાજનો એક દાણો પણ મ્હારા મ્હોમાં મૂક્યો નથી. પાણી પણ તમે આપ્યું તે સિવાય નથી પીધું. ત્રણ ત્રણ દિવસની ભૂખ પછી પાણી પણ મીઠું લાગે છે! એ કોણ આવ્યું?'

બહાર કોઇનાં પગલાં વાગ્યાં અને રામરાય બક્ષીની પધરામણી થઇ.

'બધું બરાબર છે. આ તમારો માણસ રામરાય!'

રામરાયે પ્રાણલાલ તરફ ફરીને કહ્યું:

'મનહરલાલ મ્હેતાના ખૂનના આરોપસર હું તમને કેદ કરૂં છું.'

'અને સાથે સાથે જયંતના ખૂનની કોશિષ કરવાનો આરોપ પણ ઉમેરી શકાય એમ છે.' જયંતે હસીને ઉમેર્યું. 'મ્હારી મહેનત બચાવવા ખાતર બત્તી ઉંચી કરીને તમને ખબર આપવાનું કામ એમણે–પ્રાણલાલે જ કર્યું હતું. એમના ખીસ્સામાં જમણી–બાજુના ખીસ્સામાં–એક ન્હાની ડબી છે, એ લઇ લેવાની જરૂર છે. એ જ. એ ડબીને એવી રીતે અડવાની હું સલાહ આપતો નથી. એને ધ્યાન રાખીને વીંટાળી લો. એ તપાસ વખતે ઘણી ઉપયોગી થઇ પડશે.'

એટવામાં પાંસ સાત સાર્જન્ટ આવી લાગ્યા અને પ્રાણલાલે હોંસાતોસી કરવા માંડી.

'એમ કરવામાં માલ નથી!' રામરાયે કહ્યું. 'ભલા માણસ! સીધો સીધો ઉભો રહે, જો!' અને સાર્જંટોએ એને ઝાંઝરીયાં પહેરાવી દીધાં.

'ઠીક છે જયંત'! પ્રાણલાલે ગુસ્સામાં ને ગુસ્સામાં બુમ મારીને કહ્યું. 'આનો પણ વ્યાજ સીખે બદલો વાળી આપીશ! તેં મ્હને મદદ કરવા બોલાવીને દગો દીધો! હરકત નહિ! હવે જે કહેવું હોય તે ગોઠવી કાઢજે! હું યે બચાવ કરીશ કે તેં મ્હને ખોટી રીતે ફસાવ્યો છે અને તું તદન ખોટું બોલે છે!'

'અરે ભલા ભગવાન!' જયંત બોલ્યો. 'તને તો હું ભુલીજ ગયો! નટવર! મ્હારે તારી માફી માગવી જોઇએ, નટવર!' હું તરતજ બારણું ઉઘાડી બહાર આવ્યો. 'તને તો પ્રાણલાલ મ્હેતાનું ઓળખાણ આપવાનું રહી જાય છે ને! પણ તું તો એમને સાંજે

મળ્યો હતોને ! **મી.** પ્રાણલાલ ! આપણી વાત એણે પુરેપુરી સાંભળી છે. સ્હમજ્યાને ! હું થોડીવારમાં આવું છું રામરાય ! તમે ચાલતા થાવ.'

એ લોકોના ગયા પછી જયંત ઉઠયો અને મ્હોં ધોઇને સુલોચના પાસે થોડું દૂધ મંગાવ્યું અને પીધું.

'હવે આપણે જઇએ. નટવર ! હવે તો તને સમજાયું હશે કે મ્હારે આમ શા સારૂ કરવું પડયું ! જો સુલોચના મ્હારી ખરી સ્થિતિ જાણે તો તને કહ્યું એટલી લાગણીથી કહી ન શકે અને એમ ન થાય તો તું ગભરાઇને આવે નહિ. હવે સમજાયું ને ! તારામાં મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે એટલે મ્હારી માંદગીની વાત સાંભળીને તું દોડી આવશે, એવી મ્હારી ખાત્ર હતી એ ઉપરાંત પ્રાણલાલ મ્હેતાને તું બરાબર સ્હમજાવી શકે તે માટે પણ મ્હારે કેટલુંક કરવાનું હતું. ખરી હકીકતથી તું માહિતગાર હોત તો જે રીતે તેં એને છાપપાડી તે રીતે છાપ પાડી શકાતજ નહિ અને એવી છાપ પડયા સિવાય. એ અહીં આવત જ નહિ. મ્હારી સંપૂર્ણ ખાત્રી હતી કે તેં જે જોયું હતું તે ઉપરથી તું એના પર છાપ પાડયા સિવાય રહે જ નહિ અને એ મ્હને મરતો જોવાની મઝા માણવા આવ્યા વિના પણ ન રહે.'

'પણ તારો દેખાવ–ચહેરાનો ફેરફાર—'

'ત્રણત્રણ દિવસના ઉપવાસ માણસની સુંદરતામાં વધારો તો નથી જ કરતા ! અને બાકીનું તો મીણ વાદળી અને હસ્ત કૌશલ્ય ખુશીથી કરી શકે. તે ઉપરાંત કપાળે થોડું તેલ લગાડયું અને આંખમાં બેલેડાના નાંખ્યું અને જરા મહેનત કરી એટલે આખોએ દેખાવ ફરી ગયો. આ વિષય એવો રસિક છે કે મ્હારો એના ઉપર એકાદ ન્હાનું સરખું પુસ્તક લખવાનો વિચાર છે નટવર ! થોડી ઘણી મોં માથા વિનાની વાતો પણ ચિત્ત ભ્રમનો ઠીક ખ્યાલ આપી શકે.'

'ચેપી રોગની વાત રજુ કરીને મ્હને પાસે કેમ ન આવવા દીધો ?'

'અરે ભલા ભગવાન! મ્હને તારી શક્તિ અને જ્ઞાન વિષે ખબર નથી કે શું? આઠ દસ હાથ દૂર રહીને હું તને બનાવી શકુ અને છેતરી શકુ પણ તું પાસે આવે તો મ્હારી નાડી કે છાતીના ધબકારા જોઇને પણ જાણી જાય કે મ્હારી વાત ખરી નથી. અને એ તું જાણે તો પ્રાણલાલને ફોસલાવીને કોણ લઇ આવે? પેલી ડબીને તારી જગ્યાએ હું હોઉં તો ન અડું. એમાં એક છૂપી કમાન હતી અને એ ઉઘાડતાં વેંતજ સાપના ડંખની પેઠે ઉઘાડનારને વાગે અને એક બાજુએ રાખેલા ઝેરી જંતુઓ એના શરીરમાં દાખલ થઇ જાય. આ રીતે એણે એના ભત્રીજા મનહરલાલને ઝેર આપેલું અને એ એનો ભોગ થઇને મરણ પામ્યો. મ્હારો પત્ર વ્યવહાર નિયમીત છે અટલે આ રીતની અજાણી ચીજો હું બહુજ સાવચેતીથી જોઉં છું અને બરાબર સંભાળ રાખું છું. એ બાબત જો બેદરકારી રાખી હોત તો આજે હું તારી સાથે વાત કરતો ઉભો નહોત. અને એણે બીછાવેલી જાળમાં સપડાઇને હું મરવા પડયો છું એવો ઢોંગ મ્હેં ન કર્યો હોત તો એ પોતાનું પાપ અને ગુન્હો કબુલ કરત જ નહિ. મ્હેં મ્હારો ભાગ સંપૂર્ણ ફતેહમંદીથી ભજવ્યો અને એની પાસે એના ગુન્હાનો એકરાર કરાવ્યો તે તો તેં સાંભળ્યું અને જોયું છે. ચાલ, હવે આપણે રામરાવ પાસે જઇ પહોંચીયે.'

'એણે મનહરને શામાટે માર્યો?'

'એની મિલકત પચાવી પાડવા, એ ઇરાદાથી તો એ અહીં આવ્યો હતો.'

*

# સેતાનબુટ્ટી

વર્ષો સુધીના મ્હારા સહવાસ પછી પણ ઘણી વખતે જયંતે એની સાહસ કથાઓનાં મ્હારાં આલેખનોમાં અંતરાય નાખ્યો છે અને મ્હને લખતાં રોકયો છે. એની રજા સિવાય ઘણીએ વિગતો મ્હારી નોંધપોથીમાં પ્રકાશનની વાટ જોતી પડી રહી છે.

છેક ગઈ કાલેજ એણે મ્હને સેતાનબુટ્ટી વાળી સાહસકથા લખવાની પરવાનગી આપી. એ એને એકાએક શી રીતે યાદ આવી તે સ્હમજાતું નથી, પણ એની સ્મરણ શક્તિ અજબ છે. વર્ષોનાં વર્ષો સુધી એ અનેક બનાવો યાદ રાખી શકે છે અને એક વખત જરા જેટલા પ્રસંગમાં આવ્યા પછી એ ભાગ્યેજ કોઇને વિસરી જાય છે!

એ વાતને આજે ઘણાં વર્ષો થઇ ગયાં. કામના હદપાર બોજાને લીધે અને રાત દિવસના અવિરામ પરિશ્રમથી જયંતનું લોખંડી ચોકઠા જેવું મજબુત શરીર પણ ઢીલું પડી ગયું હતુ અને છેવટે ડૉ. દલાલની સલાહ માનીને અમે બેઉ જણ મુંબાઇની જંજાળ છોડી સુરત જીલ્લામાં રામપુર નામના દરિયા કિનારાના એક ન્હાના ગામડામાં જઇને રહ્યા. હતા જયંતને શારિરિક અને માનસિક શાંતિની અતિશય આવશ્યકતા હોવાથી મ્હેં એ ન્હાનું ગામડું પસંદ કર્યું હતું.

અમે પસંદ કરેલી જગ્યા ઘણીજ મનોહર હતી, અને ખાસ કરીને જયંતને એ ઘણીજ માફક આવી ગઇ હતી. અમારી ન્હાની

સરખી કુટિરની બારીમાંથી કુદરતનો સુંદર દેખાવ નજરે પડતો હતો. પાસેના ખડકોપર સાગર રાજનાં પ્રચંડ મોજાં અહોનિશ અથડાયા કરતાં હતાં અને દૂર દૂર અનેક ન્હાની ન્હાની હોડીઓ તરતી હતી. અમારી નજીકનો કિનારો ખરાબ હતો અને અનેક હોડીઓ ત્યાં અથડાઇને તૂટી ગયેલી હોવાથી માછીમારો પોતાની હોડી એ તરફ ન આવે એની ખાસ કાળજી રાખતા હતા.

બીજી બાજુએ પણ અમારી કુટિર નજીક સપાટ જગ્યા હતી અને તેમાં અનેક ન્હાના મોટા પથરા આડા અવળા પડયા હતા. ગામના લોકો એના અનેક ઉપયોગ કરતા હતા.

જયંતને નવરા બેશી રહેવું ભાગ્યેજ ગમતું હતું એટલે એ આમ તેમ રખડતો અને એ પ્રદેશનો જૂનો ઇતિહાસ મેળવવા પ્રયત્ન કરતો હતો.

એની તબીઅત ધીરેધીરે સુધરવા આવી હતી એવામાં એ એકાન્ત સ્થળે પણ એને લાયકનું કામ અમારી કુટિરનો દરવાજો ઠોકતું આવી લાગ્યું. અને એ કામ પણ એવું તો ભેદ પૂર્ણ અને ગુંચવાળું હતું કે તળ મુંબાઇમાં પણ એ જાતનું કામ ભાગ્યેજ હાથ ચઢયું હશે.

એ વખતે એક એવો બનાવ બન્યો કે જેથી તે વખતનાં બધાં છાપાંમાં રામપુરનું નામ જાણીતું થઇ ગયું હતું, છતાં ખરી હકીકત અંધારામાંજ રહી હતી અને આટલે વરસે એ ભેદનો પડદો ઉપાડીને ખરીવાત પ્રકાશમાં મૂકવાની રજા જયંતે મ્હને આપી છે.

અમારી કુટિરથી થોડેક દૂર રામપુર નામનુ ન્હાનુ ગામડુ આવેલું હતું એની વસ્તી બસોએક ઘરની હશે એ ગામના મુખી મણિભાઇ સાથે જયંતને ઠીક સંબંધ બંધાયો હતો. સાધારણ રીતે ગામડાના માણસ વધારે મળતાવડા હોય છે તે મુજબ મણિભાઈનો

સ્વભાવ પણ મિલનસાર હતો અને એક દિવસ આગ્રહ કરીને તેઓ અમને ચહાપાણી માટે એમને ઘેર લઈ ગયા હતા.

એ પ્રસંગે વસનજી નામના ત્યાંના એક જમીનદાર સાથે અમારે ઓળખાણ થઇ. એ મણિભાઈની પાસેનાજ મકાનમાં રહેતો હતો. મણિભાઈ જેટલો મિલનસાર, ભડભડીયો અને લહેરીજીવ હતો તેટલોજ વસનજી મનનો મેલો અને બળીઅલ માણસ હતો.

એક દિવસ સવારે આઠેક વાગે અમે બેઉ જણ અમારી કુટિરમાં બેઠા બેઠા નાસ્તો કરતા હતા તે વખતે મણિભાઇ અને વસનજી આવી લાગ્યા.

'જયંતભાઇ!' આવતાં વેંતજ મણિભાઇએ જરા ઉશ્કેરાયલા અવાજે કહ્યું. આજે રાત્રે બહુ જ ભયંકર બનાવ બન્યો છે. એવી આફતકારક વાત આજ સુધી કોઇ દિવસ સાંભળી પણ નથી. પ્રભુની મહેરબાની છે કે આપ અણીને પ્રસંગે તમે અહીં છો અને અમે તમારી મદદ મેળવી શકીએ એમ છીએ નહિતર અમારૂં શું થાત તે સમજાતુ નથી !'

એ સાંભળીને મ્હારો તો મિજાજ ગયો, આ વળી જયંતના રહેતા જીવને સંતાપમાં નાખવા કયાંથી આવી લાગ્યો એમ પણ મ્હને લાગ્યું, છતાં એ લોકોની હાજરીમાં જયંતને રોકવો એ બની શકે એમ ન હતું એટલે જે થાય તે જોયા કર્યા સિવાય મ્હારો છૂટકો ન હતો.

એ શું કહે છે તે સાંભળવા જયંત તૈયાર થઇને બેઠો એટલે પેલા બેઉ જણ એની સામેજ બાંકડાં પર બેસી ગયા. મણિભાઇ કરતાં વસનજી જરા વધારે સ્વસ્થ હતો, છતાં એના દેખાવ પરથી લાગતું હતું કે બનેલા બનાવથી બેઉજણ ઉશ્કેરાઇ ગયા હતા.

'હું બોલુ કે તમે બધી વાત કહો છો?' વસનજીએ પૂછ્યું.

'જ્યારે મૂળ વાત તમેજ પહેલી જાણી ને મુખીને કહી છે ત્યારે તમેજ કહેશો તો ઠીક થશે.' જયંતે કહ્યું.

જયંતના શબ્દોની બેઉના ઉપર જાદુઇ અસર થઇ. જયંતને એ શી રીતે ખબર પડી કે સૌથી પહેલી એ બનાવની વાત વસનજીએ જાણી અને મણિભાઇને એણે કહી, એ એમને ન સમજાયું.

'સૌથી પહેલાં હુંજ થોડું કહી લઉં.' મણિભાઇએ કહ્યું. 'અને પછી વધારે વિગતની જરૂર હશે તો વસનજી કહેશે, અથવા તો પછી આપણે વીરપુર જઇશું, ત્યાંજ આ બનાવ બન્યો છે.

'હવે એ વાત કહું. મણિભાઇને બે ભાઇ અને એક બહેન છે અને એ વીરપુરમાં રહે છે. વીરપુર અહીંથી એકાદ માઇલ દૂર હશે. વખતે એથી ઓછુ પણ હોય. ગઇ કાલે સાંજે વસનજી એમના ભાઇઓ પાસે ગયા હતા. વેલજી અને જગજીવન બેઉ એમનાથી ન્હાના છે. અને એમની એક વિધવા બ્હેન ગોદાવરી એ બેઉની સાથે રહે છે. રાત્રે દસેક વાગ્યા સુધી બધાં સાથે બેસીને ગપ્પાં માર્યા, વાતો કરી અને રમ્યાં અને દસ વાગ્યા પછી વસનજી રામપુર આવવા નીકળ્યા. એ વખતે એ ત્રણે ભાઇ બહેન પત્તાં રમતાં હતાં. ત્રણેની તબીઅત ખુશ મિજાજમાં હતી.

'આજે સવારે એ વહેલા ઉઠીને દિશાએ જવા ગયા ત્યારે એમણે ડૉ. દિવાનજીની ગાડી એ તરફ જતી જોઇ એ ઉપરથી એમણે પૂછ્યુ કે સવારના પહોરમાં ડૉકટર સાહેબ ક્યાં જતા હતા. એમણે જવાબ આપ્યો કે વીરપુરમાં કૈંક ભયંકર બનાવ બન્યો હતો અને એમને કોઇ તેડવા આવ્યુ હતું. વીરપુરના મુખીએજ રાવણીયો મોકલ્યો હતો. એ સાંભળીને વસનજી એમની સાથે ગયા. ગામડા ગામમાં ઝાઝા શિષ્ટાચારની જરૂર નથી હોતી એ તમને કહેવું નહિ પડે.

'એ જ્યાર વીરપુર પહોંચ્યા ત્યારે ખબર પડી કે કેવો ભયાનક અને આફતકારક બનાવ બનવા પામ્યો હતો. વસનજીના બેઉ ભાઇ અને બ્હેન કાલે રાત્રે એમણે જોયાં હતાં તેજ રીતે પાનાં રમતાં હતાં. એમની બ્હેન બેઠી બેઠી મરણ પામી હતી અને બન્ને ભાઇઓ એની બાજુમાં બેઠા બેઠા બુમો મારતા હતા, હસતા હતા અને ચીસો પાડયા કરતા હતા. એ ત્રણેના મોઢા પર કોઇ ભયંકર દેખાવની છાપ પડી હતી. બહુજ ભયાનક દેખાવ જોઇને માણસ છળી મરે એવા એમના ચહેરા થઈ ગયા હતા. એમના ઘરમાં એમની કામવાળી કાશીબાઇ સિવાય બીજું કોઇ હતું નહિ. એ કહે છે કે એ પોતે આખી રાત શાંતિથી ઉંઘી ગઇ હતી અને એણે કૈંજ બુમાબુમ કે અવાજ સાભળ્યાં ન હતાં. આખા ઘરમાંથી એક પણ ચીજ ચોરાઇ કે ગુમ થઇ નથી અથવા અફરા તફરી નથી થઇ છતાં એ સવાલ તો ઉભો રહે છે પેલાં ત્રણે જણે એવો તે કયો બનાવ જોયો કે તેઓ એકાએક છળીમર્યાં અને ગાંડાં થઇ ગયાં. એવું તે શું હશે કે જેને લીધે એક તંદુરસ્ત સ્ત્રી એકાએક છળીને મરી ગઇ અને બે સશક્ત અને મજબુત બાંધાના માણસો ગાંડા થઇ ગયા! ટુંકામાં આ મુખ્ય હકીકત છે અને એનો ભેદ શોધી કાઢવાની અને અમને બનતી મદદ કરવાની અમારે આપને વિનંતિ કરવાની છે.'

મ્હેં આશા રાખી હતી કે વખતે અમારો એ સ્થળે જવાનો અને આશાએશ અને શાંતિમાં વખત વિતાવવાનો વિચાર યાદ કરાવીને હું એને આ કામમાં માથુ મારતો અટકાવી શકીશ. પણ એના ચહેરા તરફ નજર કરતાં જ મ્હારી ખાત્રી થઇ ગઇ કે મ્હારી ધારણા ખોટી હતી અને એના કામમાં અંતરાય નાખવો અસંભવિત હતો.

પોતે સાંભળ્યુ હતુ એ વિષે વિચાર કરતો એ થોડોક વખત શાન્ત ચિત્તે બેઠો.

'હું મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ.' છેવટે એણે જવાબ આપ્યો. 'તમારા કહેવા ઉપરથી તો એ ઘણોજ નવાઇ ભરેલો કેસ લાગે છે. તમે ત્યાં જઇ આવ્યા કે નહિ? મણિભાઇ!'

'નાજી. વસનજી હમણાંજ ત્યાંથી આવ્યા અને એમણે મ્હને બધી વાત કહી. હજી તો ફોજદાર સાહેબ આવશે અને એમની બહેનના શબને તપાસીને બાળવાની રજા આપશે ત્યારે! ત્યાં સુધી એમની હેરાનગતિનો પાર નથી. એ વીરપુરથી આવ્યા અને મ્હને વાત કરી એટલે અમે બેઉ જણ આપની પાસે દોડી આવ્યા.'

'એ મકાન કેટલુંક દૂર છે?'

'એકાદ માઇલ.'

'ત્યારે આપણે ત્યાંજ જઇએ. પણ ત્યાં જતા પહેલાં મ્હારે તમને થોડુંક પૂછવાનું છે મી. વસનજી!'

આ બધો વખત વસનજી શાન્તચિત્તે બેસી રહ્યો હતો પણ મ્હને લાગતું હતું કે એના હૃદયની ગડભાગ મણિભાઈ કરતાં ઘણી વધારે હતી. એ ફીક્કે મ્હોંયે અબદવાળીને જયંત તરફ જોયા કરતો હતો. પોતાના કુટુંબ પર પડેલી આફતનું વર્ણન સાંભળીને એનું હૈયું વલોવાઇ જતું હતું અને એ ભયંકર દેખાવ એની નજર આગળ તર્યા કરતો હતો.

'આપને જે પૂછવું હોય તે ખુશીથી પૂછો,' એણે કહ્યું, 'એ બધુ કહેવાની મારી છાતી ચાલતી નથી છતાં આપ પૂછશો તેનો જવાબ હું આપીશ.'

'કાલે રાત્રે શું થયું તે કહી જાવ.'

'કાલે સાંજે મણિભાઇ કહી ગયા તેમ હું મ્હારા ભાઇ બ્હેન સાથે જમ્યો, પછી જગજીવને પત્તાં રમવાની વાત કરી એટલે અમે રમવા બેઠા. નવેક વાગ્યા સુધી અમે રમ્યા કર્યા પછી છેક સવાદશ

વાગે હું ઘેર જવા સારૂ ઉઠયો. એ વખતે એ ત્રણે જણ ખુશખુશાલ હતાં અને એમની તંદુરસ્તી વિષે વાંધો લેવા જેવું કાંઇજ હતું નહિ.'

'તમને બ્હાર વળાવવા કોણ આવ્યું હતું ?'

'કોઇ નહિ, મ્હેં મ્હારી મેળેજ બારણું બંધ કર્યું હતું પછીથી એ લોકોએ અંદરથી બંધ કર્યું હોવું જોઇએ. જે ખંડમાં એ ત્રણે જણ હતાં એ ખંડની બારીઓ બંધ હતી. આજે સવારે તપાસ કરતાં બારી બારણામાં કોઇ પણ જાતનો ફેરફાર જણાયો ન હતો તેમજ કોઇ અજાણ્યો માણસ આવ્યો ગયો હોય એમ પણ લાગતુ નથી. અને એ છતાં પણ ભયનીમારી ગોદાવરી મરણ પામી છે ને મ્હારા બેઉભાઇ ગાંડા થઇ ગયા છે. ગોદાવરીનો ભયાનક દેખાવ મરતાં સુધી મ્હારી નજર આગળથી ખસશે નહિ. ?

'તમે કહો છો તે પરથી તો મામલો ઘણો વિચિત્ર જણાય છે.' જયંતે કહ્યું, 'એ બનાવ શી રીતે બન્યો એ બાબત તમે કૈં કારણ કલ્પી શકો છો કે અનુમાન કરી શકો છો ?'

'મને તો એમાં ભારે સેતાનીયત જણાય છે.' વસનજીએ કહ્યું, 'વખતે એ અમાનુષી પણ હોય. કોઇ અલૌકિક સત્વ એ ખંડમાં દાખલ થયુ છે અને તેને જોઇને એ ત્રણે જણ છળી મર્યા છે એટલું તો નક્કી છે, પછી તો એ ગમે તે હોય ! ભૂત, પ્રેત કે પિશાચ અથવા જંદ પણ હોય ! માણસ તો નહિજ.'

'એમજ જો હોય–' જયંતે જણાવ્યું, 'તો તો એ મ્હારી શકિતની બહારની વાત છે કારણ કે હુંયે માણસ છું અને મ્હારૂં જ્ઞાન માણસાઇ શકિત કરતાં વધારે નથી. છતાં ભૂત પ્રેત વિષે કૈં શ્રદ્ધા નથી એટલે તમારૂ અનુમાન માનતા પહેલાં જેટલા બને તેટલા પ્રયત્નો કરી લેવા જોઇએ. તમારાં ભાંડુથી તમે જૂદા રહો છો એટલે એમ લાગે છે કે તમારી વચ્ચે કૈં વાંધો પડેલો. ખરૂંને ? મી. વસનજી.'

'એવું થયેલું ખરૂં. અલબત, એ વાતને ઘણો વખત થયો અને હવે તો ગઈ ગુજરી ભૂલાઇ પણ ગઇ છે. અમારી જમીન અને મિલકતની વહેંચણી વખતે તકરાર ઉભી થયેલી અને કેટલોક વખત એ કડવાશ ચાલુ રહેલી પણ એનો સંતોષકારક નિવેડો આવી ગયો એટલે એ લાગણી ભૂલાઇ ગયેલી. અમારો સંબંધ કેટલાય વખતથી ઘણો સારો ચાલ્યો આવે છે.'

'કાલે સાંજે તમે ત્યાં રહ્યા તે દરમિઆન જે જે થયું હોય તે એકવાર ફરીથી સંભાળી જાવ. અમે આ બનાવપર પ્રકાશ નાખે અથવા એ વિષે કૈં ખુલાસો કરે એવું કૈં અનુમાન થઇ શકે છે અથવા તો એવું કૈં યાદ આવે છે કે જેને આધારે આ બનાવ બન્યો હોય એમ માની શકાય? જરા વિચાર કરી જુઓને મી. વસનજી!'

'મ્હને તો એવું કૈંજ નથી લાગતું.'

'તમારાં ભાઇબ્હેન મઝામાં હતાં?'

'જરૂર.'

'એ લોકો બીકણ તો નહતાં .ને? આવતા ભયની એમને ખબર પડી હતી?'

'એવું કાંઇજ નહિ હતું.

'ત્યારે મ્હને મદદ કરે એવી કોઇપણ વિગત તમારે કહેવાની બાકી નથી રહેતી એમજ ને?'

વસનજીએ થોડી વાર ધ્યાન દઇને વિચાર કર્યો.

'એક વાત કહેવાની રહે છે.' છેવટે એણે ઉમેર્યું. 'અમે જ્યારે પત્તાં રમતા હતા ત્યારે મ્હારી પીઠ બારી તરફ હતી. મ્હારો ભાઇ જગજીવન મ્હારી સામે બેઠો હતો એટલે એની નજર બારીપર પડતી હતી. બારી બંધ હતી પણ સદ્‌ભાગ્યે એમાં કાચ જડેલો હતો એટલે તેમાં થઇને બહાર નજર પડે એવું હતું એટલે એક વખત મ્હેં જગ-

જીવનને ઉંચો થઇને આ તરફ નજર કરતાં જોયો. તે ઉપરથી મ્હેં પાછા ફરીને જોયું તો ઝાડ નીચે કોઇ આમ તેમ ફરતું લાગ્યું પણ એ માણસ હતું કે જનાવર તે સમજાયું નહિ; છતાં મ્હને એમ લાગ્યું ખરૂ કે કોઇ ત્યાં ફરતું હતું. મ્હેં જગજીવનને પૂછ્યું ત્યારે એણે પણ એવોજ જવાબ આપ્યો. એની પણ ખાત્રી થઇ ન હતી કે કોણ હતું ને શું ફરતું હતું ! એટલી વિગત મ્હારે કહેવાની રહેતી હતી.'

'એ બાબત તમે કૈં તપાસ ન કરી ?'

'નાજી, એને નજીવી ગણીને કૈં મહત્ત્વ આપ્યું ન હતું.'

'ત્યારે તમે ભયની સ્હેજ પણ શંકા સિવાય એમને ખુશમિજાજમાં છોડીને ચાલ્યા આવ્યા ?'

'હાજી.'

'તો પછી આટલા વ્હેલા એમના સમાચાર તમને શી રીતે મળ્યા ?'

'હું હમેશાં ઘણો જલદી ઉઠું છું અને બનતા સુધી ઘણે દૂર ઝાડે ભરવા જાઉં છું. ઝાડે ફરીને આવતાં મ્હને ડૉ. દિવાનજીની ગાડી મળી એટલે મ્હેં તપાસ કરી ત્યારે ખબર પડી કે વીરપુરમાં કૈંક ભયંકર બનાવ બન્યો છે અને મુખીએ એમને બોલાવવા મોકલ્યા છે. વીરપુર કૈં દૂર નથી એટલે કુતુહલવૃત્તિથી હું ડૉકટર સાહેબની સાથે ગયો. ત્યાં પહોંચ્યો ત્યારે ખબર પડી કે મ્હારા બે ભાઇ ગાંડા થઇ ગયા હતા અને બ્હેન કમોતે મરી ગઇ હતી ! સગડી ઠરી ગઇ હતી અને ઘાસલેટ ખુટી જવાથી બત્તી હોલવાઇ ગઇ હતી છતાં એ લોકો આખી રાત અંધકારમાં પણ ત્યાંજ બેસી રહ્યા હોય એમ લાગતું હતું. ડૉકટરે કહ્યું કે ગોદાવરી ઓછામાં ઓછા છ કલાક પહેલાં મરણ પામી હોવી જોઇએ. મારફાડનું જરા

જેટલું પણ ચિન્હ નહિ હતું. એ બેઠી હતી ત્યાં ને ત્યાંજ શીંગડુ થઇ ગઇ હતી. વેલજી અને જગજીવન સદંતર ગાંડા થઇ ગયા હતા અને તેઓ નાચતા હતા, ગીતો ગાતા હતા, હસતા હતા અને વિચિત્ર ચેનચાળા કરતા હતા. એ આખોયે દેખાવ દિલ કંપાવનાર હતો ! એ જોઇને મ્હને કંપારી આવી. ડૉકટર પણ એ જોઇને સફેદ પૂણી જેવા થઇ ગયા અને પાસેની ખુરસી લગભગ ઢળી પડ્યા ને અમે એમનો હાથ પકડીને મુશ્કેલીથી બહાર આણ્યા. '

'ઘણું જ નવાઇ જેવું ! બહુ જ નવાઇ જેવું !' એમ કહીને જયંત ઉઠ્યો. 'હવે આપણે વીરપુર જઇએ તો ઠીક. મ્હારે કબુલ કરવું જોઈએ કે શરૂઆતથી જ આટલો ગુંચવણ ભરેલો એકકે મામલો મ્હારી પાસે આવ્યો નથી.'

સવારની અમારી તપાસનું કૈં જાણવા જેવું પરિણામ આવ્યું નહિ. એની શરૂઆતમાં જ એક એવો બનાવ બન્યો કે જેની છાપ હજી મ્હારા હૃદયપરથી ખસી નથી. એ ભયંકર હોનારતવાળા મકાન આગળ જતા પહેલાં એક સાંકડી ગલી વટાવવી પડે છે. અમે ત્યાં આગળ પહોંચ્યા ત્યારે સામેથી એક ગાડી આવી એટલે અમે બાજુએ ઉભા રહ્યા. જેવી એ અમારી પાસે થઈને પસાર થઇ તેવી મ્હારી નજર એની અંદર પડી. એની અંદર બે ભયંકર દેખાવના દિવાના જેવા માણસો બેઠા હતા. એ ભયાનક દેખાવ કદી પણ વિસરી ન શકાય એવો હતો.

'મ્હારા ભાઇઓ !' સફેદ પુણી જેવા ફીકકા પડી ગયેલા ધ્રૂજતા હોઠો હલાવતો વસનજી બોલ્યો, 'એમને દિવાનાશાળામાં લઇ જવામાં આવે છે.'

'અમારી નજર પહોંચી ત્યાં સુધી એ ગાડીની પાછળ અજાયબીથી અમે જોયા જ કર્યું. એ દેખાતી બંધ થઈ એટલે અમે એ ગોઝારા મકાન તરફ આગળ વધ્યા.

એ છેક નાનું ઘર નહિ પણ સાધારણ બંગલા જેવું મકાન હતું અને એની આજુબાજુ નાનો સરખો બાગ પણ હતો. એ બાગ તરફ જ જે બારી વિષે વસનજીએ વાત કરી હતી તે પડતી હતી. વસનજીની વાત મુજબ કોઇ એવી ચિજ, વ્યક્તિ કે આસુરી સંપત્તિ એ મકાનમાં દાખલ થઇ હતી કે જેને જોતાં જ એ ત્રણે જણ ડરી ગયાં હતાં અને તેના પરિણામે ભયંકર ઉત્પાત મચી ગયો હતો. મકાનમાં દાખલ થતાં પહેલાં જયંતે ફુલોની ક્યારીઓ તપાસી. એ એટલો બધો વિચારમાં મશગુલ હતો કે ચાલતાં ચાલતાં એની અડફટમાં પાણીનું કુંડું આવી ગયું તેનું એને ભાન પણ ન રહ્યું. પાણી ઢળવાથી એના ને મ્હારા બુટ પણ ભીંજાયા અને રસ્તો પણ ભીનો થઇ ગયો. અમે ઘરની અંદર ગયા ત્યારે અમને એ લોકોની કામવાળી કાશીબાઈ મળી. જયંતે પૂછ્યું તેના એણે તાબડતોબ જવાબ આપ્યા. રાત્રે એણે કંઇ જ અવાજ સાંભળ્યો ન હતો. એ ત્રણે ભાઇ બ્હેન બહુજ ખુશમીજાજમાં હતાં અને એમને કોઇ પણ પ્રકારની ફીકર કે ચિંતા હોય એવું એને લાગતું ન હતું. સવારના પહોરમાં એ ખંડમાં દાખલ થતાં વેંત જ એને પણ મૂર્છા આવી ગઇ હતી. એ જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે એણે બારી ઉઘાડી નાખી હતી અને સવારની તાજી હવા એ ખંડમાં આવવા દીધી હતી. ત્યાર પછી એ બહાર નીકળી અને મુખીને ત્યાં એક છોકરાને મોકલી એમને તરત જ ડૉ. દિવાનજીને બોલાવવા મોકલવાનું કહેવરાવ્યું હતું. હજી ગોદાવરીને બાળવાની રજા અપાઈ ન હતી એટલે એ એક ખંડમાં પડી હતી. પેલા બે જણને દિવાનશાળામાં મોકલવા સારૂ ચાર પહેલવાન જેવા માણસોએ માંડમાંડ કરીને ગાડીમાં બેસાડયા હતા. હવે એનો વિચાર એક દિવસ પણ એ મકાનમાં રહેવાનો ન હતો. આજે બપોરે જ એ એના મામાને ત્યાં જતી રહેવાની હતી.

પછી અમે ગોદાવરી બાઈનું શબ જોયું. એ ઘણી સૌંદર્યવતી હોય એમ લાગતું હતું. મરતી વખતે તેની સન્મુખ ખડા થયેલા

ભયપ્રદ વાતાવરણની વિશાદપૂર્ણ અને ભયંકર છાયા એના મુખપર પડી હતી છતાં એની સુંદરતા ઢાંકી રહેતી ન હતી. ત્યાર પછી અમે જે ખંડમાં આ બનાવ બન્યો તે ખંડમાં ગયા. એ ત્રણે જણ બેઠાં હતાં ત્યાં હજીએ પત્તાં એમને એમ પડયાં હતાં. જયંતે ઘણી જ ચોકસાઈથી બારીક તપાસ કરવા માંડી. એ ખંડમાંથી બારી મારફત બગીચાનો કેટલો ભાગ જણાતો હતો તે એણે ધ્યાન દઈને જોયું. પછી એણે એ ખંડની જમીન, છત અને આજુબાજુની દિવાલો પણ તપાસી જોઇ. એક બાજુ ઠરી ગયેલી સગડી પડી હતી તે પણ જોઈ. પણ એ બધો વખત દરમિઆન એની આંખો ચમકતી હોય કે એના ચહેરાપર એકાએક ફેરફાર થતા હોય એમ મ્હને ન લાગ્યું એટલે હું અનુમાન કરી શકયો હતો કે એને ખાસ જાણવા જેવું કૈં મળ્યું ન હતું.

‘ આ સગડીની શી જરૂર હશે? ’ એણે પૂછ્યું. ‘ અત્યારે તો વસંતઋતુ બેઠી છે અને હવે કૈં એટલી ટાઢ પણ નથી પડતી.’

વસનજીએ કહ્યું કે કાલે રાત્રે જરા ઠંડી વધારે હતી એટલે એના આવ્યા પછીથી સગડી પેટાવેલી હતી.

‘ હવે આપનો શું કરવા વિચાર છે? મી. જયંત!’ વસનજીએ પૂછ્યું.

જયંતે મ્હારા ખભાપર હાથ મુકતાં હસીને જવાબ આપ્યો: ‘નટવર! હવે આપણે પાછા ફરીએ તો ઠીક. આ બાબત બરાબર વિચાર કરીશ અને આપને ખબર આપવા જેવું હશે તો તરત જ તમને અને મણિભાઇને કહેવરાવીશ. હમણાં તો રજા લઇએ. ’

અમે છેક અમારી કુટિરમાં આવ્યા ત્યાં સુધી જયંત કૈંજ બોલ્યો નહિ. આખે રસ્તે એ શાંત ચિત્તે વિચાર કર્યા કરતો હતો. તે પછી પણ કયાં સુધી એ એકલો બેઠો બેઠો કૈં કૈં વિચાર કર્યે જ ગયો.

'ચાલ ઉઠ, નટવર !' છેવટે એ બોલ્યો. 'આપણે જરા બહાર ફરી આવીએ. તાજી હવા અને પ્રકાશ મ્હારા મગજને પ્રફુલ્લિત કરશે.'

'હવે અત્યારે આપણી સ્થિતિ શી છે તે જોઇ જઇએ. નટવર !' અમે દરિયાકિનારાના ખડકો આગળ આવ્યા એટલે જયંત બોલ્યો. " આપણે જેટલું ખાત્રીપૂર્વક જાણીએ છીએ તે નક્કી કરી લઈએ એટલે પછી સફળ અનુમાન કરી શકાય અને કયાં અનુમાન બંધ બેસતાં છે ને કયાં નથી તે જાણી શકાય. સૌથી પહેલાં તો આપણે એક વાત ખાત્રીથી માનીએ છીએ કે આ કામમાં ભૂત, પ્રેત કે પિશાચનો હાથ નથી તેમ જ કોઈ અલૌકિક ચમત્કારને સ્થાન જ નથી. માનવકોટિથી પર એવી કોઈ પણ વાતને એની સાથે લાગતું વળગતું છે જ નહિ. હવે આપણી સમક્ષ પેલાં ત્રણ માણસ ભયથી ડઘાઈ ગયેલાં છે અને તેમની એ સ્થિતિનું કારણભૂત કોઈ પણ માણસ છે એ વાત નક્કી છે, એ મુદ્દાની વાત છે. હવે એ કયારે બન્યું ? જો વસનજીની વાત ખરી માનીએ તો એ બનાવ એના એ મકાનમાંથી નીકળ્યા પછી તરત જ બનવા પામ્યો હોવો જોઇએ, એ ધ્યાન રાખવા જેવી બાબત છે. મ્હારૂં અનુમાન તો એ છે કે એના બહાર નીકળવા પછી થોડીક જ મિનિટમાં એ બનાવ બની ગયો. પત્તાં હજી જેમનાં તેમ જ પડયાં છે. એમનો સુવાનો વખત થઇ ગયો હતો છતાં પથારી કરાયેલી લાગતી નથી એ શું બતાવે છે ? એટલે આ બનાવ વસનજીના ત્યાંથી બહાર નીકળવા પછી અને અગીઆર વાગતા પહેલાં જ બન્યો એમ કહી શકાય.

'હવે આપણે વસનજીએ શું કર્યું તે જોઇએ. એણે એ ખંડમાંથી બહાર નીકળીને શું કર્યું ? એ નક્કી કરવામાં હરકત જેવું કૈં નથી તેમજ એ વિષે શંકાને જરા પણ સ્થાન નથી. મ્હારી કાર્ય પદ્ધતિ તું જાણે છે, તે મુજબ તપાસતાં મ્હને જે લાગ્યું તે કહી દઉં. પેલું

પાણીનું વાસણ અડફટમાં આવ્યુ તે તો તને ખબર છે. એ હું જાણી જોઇને અડફટમાં લાવ્યો હતો. મ્હારે વસનજીના પગલાંની બરાબર છાપ જોઈતી હતી એટલે જ મ્હેં એ ઢોળી નાખ્યું હતું. પાણી ઢળવાથી એનાં પગલાં બરાબર પડયાં. કાલે રાત્રે વરસાદના છાંટા પડયા હતા એટલે આ રીતે વસનજીનું નમુનાનું પગલુ જોયા પછી એનાં બીજાં પગલાં ઓળખવામાં કંઇ હરકત ન આવે એ દેખીતી વાત છે. અને એ ઉપરથી એણે શું કર્યું તે સમજી શકાય એમ છે. એના કહેવા મુજબ એ ત્યાંથી નીકળીને સીધો પોતાને ઘેર જ ગયો હતો.

'હવે જો વસનજી ત્યાંથી જતો રહે છે તો જે ભયંકર છાપ પેલાં ત્રણ જણ પર પડી તે પાડનાર કોઈ બીજું માણસ કોણ હતું તેનો ભેદ શોધવાનો રહે છે. કાશીબાઇનો એમાં હાથ હોય એ માની શકાય એવી વાત નથી. એ બિચારી તદ્દન નિર્દોષ લાગે છે. તો પછી રાતના વખતે બહારનું કોઇ માણસ છેક બારીની પાસે આવ્યું અને ત્યાં આગળ ઉભા રહીને પોતાના ભયંકર દેખાવથી એ ત્રણેને બીવરાવી માર્યા એ અનુમાનને પુષ્ટિ આપે એવુ કંઈ મળી આવે છે. આ બાબતની સૂચના વસનજી તરફથી કરવામાં આવે છે. એ કહે છે કે જગજીવને કંઈ જોયું, તેથી એનું ધ્યાન ખેંચાયું અને એને પણ એવું કંઇ જોયાનો ભાસ થયો. એ હકીકત જરા નવાઇ જેવી છે કારણ કે રાત અંધારી હતી તે ઉપરાંત વાદળાં હતાં અને થોડા છાંટા પડયા હતા એવે વખતે બહારની બાજુનો સળવળાટ દેખાય એ સ્હમજી શકાય એવી વાત નથી. એ છતાં એવું થયું હતું એમ માની લઇએ તો પણ જે અસર થઈ છે તે ઉપજાવવાને એણે બારીની તદ્દન નજીક આવવું જોઇએ અને એનો પોતાનો ચહેરો બારીના કાચને લાગે એવી રીતે ઉભા રહેવું જોઇએ. એમ કરે તો જ અંદરનાં માણસો એને જોઇ શકે એ તો સહમજાય છે ને? હવે એ બારીની પાસે બે એક હાથ પહોળો ફુલ ઝાડનો કયારો છે ત્યાં મ્હેં પુરતી

તપાસ કરી પણ એકકે પગલું પડયું હોય એમ ન લાગ્યું. આ ઉપરથી બહારની કોઇ પણ વ્યક્તિએ એ ત્રણેના ઉપર આવી ભયાનક અસર ઉપજાવી એ માનવું ભૂલ ભરેલું છે. એ ઉપરાંત એવી રીતે વર્તવામાં એનો શો હેતુ હોઇ શકે એ પણ સમજાતું નથી. આપણી મુશ્કેલીઓ આ રીતની છે. સ્હમજ પડીને? નટવર!'

'હાસ્તો.' મ્હેં કહ્યું.

'છતાંયે એ રીતે આપણને થોડી વધુ વિગતો મળે તો એનો પણ નિકાલ આવી શકે એમ છે' જયંતે કહ્યું. 'આપણી આજ સુધીની કારકિર્દિમાં આવો ગુંચવણ ભરેલો પ્રસંગ ભાગ્યે જ ઉપસ્થિત થયો હશે નટવર! બીજી વિગતો મળે નહિ ત્યાં સુધી આપણે આ બાબતનો વિચાર કરવો મુલતવી રાખવો જોઇએ. એને બદલે તને ઠીક લાગે તો આપણે આ પ્રદેશના ઇતિહાસને લગતી વાત કરીએ.'

'મ્હને કૈં વાંધો નથી.'

ઇતિહાસની બાબતમાં જયંત આટલો ઉંડો રસ લેતો હશે અને એનો તલસ્પર્શી અભ્યાસ કર્યો હશે એની મ્હને તે વખતે ખાત્રી થઈ. આજુબાજુના નિર્જીવ પથરાનો સજીવ ઇતિહાસ એણે શોધી કાઢયો હતો અને એ ચર્ચામાં બે ત્રણ કલાક શી રીતે પસાર થયા તે પણ જણાયુ નહિ.

તે પછી અમે અમારી કુટિર તરફ પાછા ફર્યા. અમારી વાટ જોઇને એક માણસ બેસી રહ્યો હતો. એ જયંતનો ઓળખીતો નીકળ્યો. એનું નામ અને કામ જાણીતાં હતાં આફ્રિકાની અંદર પુષ્કળ ખ્યાતિ મેળવનાર વિઠ્ઠલદાસ સર્કસવાળાનું નામ જયંતને પરિચિત હતું. એનું શરીર કદાવર હતું અને આંખો ઝનીની હતી. એનો એકંદર દેખાવ પણ ભયપ્રદ હતો.

એ હમણાં કૈંક કામસર આફ્રિકાથી આ તરફ આવ્યો હતો. આટલામાં જ એકાદ ગામમાં એની જન્મ ભૂમિ હતી એવું જયંતને કહેતાં સાંભળ્યો હતો. અમે આમ તેમ ફરવા જતા ત્યારે પણ એને અમે જોયો હતો પણ રૂબરૂ મળવાનો કે વાત કરવાનો આ પહેલો પ્રસંગ હતો. એ એકાન્તનો ઘણો શોખીન હતો અને સાંભળવા મુજબ ઘણો ખરો વખત પોતાના બંગલામાં ગાળતો હતો એટલે એને એકાએક અમને મળવા આવેલો જોઈને નવાઈ લાગી.

અમને જોતાં વેંતજ એણે જયંત સાથે આ કેસને લગતી વાત ચિત કરવા માંડી, એથી મ્હારી અજાયબીમાં ઉમેરો થયો. એની સાથે એને શું લાગતું વળગતું હશે ?

'પોલિસનું નામ જ જવા દો ને! એ લોકો તે શો ધાડ મારવાના હતા,' એણે કહ્યું. 'આપના વિશાળ અનુભવ અને જ્ઞાનને લીધે આપ એમાં કૈં કરી શકો એમ છો ? એ કુટુંબ સાથે મ્હારે ઘણો જ જૂનો નાતો છે એટલે હું આપને પૂછવા આવ્યો છું. આ ભયંકર સમાચાર સાંભળીને મ્હને અત્યંત અજાયબી ઉપજી છે. ખરૂં પૂછો તો હું આફ્રિકા જવા સારૂ મુંબાઇ ગયો હતો ત્યાંથી આ વાત સાંભળી કે તરત જ હું અહીં આવી પહોંચ્યો.'

જયંતે એની સામે નજર કરી.

'તમે જવાના હતા એ સ્ટીમર તો ગઇ ખરૂં કે નહિ?' એણે પૂછ્યું.

'હવે બીજી બોટમાં જઈશ.'

'અરે બાપરે! આનું નામ તે સંબંધ! પણ તમે છેક છેલ્લી ઘડીએ પાછા ફર્યા તો તમારા સામાનનું–'

'થોડો ઘણો સ્ટીમર પર હતો તે ત્યાં જશે. બાકીનો મુંબાઇ રહેવા દેવો પડયો. સારૂં થયું કે એજન્ટને વખતસર ખબર આપી દીધી, નહિતર એ પણ જાત.'

'એમ! પણ તમને શી રીતે ખબર પડી? છાપામાં આ હકીકત આવવાને તો વાર છે.'

'હાસ્તો. મ્હને તાર મળ્યો હતો.'

'કોણે કર્યો હતો એ પૂછું તો હરકત નથી ને?'

એના ચહેરા પર સ્હેજ કાલિમા છવાઇ ગઇ.

'તમે વધારે પડતી પૂછપરછ કરો છો! મી. જયંત!'

'એ તો મ્હારો ધંધો જ છે.'

જેમ તેમ કરીને પોતાનો કચવાટ સમાવીને વિઠ્ઠલદાસે જવાબ આપ્યો: 'તમને કહેવાને કૈં હરકત નથી. અહીંના મુખી મણિભાઇએ મ્હને તાર કર્યો હતો. એ મળ્યો એટલે હું પાછો ફર્યો.'

'આપની મોટી મહેરબાની છે કે મ્હારા સવાલનો જવાબ બરાબર આપો છો. હવે તમારા મૂળ સવાલનો ઉત્તર આપું. હજી સુધી હું કૈં નિર્ણયપર આવી શક્યો નથી પણ મ્હને આશા છે કે હું યોગ નિર્ણયપર આવ્યા સિવાય નહિ રહું. એથી વધુ અત્યારે કહી શકાય એમ નથી.'

'આપને કઇ બાબત પર શક જાય છે એ વિષે મ્હને કૈં જણાવશો?'

'ના. એ અત્યારે ન જણાવી શકાય.'

'ત્યારે તો મહેનત બરબાદ ઔર ગુનાહ લાઝીમ! ખાલી ફોકટનો આપણા બેઉનો વખત ગુમાવ્યો!' એમ કહીને મોઢું ચઢાવીને વિઠ્ઠલદાસ ચાલ્યા ગયા.

એમના ગયા પછી પાંચેક મિનિટે જયંત પણ બહાર ગયો તે છેક સાંજે પાછો ફર્યો; પણ એની મંદ ગતિ અને હાવરો બહાવરો ચહેરો કહી આપતાં હતાં કે એને પુરતા સમાચાર મળ્યા ન હતા. એના ગયા પછી એક તાર આવ્યો હતો તે વાંચીને કહ્યું: 'વિઠ્ઠલદાસની વાત સાચી લાગે છે. મણિભાઇ પાસેથી મ્હેં એનું મુંબાઇનું

ઉતરવાનું ઠેકાણું પૂછી લીધું હતું અને તાર કરી ત્યાં તપાસ કરાવી હતી. એનો થોડોક સામાન આફ્રિકા ચાલ્યો ગયો એ વાત પણ ખરી છે. આ ખબર મળતાં વેંત જ એ એકાએક પાછો ફર્યો એ ઉપરથી તું શું ધારે છે? નટવર!'

'એજ કે એને એ સાથે પુષ્કળ હિતસંબંધ છે.'

'બરાબર છે! મ્હારૂં પણ એવું જ અનુમાન છે. એ વિષે તપાસ કરવા જેવી છે અને વખતે એ ગુંચ ઉકેલીએ તો નિકાલ આવી શકે એમ છે. હજી આપણને બધી વિગતો મળતી નથી. એ મળે તો એનો ઉકેલ મુશ્કેલ નથી.'

નવી વિગતો મળવા બાબત જયંતે કરેલી વાત તરત જ ખરી પડશે એવું કોણે ધાર્યું હોય! એકાએક એવો પ્રસંગ બન્યો કે જેથી અમારી તપાસનું ક્ષેત્ર વિશાળ થયું.

બીજે દિવસે સવારમાં ચહા પીતી વખતે મ્હેં બહાર ગાડીનો ખડખડાટ સાંભળ્યો. મ્હેં દરવાજો ઉઘાડયો એટલે ગભરાયલા ગભરાયલા મણિભાઇ અંદર આવ્યા.

એમના ઉશ્કેરાટનો પાર ન હતો જયંતને જોતાં વેંતજ એ બોલી ઉઠયા: 'અરે જયંતભાઈ! અમારે ત્યાં ભયંકર ભૂતાવળ જાગી લાગે છે. આ ગામ પર કાળનું ચક્કર ફરતું જણાય છે! ભારે કોપ ઉતર્યો લાગે છે! શી વાત કરૂં! કાલે રાત્રે વસનજી મરણ પામ્યા, એમનાં ભાઇબ્હેનના જેવી જ ભુંડી હાલતે એમનું પણ મ્હોત નિપજ્યું.'

જયંત એકાએક ઉભો થઈ ગયો.

'ચાલો, તમારી સાથે હું આવું છું. અમારા બેઉ માટે ગાડીમાં જગ્યા થઇ શકશે ને?'

'ઘણી ખુશીથી.'

'ચાલ ઉઠ તો, નટવર! આપણે શું થયું તે જોઇ આવીએ. ચાલો મણિભાઇ!'

વસનજીનું મકાન મણિભાઇની નજીક જ હતું. એની આજુ-બાજુ નાનો સરખો બગીચો હતો.

ડૉક્ટર કે પોલિસ એમનાં પનોતાં પગલાં મૂકે તે પહેલાં જ અમે પહોંચી ગયા હતા એટલે દરેક ચીજ જેમની તેમ પડી હતી.

એ બનાવની સંપૂર્ણ છાપ હજી પણ મ્હારા મગજમાં તાજી જ છે.

એ ખંડની હવા બહુ જ ખરાબ રીતે વાસ મારતી હતી. સવારે નોકરે આવીને બારી ઉઘાડી નાખી હતી નહિતર એથી પણ વધુ ખરાબ હવા હોત. એનું એક કારણ એ પણ હોઇ શકે કે એ ખંડની વચ્ચોવચ્ચ એક મોટું લૅંપ પૂર જોસમાં બળતું હતું, અને એની ધુણી નીકળતી હતી. એની બાજુમાં વસનજી ચત્તો પાટ પડીને મરણ પામ્યો હતો. એનું મ્હોં ફાટી ગયું હતું અને ચશ્માં કપાળ પર ચઢી ગયાં હતાં. એનું મ્હોં બારી તરફ હતું અને જે ચિન્હો મરતી વખતે ગોદાવરીના મ્હોંપર હતાં તેજ ચિન્હો એના મ્હોંપર પણ દેખાતાં હતાં. એનાં હાડકાં અકડાઇ ગયાં હતાં અને હાથની મુઠીઓ વળી ગઇ હતી એટલે મરતી વખતે એ ભયનો માર્યો ખુબ તણાઇ ગયો હોવો જોઇએ. એણે પુરતાં કપડાં પહેર્યાં હતાં. જો કે એ ઉતાવળમાં જ પહેર્યાં હોય એમ જણાઇ આવતું હતું. અમે એની પથારી જોઇ તો એનો ઉપયોગ થયો હોય એમ લાગ્યું. એટલે એનો આ ભયાનક અંત સવારના વખતે જ આવ્યો હશે એમ જણાયું.

આ દેખાવ જોતાં જયંતની આંખો ચમકવા લાગી અને એનો ઉશ્કેરાટ વધી પડયો. એ બહાર બગીચામાં જઇ આવ્યો, બારી જોઇ, ચારે બાજુ ફર્યો, અને આમતેમ ચોકસાઈથી તપાસ કરી. વસનજીના સુવાના ખંડમાં જઇને એણે બારીકાઈથી જોવા માંડયું અને એકાએક બારીઓ ઉઘાડી નાખી. એક બારીની બહાર ડોકા-વીને એણે જોયું. સુવાનો ખંડ પહેલે માળે હતો, એટલે ત્યાંથી એ ધડાધડ નીચે ઉતર્યો અને ઉઘાડી બારી વાટે બાગમાં કૂદ્યો, વળી

પાછો કૂદકો મારીને અંદર આવ્યો. એ બધું શિકારી કુતરો પોતાના શિકારની પૂઠ પકડતી વખતે જેટલી ચપળતાથી કરે એટલી ચપળતાથી એણે કર્યું. પછી એણે પેલું સાદી બનાવટનું લૅંપ બારીકાઇથી અને ઘણી જ ચોકસાઇથી ધારી ધારીને તપાસ્યું. એના ખડીયાનું પણ કૈંક માપ લીધું. ચીમનીની ઉપરનું છાપરૂં એણે સુક્ષ્મદર્શક કાચ વડે તપાસી જોયું, અને એની ઉપરની બાજુ મેશ. વળી હતી તેમાંથી થોડી એણે એક કાગળપર લઇ લીધી અને પડીકું વાળીને ખીસ્સામાં મુકી. એવામાં ડૉકટરની તેમજ પોલીસની સ્વારી પધારી એટલે મુખી સાથે અમે બહાર નીકળીને બાગમાં આવ્યા.

'આનંદની વાત છે કે મ્હારી તપાસ નિષ્ફળ નથી ગઇ.' બહાર નીકળ્યા પછી જયંતે કહ્યું. 'પોલિસ સાથે ખાલી વાટાઘાટ કરવા રોકાવાની મ્હને જરૂર નથી; એમને એમનું કામ કરવા દેવું એજ ઉચિત છે, છતાં એમનું ધ્યાન સુવાના ઓરડાની બારી અને નીચેના ખંડના લૅંપ તરફ ખેંચશો અને જણાવશો કે બનતા સુધી તેમાંથી એમને લાયકની બાતમી મળી શકશે. સ્હમજ્યાને ? મણિભાઇ ! એ ઉપરાંત પોલિસને મ્હારી સલાહની જરૂર જણાય તો ખુશીથી મ્હને આવીને મળે.'

એમ કહીને અમે ત્યાંથી રજા લીધી.

એ વાતને બે દિવસ થઇ ગયા છતાં પોલિસે જયંતને મળવાની જરૂર ધારી ન હતી. એની માન્યતા વખતે જૂદી જ હશે. એણે કાં તો જયંતને સાધારણ શિખાઉ માણસ માની લીધો હશે અથવા કામ લાગે એવી કૈંક વિગતો એણે મેળવી લીધી હશે. એ બેઉ દિવસ જયંત આજુબાજુના નિર્જન પ્રદેશમાં કલાકોના કલાકો સુધી એકલો ફરી આવતો હતો. આ કરૂણારસિક બનાવ વિષે મ્હારી સાથે એણે કૈંજ વાત કરી ન હતી. એ કયાં જતો હતો અને શું કરતો હતો તે પણ કહેતો ન હતો.

એના એક અખતરાથી એ કઇ જાતની તપાસ કરતો હતો તે મ્હને સમજાયું. વસનજી મરણ પામ્યો તે વખતે એના ખંડમાં જે જાતનું લૅંપ બળતું હતું તેજ જાતનું લૅંપ એ લઇ આવ્યો હતો. એણે જેવું ઘાસલેટ વસનજીને ત્યાં વપરાતું હતું તેવું ઘાસલેટ એમાં ભર્યું અને એને બળી રહેતાં કેટલો વખત લાગે એ નક્કી કર્યું. એ પછીનો એનો અખતરો બહુ વિચિત્ર હતો અને એ કદી પણ ન ભૂલી શકાય એવા પ્રકારનો હતો.

'તને યાદ હશે, નટવર !' ત્રીજે દિવસે બપોરે એણે મ્હને કહ્યું. 'કે આ બન્ને બનાવો વચ્ચે પુષ્કળ મળતાપણું છે. એમાં ખાસ કરીને બન્ને ખંડનું ઝેરી વાતાવરણ આપણું પ્રથમ ધ્યાન ખેંચે છે. બેઉ કેસમાં સૌથી પ્રથમ દાખલ થનાર પર જે અસર થઇ તે આપણે સાંભળી છે. વસનજીએ એનાં ભાઇ બ્હેનની વાત કરી ત્યારે કહ્યું હતું કે એ ખંડમાં દાખલ થતાં વેંત ડૅાક્ટર બેશુદ્ધ થઇ ગયા હતા. એતો તને યાદ છે ને ? એ ઉપરાંત કાશીબાઇએ પણ કહ્યું હતું કે એ ખંડમાં દાખલ થતાં જ એને મુર્છા આવી ગઇ હતી અને એ વળ્યા પછી જ એણે બારી ઉઘાડી હતી. બીજા કેસમાં–વસનજીની બાબતમાં રસ્તો–નોકરે બારી ઉઘાડી હતી તોપણ આપણે ગયા તે વખતે જે અસહ્ય બદબો હતી તે ભુલાય એમ નથી. નોકર બાબત મ્હેં તપાસ કરી તો જણાયું કે એ બિચારો એને પરિણામે પથારી વશ છે. આ ઉપ-રથી તારી ખાત્રી થશે, નટવર ! કે આ વિગત ઘણી જ ઉપયોગી અને અગત્યની છે. બેઉ કેસમાં વાતાવરણ ઝેરી થઇ જવાનો પુરાવો પડે છે. બેઉ કેસમાં કૈં ને કૈં બળતું હોવાનું પણ જણાય છે. એકમાં બળતી સઘડી ને બીજામાં બળતું લૅંપ. સઘડીની તો જરૂર હતી એમ માનીયે પણ લૅંપ તો ખાસ્સુ અજવાળુ થયા પછી પણ બળતું હતું. એનું શું કારણ ? જવાબ એ છે કે ત્રણ મુદ્દાઓ એક બીજા સાથે સંકળાયેલા છે, એક તો બળતી સઘડી અથવા લૅંપ, બીજું ઝેરી

વાતાવરણ અને ત્રીજું એને અંગે પરિણમતુ ગાંડપણ અથવા મૃત્યુ આ તો સમજી શકાય એમ છે ને ?',

'એમાં કૈં વાંધા જેવું નથી.'

'કે નહિ તો એના ઉપરથી આપણે અનુમાન કરીને કામ કરી શકીએ. હવે આપણે એમ ધારીએ કે બેઉ કેસમાં એવી કોઇ ચીજ બાળવામાં આવી હતી કે જેને અંગે વાતાવરણ ઝેરી થઈ ગયું હતું. બરાબર છે ? હવે પહેલા કેસમાં પેલાં ત્રણ ભાઇ બ્હેનની બાબતમાં આ ચીજ સઘડીમાં બાળવામાં આવી હતી. બારી બંધ હતી પણ એનું બીજી બાજુનું બારણુ અદખોલુ હતું એટલે તે વાટે થોડીક ધુમાડી બહાર ચાલી ગઇ હશે. એ ઉપરથી બીજા કેસના કરતાં એમાં ઓછી અસર થઇ હશે એમ લાગે છે. પહેલા કરતાં બીજામાં એ રીતે ધુમાડી ઓછી ગઈ હોય એમ જણાય છે. બેઉ કેસનાં પરિણામ પરથી સમજી શકાય છે કે અનુમાન ભૂલભરેલું નથી. પહેલા કેસમાં ગોદાવરી બાઇ મરણ પામી હતી કારણકે પુરૂષો કરતાં સ્ત્રીઓની શારિરિક સ્થિતિ સ્વભાવિક નબળી હોય છે અને આવા હુમલામાં ટકી શકવી મુશ્કેલ હોય છે; અને એના બે ભાઇઓ ગાંડા થઇ ગયા હતા, જે ઝેરી વાતાવરણની પ્રાથમિક અસર જણાય છેઃ પછી એ ગાંડપણ હમેશનું હોય કે માત્ર થોડા વખત પુરતુ જ હોય. બીજા કેસમાં પરિણામ સંપૂર્ણ હતું. એ ઉપરથી એ ઝેરી હવા અને એની અસર વિષેનું આપણું અનુમાન ખરૂં છે એમ પુરવાર થાય છે.

'વિચારોની આ પરંપરા મ્હારા મગજમાં હતી એટલે સ્વાભાવિક રીતેજ મ્હે આ વિચિત્ર ચીજનો કોઇ અંશ રહી ગયો છે કે કેમ તે બાબત વસનજીના ખંડમાં તપાસ કરી અને એને માટે જોવાનું સ્થાન લૅમ્પની ઉપરનું ઢાંકણું હતું. ત્યાં જોયું તો પુષ્કળ મેશ વળેલી હતી અને તેની સાથે કિનારી પાસે તપખીરીઆ રંગની કૈંક ભૂકી પડેલી હતી. એ ભૂકો કિનારી પાસે હોવાથી બળી ગઇ ન હતી. એમાંથી અર્ધી ભૂકી લઇને મ્હેં પડીકુ વાળ્યું તે તો તને ખબર છે !'

'અર્ધી' જ કેમ ? જયંત !'

'એનું કારણ એ છે કે મ્હારો ઇરાદો પોલિસની તપાસમાં જરાપણ ખલેલ કરવાનો નથી. મ્હને જે જે પુરાવા મળ્યા તે મ્હેં એમને એમ એમને સાારૂં રહેવા દીધા છે. પેલી ઝેરી ભૂકી હજી પણ ઢાંકણાપર પડી છે. એમનામાં અક્કલ હોય તો એ ભલે શોધી કાઢે, બાકી એક વાત છે કે આપણે દોઢ ડહાપણ વાપરીને એમને શીખવવા જવાની જરૂર નથી. હવે આપણે પેલું લૅંપ સળગાવીએ, નટવર ! મુત્યુની મ્હેમાનગીરી ચાખવાની આપણી ઇચ્છા નથી એટલે આપણે બારી ખુલ્લી રાખીને બેસીશું કે જેથી એ ઝેરી હવા આપણને ખરાબ અસર ન કરી શકે, જો તારો આ અખતરામાં ભાગ લેવાનો વિચાર ન હોય તો તું પેલી બાજુએ બારી નજીક આરામ ખુરસી લઇને બેઠો બેઠો નિરાંતે જોયા કર. એમ ! એ રીતે નથી બેસવું ? ભાગ લેવો છે ! બહુ સારૂં ! આપણી કૈં ના નથી. પણ હું ગાંડો થઇશ તો તું દવા તો કરીશ. નહિ ? બેઉ સાથે ગાંડા થઇ જઈશું તો હરકત નથી એમજને ! મ્હારી ખુરસી પણ બરાબર તારી સામે જ રાખું છું એટલે આપણે બેઉ લૅંપથી સરખે અંતરે હોઈશું, એક બીજા સામે જોઇ શકીશું. આપણે બારણું ખુલ્લું રાખીશું, હવે આપણે એક બીજાપર દેખરેખ રાખીએ એમ છીએ અને આપણો અખતરો ગંભીર રૂપ લેતો જણાય તો પરસ્પર મદદ કરી શકીશું. સમજાયુંને ? નટવર? ચાલો ત્યારે હવે હું આ લૅંપના ઢાંકણાપર પેલી ભૂકી નાખું છું. ચાલ નટવર ! હવે આપણે સ્વસ્થ ચિત્તે બેસીને શું થાય છે તે જોઇએ.'

અને એને વાર પણ ન લાગી. હું મ્હારી ખુરસીમાં સ્વસ્થ થઇને બેસુ એટલામાં તો બહુજ ખરાબ વાસ મારતો કાળો ધુમાડો આજુબાજુ પથરાવા લાગ્યો સૌથી પહેલાં જ મ્હારા મગજને ઝાટકો લાગ્યો અને મ્હારી કલ્પના શક્તિ પરનો કાબુ છટકી ગયો. એકાએક

આંચકો લાગતાં ઘડીઆળની કમાન છટકી જઇને કાબુમાં ન રહે તેવી રીતે કલ્પના શક્તિનાં ગગનગામી ઉડ્ડયન શરૂ થઇ ગયાં અને એમણે અજબ રીતે વ્યોમવિહાર કરવા માંડયો. અને એ ઉડ્ડયનોમાં દુનિયાપર નહિ જોયેલું એવું માયાનું અપાર ભયાનક સ્વરૂપ મ્હારી નજરે પડયું. અતિ ભયંકર પ્રાણીઓ, વિકરાળ મગરો, ઉડતા રાક્ષસો જવાળાઓ કાઢતા સર્પો અને હમહમાટ કરતાં ભયંકર પક્ષીઓ મ્હારી આજુબાજુ ફરતાં હોય એમ મને જણાયું. ચારે બાજુ એવા ભયંકર અવાજ થતા લાગ્યા કે હમણાં મ્હારો જીવ નીકળી જશે એમ મ્હને લાગ્યું. મ્હારા વાળ શાહુડીનાં સિસોડીઆં પેઠે ઉભા થઇ ગયા ! આંખો ચકર વકર થઇને ચઢી ગઇ અને મોઢું ફાટી ગયું તેમજ જીભ ચામડાની પેઠે સુકાઇને સંકોચાઇ ગઇ. મ્હારા મગજનું તેલ સાવ બળી ગયું લાગ્યું.

'મ્હેં બૂમ મારવા યત્ન કર્યો પણ મ્હારા ગળામાંથી અવાજ ન નીકળ્યો. મ્હારો ઘોઘરો બંધ થઇ ગયો હતો ! બીજુ કોઇ બહુજ જાડા અને ખરખરા અવાજે બોલતું હોય એમ લાગ્યું. સદ્‌ભાગ્યે મ્હારૂં મોં બારી તરફ લંબાયું અને હું એ ઝેરી અસરમાથી કંઈક મુક્ત થયો. જયંતનો સફેદ પૂણી જેવો ચહેરો મારી નજરે પડયો એના મોઢાપર મુર્તિમંત ભયની છાપ જણાતી હતી. એવીજ છાપ મરનાર વસનજી અને ગોદાવરીના ચહેરાપર પણ હતી. એ જોઇને મ્હારી અક્કલ ઠેકાણે આવી અને પ્રભુએ પુરતું બળ આપ્યું એટલે હું એકદમ ઉડયો અને જયંતને ગળે હાથ નાંખીને સામેના બારણા વાટે બહાર ખેંચી ગયો. બહાર જતાં વેંતજ અમે બેઉ ફસડાઇ પડયા અને અમારી નજર આગળનાં ભયાનક દશ્યો જોતા જોતા એક બીજાની અડોઅડ અર્ધ મુર્છાવસ્થામાં પડી રહ્યા. ધીરે ધીરે અમને ભાન આવતું ગયું અને છેવટે અમારી તંદ્રા ઉડી ગઇ; છતાં ઝેરી અસરની છાયારૂપે માથાનો સખત દુઃખાવો રહી ગયો.

અમે બેઉ એ એક બીજાના સામે જોયું અને પરસ્પરની પરિસ્થિતિપર દયા આવી !

'મ્હારે તારો આભાર માનવો જોઇએ, નટવર!' છેવટે જયંત બોલ્યો. 'કે તેં મ્હને બહાર ખેંચી આણ્યો. ખરેજ! આ અખતરામાં ભાગ લેવાની સૂચના કરવા બદ્દલ મ્હારે તારી માફી માગવી જોઇએ. પુરેપુરૂ જાણ્યા સિવાય તને એમાં સંડોવવો એ ઠીક ન હતું. હું બહુજ દિલગીર—'

'આપણા વચ્ચે એ નથી શોભતું. જયંત!'

મ્હેં એને આટલો લાગણીવશ થતો કદીએ જોયો ન હતો એટલે કહ્યું, 'ખરૂં પૂછે તો આવો અનુભવ મ્હને ક્યારે મળવાનો હતો!'

એને એ જવાબથી સંતોષ થયો.

'ખરૂં કહીએ તો આપણે બેઉ જણ ગાંડા બની ગયા હતા.' એણે સસ્મિત કહ્યું. 'એમ નહોત તો આવો મૂર્ખાઇ ભર્યો અખતરો કરવાનો આપણે વિચારજ ન કરત! મ્હેં એમ ધાર્યું નહતુ કે એની અસર આટલી જલદી અને આવી તેજ તેમજ ભયંકર થતી હશે!' એણે એકાએક કુટિરમાં જઈને પેલું લેંપ લઇને દૂર ફેંકી દીધું. 'હવે થોડીવાર સુધી વાતાવરણ સ્વચ્છ થવા દેવું પડશે. આ ભયંકર બનાવ શી રીતે બન્યો એ બાબતની તને જરા પણ શંકા નહિ રહી હોય, નટવર!'

'જરાપણ નહિ.'

'પણ હજી એનો હેતુ પહેલાંની માફક અણ ઉકલ્યો રહે છે. ચાલ. આપણે એ વિષે વિચાર કરી જોઇએ. હજીએ ઝેરી હવાની અસર મ્હારા ગળા આગળ રહી ગઇ છે. મ્હારા માનવા મુજબ પહેલા કેસમાં બધા પુરાવા બતાવે છે કે વસનજી જ ગુન્હેગાર હતો; જો કે બીજા કેસમાં એ જાતે જ એવી રીતે મરણ પામ્યો છે તોપણ. સૌથી પહેલાં તો આપણે સાંભળીએ છીએ કે ચારે ભાઈબ્હેન વચ્ચે કૈંક કજીયો થયો હતો અને એના પરિણામે વસનજી જૂદો રહેતો હતો. વસનજીનો ચહેરો જોઈશું તો એના જેવા માણસો એટલા બધા

મનના મેલા હોય છે કે ન પૂછો વાત ! એટલે એપણ એવો મનનો મેલો હોય તો નવાઇ નથી. હવે બીજી બાબત વિચાર કરીએ. બાગમાં કોઇ ફરતું હતું એવું બારીમાંથી જણાયું એમ કહીને આપણું બીજી તરફ ધ્યાન ખેંચનાર પણ એજ હતો. એનો આપણી પાસે એ વાત રજુ કરવાનો પણ હેતુ હતો, કારણ કે એથી આપણે એમ ઉંધે રસ્તે તપાસ કરીએ તો ઠીક. અને છેવટે બહાર નીકળતી વખતે આ ભૂકી એણેજ સઘડીમાં નાખી ન હતી તો બીજા કોણે નાખી ? એના બહાર નીકળ્યા પછીથી તરત જ એ ભયંકર બનાવ બન્યો. જો એના ગયા પછી બીજું કોઇ આવ્યું હોત તો ત્રણે ભાઇબ્હેન પત્તાં રમતાં રમતાં ઉઠયાં હોત અથવા રમત બંધ કરી હોત. અને આવા શાન્ત એકાન્ત ગામડાઓમાં રાતના દસ અગીઆર વાગ્યે ભાગ્યેજ કોઈ મળવા આવે એમ હોય છે એટલે એ બધાપરથી જણાય છે કે એમાં વસનજીનો હાથ હતો અને એજ ગુન્હેગાર હતો.'

'તો પછી એણે પોતે પણ આપઘાત કર્યો હોવો જોઇએ.'

'એ અનુમાન સાવ અસંબદ્ધ નથી, નટવર ! જે માણસે પોતાનાં ભાઇ બ્હેન પર કાળો કેર વર્તાવ્યો હતો તે એકાએક પસ્તાઇ આપઘાત કરવા પ્રેરાય એ અસંભવિત નથી. પણ એની વિરૂદ્ધ કેટલાંક બીજાં કારણો છે. સદ્‌ભાગ્યે એ બધાં કારણો અને વિગતો એક માણસ જાણે છે અને એ જાતે અત્રે આવીને બધી વિગત આપણને જણાવે એવી મ્હેં ગોઠવણ કરી છે, ચાલો, એ ટાઇમ થાય તે પહેલાં આવી પહોંચ્યા. આવો મી. વિઠ્ઠલદાસ ! અમે હમણાં તમારીજ વાત કરતા હતા ! મ્હેં હમણાં એક વિજ્ઞાનક અખતરો કર્યો હોવાથી કુટિરના અંદરના ભાગનું વાતાવરણ બગડી ગયું છે એટલે આપણે અહીંજ બેસવું પડશે.'

અમે વાત કરતા હતા તે દરમિઆન બાગનો ઝાંપો ઉઘડવાનો અવાજ સંભળાયો હતો અને અમને એક બાજુએ બેઠેલા જોઇને

વિઠ્ઠલદાસ એ તરફ આવતા હતા ત્યાં જયંતે બોલાવીને આવકાર આપ્યો.

'તમે મ્હને બોલાવ્યો હતો ખરૂંને ? જયંતરાય! કલાકેક અગાઉ ચીઠ્ઠી મળી એટલે આ તરફ આવ્યો. બાકી તમારી સૂચના મ્હારે શામાટે માન્ય રાખવી જોઇએ, તે સ્હમજાતું નથી.'

'આપણે છૂટા પડીએ તે પહેલાં એ સ્હમજાઇ જશે.' જયંતે કહ્યું, 'એ દરમિઆન એ માન્ય રાખ્યા બદલ આપનો આભાર માનવો જોઇએ. અમે હમણાંજ એક ભયંકર કાર્ય પુરૂ કર્યું છે અને હવે વાતાવરણ શુદ્ધ થવાની રાહ જોઇએ છીએ. શુદ્ધ વાતાવરણમાં આપણે એ વિષયની વાત કરીએ તે વધારે સારૂં છે.'

એ સાંભળીને વિઠ્ઠલદાસે ધ્યાન દઇને જયંત તરફ જોયું.

'તમે જરા વધુ ખુલાસાથી બોલો તો ઠીક.'

'આપણી વાતચિતમાં તમારો હિત સંબંધ વધુ છે અને એ શુદ્ધ વાતાવરણમાં ખરેખરી-જેમ બની તેમ એક બીજાને વાત કરીએ એ વધુ ઠીક છે.'

'શી બાબતની વાતચીત?'

'વસનજીના ખૂનને લગતી.' જયંતે જણાવ્યું.

એક ક્ષણ તો મ્હને એમ લાગ્યું કે મ્હારી પાસે હથીઆર હોત તો ઠીક થાત. વિઠ્ઠલદાસનો ઝનુની ચહેરો ગુસ્સાનો માર્યો લાલચોળ થઇ ગયો, એના કપાળ પર નસો તરી આવી અને એણે એકાએક કૂદીને જયંતનું કાંડું પકડયું. પછી એ એકાએક થોભ્યો અને મહા-મહેનતે પોતાનો ગુસ્સો સમાવીને ધડકતે હૃદયે બેઠો; પણ એ સ્થિતિ એના ગુસ્સા કરતાં વધુ ભયંકર હતી.

'અત્યાર સુધી હું જંગલી પ્રદેશમાં અને મોટે ભાગે જંગલી જનાવરો સાથે કાયદાનાં બંધનથી પર એવી સ્થિતિમાં રહ્યો છું.' એણે કહેવા માંડયું. 'એટલે કાયદાના બંધન લેખવવાં મ્હને ગમતાં

નથી; અને મ્હારે તમને ચેતવવા જોઇએ જયંતરાય ! કે તમે મ્હારી સાથે કૈં વાત કે વર્તન ચલાવતી વખતે એ ભૂલી જતા નહિ, નહિતર એનું પરિણામ સારૂ નહિ આવે, જો કે મ્હારી ઇચ્છા તમને હેરાન કરવાની છેજ નહિ.'

'અને હું પણ તમને હેરાન કરવા માગતો નથી, સ્હમજ્યાને વિઠ્ઠલદાસ ! એની મોટામાં મોટી સાબતી તો એ છે કે હું જે જાણું છું તે જાણ્યા પછી પોલિસને બોલાવવાને બદલે મ્હેં તમને બોલાવ્યા છે અને વાત કરૂં છું.'

એ સાંભળીને વિઠ્ઠલદાસ ઠંડો થઇ ગયો. એની જીંદગીમાં વખતે પહેલીજ વાર એનાં મોતીયાં એ રીતે મરી ગયાં હશે! જયંતની રીત-ભાત એટલી ભવ્ય હતી કે એની સામા પર અસર પડયા સિવાય ભાગ્યેજ રહી શકે !

'તમે શું કહેવા માગો છો ?' છેવટે એણે પૂછ્યું. 'જો તમે ખાલી તોપ મારવાની વાત કરતા હો તો તમે ભીંત ભૂલ્યા છો, જયંતરાય ! હવે આડી અવળી વાત રહેવા દઇને તમે કહેવા શું માગો છો તે બોલોને.'

'તે હું કહું છું.' જયંતે કહ્યું, 'છતાં આ રીતે વાત કરવાનું કારણ એટલુંજ છે કે જેટલા ખુલ્લા હૃદયથી હું વાત કરૂં છુ તેટલા જ ખુલ્લા હૃદયથી મ્હને જવાબ મળવો જોઇએ. એ બાબતસર તમે જે રીતે વર્તશો તેના ઉપર મ્હારે છેવટે કેવાં પગલાં ભરવાં અને તમને બચાવવા કે કેમ એનો આધાર રહેશે.

'મ્હારો બચાવ ?'

'હાજી.'

'કઇ બાબતસર મ્હારો બચાવ ?'

'વસનજીને મ્હારી નાખવાના આરોપમાંથી તમારો બચાવ.'

વિઠ્ઠલદાસે રૂમાલવતે પોતાના કપાળપરનાં પરસેવાનાં બિંદુઓ લૂછ્યાં.

'ખરેખર! તમે તો હવે ફૂંકયે રાખો છો!' એણે કહ્યું. 'તમારી ફતેહ આ જાતની તોપો ફૂંકવા પર આધાર રાખે છે કે શું!'

'ખોટ્ટી તોપો?' જયંત બોલ્યો. 'ખોટ્ટી તોપો અને ફૂંકવાની વાત તો તમે કરો છો વિઠ્ઠલદાસ! હું નહિ સ્હમજ્યાને! એના પુરાવા તરિકે કેટલીક વિગતો કહી જઉં એટલી તમારી ખાત્રી થશે કે એ અનુમાન પર હું શા ઉપરથી આવ્યો છું. સૌથી પહેલાં તો સ્ટીમરમાં અરધો પરધો સામાન જવા દઇને પણ તમે મુંબાઈથી પાછા ફર્યા એ બતાવી આપે છે કે તમારો એ કેસમાં પુષ્કળ હિત સંબંધ છે અને તમે—'

'હું પાછો આવ્યો—'

'તમારાં કારણો મ્હેં સાંભળ્યાં છે અને એ સંતોષકારક નથી એ વિગત બાજુએ મૂકીએ. તે પછી તમે અહીં દોડી આવો છો, અને પૂછો છો કે હું કોને ગુન્હેગાર ધારૂં છું. એનો જવાબ આપવાની મ્હેં નાપાડી. પછી તમે વસનજીના મકાન આગળ ગયા અને થોડો વખત બહાર ઉભા રહ્યા પછી તમારે ઘેર ગયા.'

'એ તમે શી રીતે જાણ્યું?'

'હું તમારી પાછળ આવ્યો હતો.'

'મ્હેં તો કોઇને જોયું નહતું.

'હું કોઈની પૂઠ પકડુ છું ત્યારે એ માણસ એમ જ માન્યા કરે એની હું બરાબર કાળજી રાખું છું. તમારા મકાનમાં પણ તમને બરાબર ઉંઘ ન આવી, તમે અનેક વિચાર કર્યા અને યુક્તિઓ કામે લગાડવાના મનસુબા કર્યા. છેવટે તમને એક યુક્તિ પસંદ પડી અને સવારના વહેલા ઉઠીને એને અમલમાં મૂકવા તમે બહાર પડયા.

સવાર થતાં પહેલાં તમે ઉઠીને તમારા કબાટમાંથી તપખીરીઆ રંગની ભૂકી લઇ તેનું પડીકું વાળી ખીસ્સામાં મૂકીને બહાર નીકળ્યા.'

વિઠ્ઠલદાસે એકાએક ચમકીને જયંત સામે જોયું.

'પછી તમે ચાલ્યા ચાલ્યા વસનજીના બાગમાં ગયા. અત્યારે પહેર્યા છે તેજ બુટ તમે તે વખતે પણ પહેર્યા હતા અને તમારા હાથમાં લાકડી હતી. એના બાગમાં નાને ઝાંપેથી તમે પેઠા અને એના શયનખંડની બારી સામે ઉભા રહ્યા. એ વખતે સવાર પડી ગયું હતું પણ માણસો જાગ્યાં ન હતાં. પછી તમે બારી વાટે એના બેસવાના ખંડમાં કુદ્યા અને એને બૂમ મારીને નીચે બોલાવ્યો.'

'અરે બાપરે! તમે તે માણસ છો કે શયતાન?' એકાએક વિઠ્ઠલદાસે ઉભા થઇ જઇને કહ્યું.

જયંતે હસીને આગળ ચલાવ્યું. 'ઉતાવળમાં ને ઉતાવળમાં એ નીચે આવ્યો. તમારે અને એને થોડીઘણી બોલાચાલી થઈ, એ દરમિઆન તમે એ ખંડમાં આમતેમ આંટા મારતા હતા. એ વખતે તમે પેલી ભૂકી લેંપ ઉપર બે એક મુઠ્ઠા ભરીને ફેંકી અને બારી વાટે બહાર કૂદ્યા અને બારી બંધ કરીને ઉભા ઉભા અંદર શું થાય છે તે જોવા લાગ્યા. વસનજી મરી ગયો એની ખાત્રી થયા પછીજ તમે ચાલ્યા ગયા. હવે મી. વિઠ્ઠલદાસ તમારૂં આ વર્તન વ્યાજબી હતું એમ તમે શી રીતે કહો છો? અને એ રીતે વર્તવામાં તમારો શો હેતુ હતો? એ બાબતનો યોગ્ય ખુલાસો તમે મ્હને નહિ આપો તો મ્હારે જણાવવું જોઇએ કે મ્હારે આ બધી વિગતો યોગ્ય ઠેકાણે પહોંચાડવી પડશે અને એનું જે પરિણામ આવે તે તમારે સહન કરવું પડશે.'

જયંતના છેલ્લા છેલ્લા શબ્દો સાંભળીને વિઠ્ઠલદાસનો ચહેરો સફેદપુણી જેવો થઈ ગયો. પોતાના બે હાથ વડે મોઢું ઢાંકીને એ થોડીકવાર સુધી બેસી રહ્યો, પછી એકાએક પોતાના ખીસ્સામાંથી એક ફોટો કાઢીને એણે જયંતને આપ્યો.

'એને લીધે મ્હેં એ બધું કર્યું હતું.' એ બોલ્યો.

એ કોઇ અતિ સૌંદર્યવતી સુંદરીના ઉત્તમાંગની છબી હતી. જયંતે તે જોવા માંડી.

'ગોદાવરીબાઇ' એ બોલી ઉઠયો.

'હા એ ગોદાવરીની જ છબી છે.' વિઠ્ઠલદાસે કહ્યું. 'વરસો થયાં હું એને ચાહુ છું. વરસો થયાં એ મ્હને ચાહે છે અને આ વખતે અમે નકકી કર્યું હતું કે હું આફ્રિકાથી પાછો ફરૂં ત્યારે અમારે પુનર્લગ્ન કરી લેવાં. આપણે ત્યાંના જ્ઞાતિઓના અંતરાય અને વિધવાઓની કફોડી દશા એ તમારાથી અજાણ્યા પ્રશ્નો નથી. અમારી બન્નેની જ્ઞાતિ જુદી છે અને ગોદાવરી બાલવિધવા છે એ બે સવાલ અમારા પુનર્લગ્નની આડે આવ્યા કરે છે અને છેવટે અમે એમની અવગણના કરવા નિર્ણય કર્યો હતો ત્યાંતો આ ભયંકર બનાવ બન્યો.' એટલુંજ કહેતાં એની છાતી ભરાઈ આવી.

હૃદયનો ડુમો શમાવીને એણે આગળ કહેવા માંડયું.

'અમારા સ્નેહ સંબંધની મણિભાઇને ખબર હતી અને એ મ્હારા સહાયક હતા. એ તમને કહેશે કે ગોદાવરી કેટલી વિશુદ્ધ હૃદયા હતી. એના મરણની હકીકતથી મ્હને કેટલો આઘાત પહોંચે એમ હતુ એ એમને ખબર હતી છતાં એ વાત છૂપી રખાય એવી ન હતી તેમ જ એમને અમારા સંબંધની ખબર હતી એટલે તરત જ મ્હને તાર કર્યો અને હું અહીં આવી લાગ્યો. જ્યારે મ્હારા પ્રિયપાત્રની આવી અવદશા થઇ છે એમ હું સાંભળુ ત્યારે મ્હારો થોડો સામાન આફ્રિકા જતો રહે કે જહન્નમની ખાઈમાં જાય તેની શી રીતે પરવા કરી શકાય! તમારી સાંકળની અનુમાન પરંપરાની ખૂટતી કડી એ છે મી. જયંત!'

ત્યારબાદ વિઠ્ઠલદાસે પોતાના ખીસ્સામાંથી કાગળનું એક પડીકું કાઢયું એના ઉપર ઈંગ્રેજીમાં કંઇક લખેલું હતું અને નીચેની બાજુ ઝેર

છે એવી લાલ પટ્ટી લગાવેલી હતી. તે એણે મ્હને આપનાં કહ્યું: 'હું ભૂલતો ન હોઉં તો તમે ડૉકટર છો, સાહેબ! આ ઝેરનું નામ તમે કોઇ દિવસ સાંભળ્યું છે?'

'સેતાનબુટ્ટી! નાજી, એ નામ આજેજ સાંભળ્યું.'

'આપના ધંધાદારી જ્ઞાનમાં એનો સમાવેશ થતો નથી, આખા યુરોપમાં માત્ર બ્યુડાની લેબોરેટરીની પ્રયોગશાળામાં એનો નમુનો છે. હજી એ પુરતું જાણીતું નથી થયું. એ જંગલની જડીબુટ્ટી છે. એક વેલાનું વિચિત્ર મૂળીયું છે. એનો આકાર કૈંક માણસના પગને અને કૈંક બકરાની ખરીને મળતો આવે છે તેથી એનું નામ સેતાનબુટ્ટી પડયું છે. પશ્ચિમ આફ્રિકામાં કોઇ કોઇ જગ્યાએ ડૉકટરો એનો ઉપયોગ કરે છે અને એ વાત પણ એ લોકો ઘણી જ ગુપ્ત રાખે છે. આ નમુનો પણ ઘણા જ નવાઇ જેવા સંજોગોમાં મ્હને મળ્યો હતો.' એમ કહીને એણે પડીકુ ઉઘાડયું. એમાં તપખીરીઆ રંગની બારીક ભૂકી હતી.

'પછી શું થયું?' જયંતે પૂછ્યું.

'તે હું કહુ છું મી. જયંત! તમે એટલું બધું જાણો છો કે બધી હકીકત યથાસ્થિત કહેવી એ જ મ્હારે માટે તો ઉત્તમ માર્ગ છે. મ્હારો ગોદાવરી સાથેનો સંબંધ હું કહી ચૂકયો છું. એને ખાતર એના ભાઇઓ સાથે મ્હેં મિત્રાચારીનો સંબંધ રાખ્યો હતો. એ લોકો વચ્ચે પૈસા સંબંધી કૈં તકરાર હતી જેને પરિણામે વસનજી જૂદો રહ્યો હતો. છેવટે એ તકરાર પતી ગઇ એમ કહેવાતું હતું અને બધાં વચ્ચે ઠીક ઠીક સંબંધ જળવાતો હતો એમ લાગતું હતું; છતાં વસનજી બહુ જ ખંધો અને મનનો મેલો માણસ હતો એટલે એનાપર મ્હને પૂરતો વિશ્વાસ ન હતો. મ્હારા એ અવિશ્વાસને શંકાના રૂપમાં ફેરવે એવા કેટલાક પ્રસંગો આવી ગયા હતા છતાં એની સાથે તકરાર કરવા જેવું કારણ મળ્યું હતું નહિ.

'પંદરેક દિવસ ઉપર એ મ્હને મળવા આવ્યો હતો. એ વખતે આફ્રિકાની કેટલીક નવાઈની ચીજો મ્હેં બતાવી હતી. બીજી ચીજો સાથે મ્હેં એને આ ભૂકી બતાવી અને એની વિચિત્ર અને ભયંકર અસરની વાત કરી. મગજના જે તંતુઓપર ભયની અસર થાય છે તેમને એ કેવી રીતે હદપારના ઉશ્કેરી મૂકે છે અને જે કમનસીબ માણસ એનો ભોગ થઈ પડે છે તેની શી અવદશા થાય છે અને ગાંડપણ અથવા ભયંકર મૃત્યુનો ભોગ એ કેવી રીતે થાય છે તે મ્હેં એને સમજાવ્યું. તે ઉપરાંત એની અસર શોધી કાઢવાને અથવા એને લીધેજ ગાંડપણ કે મરણ આવ્યું છે તે જાણવાને આજનું વિજ્ઞાન અશક્ત છે તે પણ કહ્યું.

'એણે એ ભૂકી કઈ વખતે મારી પાસેથી ચોરી લીધી તે મ્હને યાદ નથી કારણ કે હું મ્હારો એ ખંડ સૂનો રાખતો નથી પણ એ બનવા જોગ છે કે જ્યારે હું મ્હારી એક પેટી બંધ કરતો હતો—એ કામ જરા માથાફોડીયુ હતુ—ત્યારે એણે છાના માના થોડીક ભૂકી લઈ લીધી હશે. મ્હને હવે યાદ આવે છે કે એણે તે પછી મ્હને એની અસર સંબંધે કંઈક સવાલ કરેલા. કેટલા વખતમાં એની અસર થાય છે એમ પણ પૂછેલું. એ વખતે મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એમ કરવામાં એનો અંગત સ્વાર્થ હતો!

'હું મુંબાઇ પહોંચ્યો ત્યાંસુધી એ બાબતનો મ્હને ખ્યાલ પણ ન હતો. જ્યારે મ્હને મણિભાઇનો તાર મળ્યો ત્યારે મ્હારી આંખ ઉઘડી. વસનજીએ ધાર્યું હશે કે મ્હને સમાચાર મળે તે પહેલ્લાં હું સ્ટીમરમાં બેસી ચૂકયો હઇશ અને વર્ષો સુધી આફ્રિકામાં ગુમ થઇ ગયો હઈશ; પણ હું તો તરતજ પાછો ફર્યો. અલબત, મ્હારા પોતાનાજ ઝેરનો ઉપયોગ થયો હતો એમ વિગત સાંભળીને મ્હને લાગ્યા સિવાય નજ રહે. પછી હું આપને મળવા આવ્યો. વખતે આપનું અનુમાન કૈં બીજું છે કે કેમ તે પણ પૂછી જોયું. બીજે

કોઈપણ ખુલાસો હતોજ નહિ. એક વાત દિવા જેવી હતી કે વસનજી ગુન્હેગાર હતો અને એણે જાતેજ પોતાનાં ભાઇબ્હેનને તેમની મિલકત પોતાને મળે એ હેતુથી મારી નાખવા માટે એ ઝેરનો ઉપયોગ કર્યો હતો; અને એવું પરિણામ એની બ્હેન ગોદાવરીના મરણમાં અને એના બેઉ ભાઈઓના ગાંડપણમાં આવ્યુ હતુ. મ્હારી પ્રિયપાત્ર ગોદાવરીનો એ ખૂની હતો. એણે આ રીતે ભયંકર ગુન્હો કર્યો હતો; એની સજા શી હોઇ શકે ?

'મ્હારે હવે શું કરવું ? કાયદાની મદદ લેવી ? મ્હારી સાબિતીઓ શી હતી ? સાક્ષીઓ કોણ હતા ? મ્હારી ખાત્રી હતી કે મ્હારી વાત સંપૂર્ણ ખરી હતી પણ આ દેશના પંચોના મગજમાં ઉતારવી શી રીતે ? એ લોકો એ વાત માની શકે ખરા ? બનવા જોગ છે કે હું એમને ગળે એ વાત ઉતારી શકું. એને સજા થાય એથી મ્હારા વૈરની તૃપ્તિ ન થાય. મ્હારો આત્મા વેરની વસુલાત માટે તલસી રહ્યો હતો. મી. જયંત ! હું આપને કહી ચૂકયો છું કે વરસો સુધી હું આફ્રિકાના જંગલી પ્રદેશમાં રહ્યો છું. એ પ્રદેશમાં કાયદાને સ્થાન નથી. મ્હારી ઇચ્છા એજ મ્હારો કાયદો હતો. એજ સ્થિતિ તે વખતે પણ મ્હને લાગી. મ્હેં નક્કી કર્યું કે જે સ્થિતિ એણે બીજાઓની કરી તેજ દશા મ્હારે એની કરવી; એને એવીજ સ્થિતિમાં મૂકવો. મ્હેં મ્હારે હાથેજ એનો ન્યાય કરવાનું નક્કી કર્યું.

'મ્હેં હવે ઘણીખરી હકીકત કહી છે અને બાકીની આપનાથી અજાણી નથી. પુષ્કળ વિચારમાં આખી રાત જાગરણ કર્યા પછી, આપે કહ્યું તેમ વહેલો ઉઠીને હું બહાર નીકળ્યો, વસનજીને ઉઠાડવાની તકલીફ મ્હારી ધ્યાન બહાર ન હતી. એની બારી ઉઘાડીને હું અંદર કુદ્યો અને એને બૂમ મારી ને બોલાવ્યો. મ્હને જોઇને એ ગભરાઇ ગયો હતો. મ્હેં એને એનો ગુન્હો કહી સંભળાવ્યો. એ ફ્ગલાઈ ગયો. મ્હેં એને કહ્યું કે હુંજ એનો ન્યાયાધીશ હતો અને

હુંજ એને ફાંસીયે ચઢાવનાર—સજા અમલમાં મેલનાર હતો. એમ કહીને મ્હેં મ્હારી રિવોલ્વર કાઢી એ જોઇને એ ધબ્બ દઇને ખુરસીમાં પડયો. એની શકિત હરાઇ ગઇ હતી. મ્હેં પછીથી લંપ સળગાવ્યું, એના ઉપર પેલી ભૂકી નાખી. બહાર કૂદીને બારી બંધ કરી અને વસનજીની સામે રિવોલ્વર તાકીને બહાર ઉભો. એ જો જરાકેય હાલશે કે બહાર જવા પ્રયત્ન કરશે તો ગોળી મારીને મારી નાખવાની મ્હેં એને ધમકી આપી હતી. સુડી વચ્ચે સોપારીના જેવી એની સ્થીતિ થઈ ગઈ હતી. પાંચ મિનિટમાં તો એ મરી ગયો. અરે ભલા ભગવાન! કેટલુ કમકમાટી ભર્યું એનું મૃત્યુ નિપજ્યુ! એને માટે મ્હને રજપણ દયા ન આવી કારણ કે એણે મ્હારા પ્રિયપાત્રને—એની મા જણી બ્હેનને એવીજ રીતે મારી નાખી હતી. આ મ્હારી હકીકત છે **મી.** જયંત! તમે પણ કોઈ સાથે પરણવાના હોત કે કોઈના પ્રેમમાં હોત તો મ્હારી માફક વર્ત્યા સિવાય ન રહેત. ગમે તેમ તોયે હાલ તો મ્હારી ગરદન આપના હાથમાં છે; અને સારી દુનિયામાં ભાગ્યેજ એવો કોઇ માણુસ હશે કે જેને મૃત્યુનો મ્હારા કરતાં ઓછો ડર હોય!'

થોડીવાર સુધી જયંત શાંતિથી બેસી રહ્યો.

'તમારો ક્યાં જવાનો અને શું કરવાનો ઇરાદો હતો?' છેવટે એણે પૂછયું.

'અહીંથી તરતજ આફ્રિકા ખાતે ચાલ્યા જવાની અને ત્યાંજ ઠરી ઠામ થવાની મ્હારી ઇચ્છા હતી.'

'ભલે ખુશીથી તમે ત્યાં જાવ.' જયંત બોલ્યો. 'તમારા કામમાં અંતરાય નાખવાની મ્હારી ઈચ્છા નથી.'

'આપની મહેરબાની!' કહીને વિઠ્ઠલદાસ ઉભો થયો અને જયંતને નમીને ચાલ્યો ગયો.

એના ગયા પછી જયંતે કહ્યું:

'તને એમ નથી લાગતું નટવર ! કે આવા કામમાં આપણે જેટલો ઓછો અંતરાય નાખીએ તેટલું વધારે સારૂ ? આપણી તપાસ સ્વતંત્ર છે અને એનું પરિણામ જણાવવા આપણે કોઇને બંધાયલા નથી. એ મુજબ આપણું કામ પણ સ્વતંત્ર છે. તું એને ગુન્હેગાર તરિકે જાહેર કરવાનો મત ધરાવે છે ?'

'બિલકુલ નહિ ! આપણે કૈં કોઇના બંધાયલા નથી.' મ્હેં જવાબ આપ્યો.

'પ્રેમ શી ચીજ છે એનો મ્હને અનુભવ નથી છતાં હું કોઇના પ્રેમમાં પડયો હોઉં અને એની કોઈ આવી અવદશા કરે તો વિઠ્ઠલદાસની પેઠે વર્ત્યા સિવાય હું ન રહું એમ મ્હારી ખાત્રી છે. ધોળે દહાડે બળતી બત્તી અને એ ઉપરની ભૂકી પરથી મ્હારૂં ધ્યાન ખેંચાયુ હતુ અને વિઠ્ઠલદાસ પર શંકા જવાથી તપાસ કરી હતી. હવે એ વાત જવા દઇએ. વાતાવરણ શુદ્ધ થયું છે એટલે આપણે હૉલમાં જઇએ તો ઠીક.'

'ભલે.'

*

# જુલમગાર

*

**મ્હારી નોંધ પરથી** જણાય છે કે એ દિવસે અમે બેઉ જણ ઘણા કામમાં હતા એવામાં ટેલીફોનની ઘંટડી ઘણા જોરથી વાગવા માંડી. મ્હેં રીસીવર હાથમાં લીધું અને કહ્યું: ' ઍલાવ. '

' મીસ્તર જયંત છે કે ?'

' તમે કોણ ?'

' કાવસજી કૂપર. મારે એવણને ઘના જ અગતના કામસર મલવું છેજી. '

' મી૦ જયંત કામમાં છે. ' મ્હેં જવાબ આપ્યો.

' જરા એવનને બોલાવોની. ઘન્નું જ અગતનું...'

મ્હેં જયંતને રીસીવર આપ્યું.

'શું કામ છે?' જયંતે પૂછ્યું.

એને કૈં જવાબ મળ્યો.

છેવટે એણે 'ભલે' કહી ટેલીફોન કરનારને મળવા આવવાની રજા આપી.

કલાકેક પછી અમારા દાદરપર કોઇના ધબ ધબ ચઢવાનો અવાજ સંભળાયો અને એક પારસી ગૃહસ્થે આવીને પૂછ્યું:

'મીસ્તર જયંત આપનું નામ?'

એ જરા જૂના વિચારનો ત્રીસ બત્રીસ વરસની ઉમરનો જણાતો હતો. એણે પારસી બોખુ લાંબો કાળો ડગલો અને રોલ્ડગોલ્ડનાં ચસ્માં પહેર્યાં હતાં. એ જરા ઉંચો હતો અને ઉંચાઇને લીધે શરીરની જાડાઈ માફકસર લાગતી હતી. એના સવાલના જવાબમાં જયંતે ડોકુ હલાવ્યું એટલે પાધરો એ ખુરસી લઇને બેઠો અને પોતાનું દાસ્તાન શરૂ કર્યું.

'મને ઘન્નો જ ગમખ્વાર અને નવાઈ જેવો અનુભવ થયોચ મી. જયંત!' એમણે ચલાવ્યું. એમના પારસીશાઇ શબ્દો જેમના તેમ લખવાને બદલે ગુજરાતી ઢબે લખવાની છૂટ લઇને એમનું દાસ્તાન હું રજુ કરૂં છું.

'મ્હારી જીંદગીમાં આવું કદીયે નથી બન્યું. ઘણું જ વિચિત્ર! સાવ નવાઈ જેવું! મ્હારે એને માટે ખુલાસો માગવો જોઇએ.'

એમનો ગુસ્સો માતો ન હતો. બોલતાં બોલતાં એ ખુરસીના હાથાપર મુક્કીઓ મારતા હતા.

'જરા ધીરે! કાવસજી બા! ધીરેથી વાત કરો.' જયંતે જણાવ્યું. છે હું એમ પૂછું છું કે તમે મ્હારી પાસે શું કામ આવ્યા?'

'અરે મ્હારા સાહેબ! ત્યારે કોણુની પાસે જાઉં? પોલિસનું એમાં કૈં કામ ન હતું અને એ એમાં માથુ મારે એવું ન હતું છતાં

જ્યારે તમે બધી વિગત જાણુશો ત્યારે તમારી ખાત્રી થશે કે મ્હારે કૈં પણ કરવું જોઇએ. તમારૂં નામ મ્હેં સાંભળ્યું હતું અને મ્હને ખાત્રી હતી કે તમે—'

'એટલે ?'

જયંતે ઘડીઆળ કાઢી.

'તમારો ટેલીફોન મળ્યે એક કલાક થયો. તમે ધારતે તો વહેલા આવી શકતે.'

'તમારી વાત ખરી છે સાહેબ! પણ તે પહેલાં મ્હારે એક બે ઠેકાણે તપાસ કરવાની હતી એટલે મોડું થયું. પહેલાં તો મ્હારે વનુ વિલાનું ભાડું ભરાયું છે કે નહિ તે જાણવું હતું—'

'ચાલો હવે.' જયંતે વચ્ચે જ બોલ્યો. 'તમને પણ મ્હારા મિત્ર ડૉ. નટવરના જેવી જ અધવચથી અને ખોટી રીતે વાત રજુ કરવાની ટેવ છે! જરા શાંત થાવ અને તમારા વિચાર બરાબર ગોઠવો અને બધો બનાવ જેમ બન્યો હોય તેમ ક્રમવાર મ્હને જણાવો.'

અમારા અસીલે જરા વાર થોભીને કહેવા માંડયું: 'આપની સૂચના વાસ્તવિક છે સાહેબ! મ્હારી જીંદગીમાં આ પહેલો જ અનુભવ છે, એ કહી જાઉં છું; અને એ કહી રહીશ ત્યારે મ્હારા મગજનું સમતોલપણું ગુમાઇ જાય એવો એ બનાવ છે એની આપને ખાત્રી થશે.'

પણ એ પોતાનું દાસ્તન શરૂ કરે તે પહેલાં એક નવી જ મુશ્કેલી આવીને ઉભી રહી. નીચે કૈં હીલચાલ જણાઈ અને સુલોચનાને કોઈ કૈં પૂછતું જણાયું. તરત જ બે માણસો અમે બેઠા હતા તે ખંડમાં આવ્યા. એમાંના એક આપણા પૂર્વ પરિચિત છૂપી પોલિસખાતાના અધિકારી મી. વિનોદરાય ઝાલા હતા અને બીજા ગૃહસ્થ મુરાવિભાગના પોલિસ અધિકારી મી. પ્રાણુલાલ મુનશી હતા એમ વિનોદરાયે જયંત સાથે કરાવેલ એમના ઓળખાણુથી જણાયું.

'અમે બેઉ આજે આ તરફ તપાસ કરતા આવી ચઢયા છીએ.' વિનોદરાય બોલ્યા. એમ કહીને એમણે અમારા અસીલ તરફ જોયું અને પૂછયું: 'તમારૂં નામ કાવસજી ને? તમે વાંદરે આવાં લૉજમાં રહો છો ને?'

'હા બાવા!'

'અમે તમને ક્યારના શોધીએ છીએ.'

'કાંય? મ્હારૂં શું કામ પડીયું?'

'કાલે રાત્રે વનુ વિલાવાળા વીરસિંહ ઠાકોરનું મરણ શી રીતે નીપજયું તે વિષે તમારો ખુલાસો જોઇએ છીએ.'

એ સાંભળતાં વેંતજ અમારા અસીલની અજાયબીનો પાર ન રહ્યો.

'મરી ગયા? શું એવણ મરી ગયા? તમે ખરેખર એમ કહોચ કે એવણ મરી ગયા?'

'હા જી. એ મરણ પામ્યા છે.'

'પણ શી રીતે? કૈં અકસ્માત થયો?'

'એમનું ખૂન કરવામાં આવ્યું છે.'

'યા પરવારદેગાર! આ તો નવાઇ જેવું! અને ત ત તમે એમ તો નથી કહેતા ને કે એને માટે તમારો મારા પર શક છે?'

'મરનારના ખીસ્સામાંથી તમારો એક કાગળ મળી આવ્યો છે તે પરથી જણાય છે કે મરનાર સાથે એને ઘેર સુઈ રહેવાની તમે હા પાડી હતી.'

'ખરી વાત.'

'એમ? તમે હા પાડી હતી?'

એમ પૂછતાં વેંત જ વિનોદરાયે પોતાની ડાયરી કાઢી.

'જરા થોભો વિનોદરાય!' જયંત બોલ્યો. 'તમારે તો એમનો સંપૂર્ણ એકરાર જોઇએ છીએ ખરી વાતને?'

'હાસ્તો. મ્હારે એમને શરૂઆતમાંજ જણાવી દેવું જોઇએ કે એમનો એ એકરાર એમની વિરૂદ્ધ પુરાવા તરીકે વાપરવામાં આવશે.'

'તમે આવ્યા તે પહેલાં કાસવજી પોતાની હકીકત જણાવવાની શરૂઆત કરતા હતા. મી. કાસવજી, હવે તમે તમારૂં દાસ્તન શરૂ કરો. આ બે ગૃહસ્થો આવ્યા તે પહેલાં તમે જે રીતે કહેવા તૈયાર હતા તેવી જ રીતે વિના સંકોચે કહેજો.'

જરા વિચાર કરી શાન્ત ચિત્તે અમારા અસીલે વિનોદરાયની નોટબુક તરફ જોતાં જોતાં પોતાનું દાસ્તન શરૂ કર્યું.

'મ્હેં હજી લગ્ન કર્યાં નથી છતાં મ્હારા મળતાવડા સ્વભાવને અંગે મ્હારે બહોળાં ઓળખાણ અને ઘણાજ સારા સંબંધો છે. લક્ષ્મી નગરવાળા માધવજી શેઠ સાથે મ્હને ઘણોજ સારો નાતો છે. એમને ત્યાંજ થોડા દિવસ ઉપર મ્હને વીરસિંહ ઠાકોરનો મેળાપ થયો હતો. એમની બોલવાની છટા, અમીરી ખવાસ અને ઉંચી રીતભાતથી હું તેજ ઘડીએ અંજાઇ ગયો હતો.

'અને તે પછી મ્હારી અને એમની વચ્ચે મિત્રાચારી બંધાઇ. પહેલેથી જ એમને મ્હારો સ્વભાવ ગમી ગયો હોય એમ મ્હને પણ લાગ્યું. અમે એકબીજાને મળ્યા પછી બેએક દિવસમાં તો તેઓ મ્હારે ઘેર મળવા આવ્યા. એમના જેવા સારા અને ખાનદાન માણસ મ્હારે ઘેરે આવ્યા તેથી હું ઘણોજ રાજી થઇ ગયો. અને વળી એમણે મ્હને પોતાને બંગલે બેચાર દિવસ રહેવા બોલાવ્યો. એમને મ્હારો સ્વભાવ ગમી ગયો હતો એટલે બે ચાર દહાડા આનંદમાં જશે એમ પણ કહ્યું. એમના ઇજનને માન આપીને કાલે સાંજે હું એમને બંગલે રહેવા ગયો.

'હું ત્યાં ગયો તે પહેલાં એમણે એમના ઘર ખટલા વિષે મ્હને વાત કરી હતી. એમનો ઝનાનો અહીં ન હતો. એમની સાથે એક ઘણો જ વિશ્વાસુ નોકર હતો. તેઓ આફ્રિકા ખાતે અઢળક

ધન કમાયા હતા. આફ્રિકાથી તેઓ કૈં કામસર અહીં આવ્યા હતા અને થોડા દિવસ રહી પાછા આફ્રિકા જવાનો એમનો વિચાર હતો. પોતાની સાથે તેઓ એક કદાવર હબસી નોકરને લેતા આવ્યા હતા. એમનો પેલો વિશ્વાસુ નોકર એમની રસોઇ વિગેરે પર ધ્યાન આપતો હતો. થોડા દિવસ રહેવા ઇચ્છા હોવાથી એમણે વધુ નોકરો રાખ્યા ન હતા. મ્હને એમ પણ લાગ્યું કે પૈસાના પ્રમાણમાં એમનો સ્વભાવ ચીકણો હતો નહિતર આટલા થોડા માણસોથી ચલાવી લેવાનું કોઇ પસંદ ન કરે. માણસની અનેક પ્રકારની વિચિત્રતાઓ હોય છે એવી જ એ પણ મ્હને એક જાતની વિચિત્રતા લાગી. મ્હારો અનુભવ વળી કૈં જૂદું જ કહે છે. મ્હેં ધાર્યા કરતાં એમની રીતભાત ઘણી જ વધારે વિચિત્ર હતી.

'એમણે પસંદ કરેલો બંગલો—વનુવિલા—સાન્તાક્રૂઝ અને પારલાની વચ્ચે શાન્ત એકાન્ત જગ્યાએ આવ્યો હતો. એ બેઠા ઘાટનો બંગલો હતો અને રસ્તાથી જરા અંદરની બાજુ હતો. એની અને રસ્તાની વચ્ચે સરૂના ઝાડની બેવડી હાર હતી. મ્હારી ગાડી ત્યાં ગઇ એટલે ઠાકોરે પોતે મ્હને હસીને આવકાર આપ્યો. મ્હારી બૅગ એમના પેલા નોકરે ઉપાડી લીધી. અને મ્હારે માટે એક ખંડ ખાસ તૈયાર કરાવ્યો હતો ત્યાં લઇ જઇને મૂકી.

'થોડીવાર પછી અમે બન્ને જમવા બેઠા. હું ત્યાં જવાનો હતો એટલે કેટલીક ખાસ વાનીઓ એમણે તૈયાર કરાવી હતી. ખાતી વખતે ઠાકોરનો ચહેરો કૈંક ઉદાસ હતો. એ હમેશના જેવા આનંદી દેખાતા ન હતા.

'એક બે વખત તો મ્હને એમ પણ લાગ્યું કે હું કયાં અહીં આવ્યો! અહીં આવ્યો નહત તો સારૂં થાત. પરિચય ગાઢ થયા સિવાય આ રીતે આમંત્રણ સ્વીકારવામાં મ્હેં ભૂલ કરી એવું પણ મ્હને લાગેલું. પછી એમ પણ થયું કે કૈં બહાનુ કાઢીને વધારે ન રહેતાં બને એટલા જલદી ચાલ્યા જવું.'

'એક વાત મ્હને હવે યાદ આવે છે. વખતે એથી જે વિષે આપ તપાસ કરો છો તે બાબતપર કૈંક પ્રકાશ પડશે. તે વખતે એવું ન હતું પણ હવે સમજાય છે કે એ વિગત પણ ઉપયોગી છે. અમે જમી રહેવા આવ્યા ત્યારે પેલા નોકરે ઠાકોરના હાથમાં એક ચીઠ્ઠી આપી. એ વાંચ્યા પછી ઠાકોરનામાં પહેલાંના કરતાં ઘણી જ વધારે ઉદાસીનતા આવી. એના વર્તનમાં એકદમ સમજી શકાય એવો ફેરફાર થયો. એણે મ્હારી સાથે વાત કરવાનું છોડી દીધું અને જમ્યા પછી અસ્વસ્થતાથી હુક્કો પીવા માંડયો. એના મગજમાં ઉપરાછાપરી અનેક વિચાર આવતા હોય એમ મ્હને જણાયું. જમ્યા પછી હું જરા બહાર લટાર મારી આવ્યો.

'પાછો ફર્યો ત્યારે અગીઆર થઇ ગયા હતા. આટલો બધો જલદી વખત કેમ પસાર થઇ ગયો તે મ્હને સમજાયું નહિ. પછી અમે બેઉ છૂટા પડયા. મ્હને આપેલા ખંડમાં હું સુઇ ગયો.

'કેટલીક વાર પછી ઠાકોરે મ્હારૂં બારણું ખખડાવ્યું, અને મ્હને પૂછ્યું કે 'તમે હમણાં બૂમ મારી ?'

'મ્હેં જવાબ આપ્યો કે 'મ્હેં બૂમ મારી ન હતી.'

'મોડી રાતે આ રીતે ઉંઘમાં ખલેલ કરવા બદલ એમણે દિલગીરી દર્શાવતાં ઉમેર્યું કે 'અત્યારે એક વાગ્યો હતો.'

'પછી પાછો હું સુઇ ગયો અને ઘસઘસાટ ઉંઘી ગયો. હવે મ્હારા દાસ્તાનનો ઘણો જ વિચિત્ર બનાવ આવે છે. હું જાગ્યો ત્યારે નવ વાગી ગયા હતા. સાત સાડાસાતે જગાડવાનું મ્હેં પેલા નોકરને કહ્યું હતું પણ કોઇએ મ્હને ઉઠાડયો જ ન હતો. મ્હેં તરત જ નોકરને બોલાવ્યો પણ કૈં જવાબ ન મળ્યો. હું ઉઠીને બહાર આવ્યો. મ્હારો મિજાજ હાથથી ગયો હતો. આમતેમ ફર્યો પણ નોકરનો પત્તો જ ન હતો. ઠાકોરના સુવાના ઓરડા તરફ ગયો. એ ઓરડો ઉઘાડો હતો. મ્હેં અંદર જઇને જોયું તો ઠાકોર પણ જણાતા ન હતા. એમની પથારી જોઇ તો એ ઉપયોગમાં લીધી હોય એમ ન લાગ્યું.

પછી બહાર આવ્યો. ચારે તરફ જોયું. આખો બંગલો ને બાગ ખુંદી વળ્યો પણ કોઈનો પત્તો જ ન લાગ્યો ! ત્રણે જણ કોણ જાણે ક્યાં ચાલ્યાં ગયાં હતાં ! એ જોઈને મ્હારી અજાયબીનો પાર ન રહ્યો !'

પોતાના હાથની હથેલીઓ મસળતાં મસળતાં જયંતે કાસવજીનું દાસ્તાન શાંતિથી સાંભળ્યું.

'તમારો અનુભવ, ઘણો જ નવાઇ જેવો છે એની ના નાહ.' જયંતે છેવટે કહ્યું. 'હું એમ પૂછું કે એ જાણ્યા પછી તમે શું કર્યું?'

'મ્હારા ગુસ્સાની હદ ન રહી. પહેલાં તો મ્હને એમ લાગ્યું કે ઠાકોરે મ્હારી મશ્કરી કરી છે અને મ્હને ગધેડો બનાવ્યો છે. મ્હેં મ્હારી બૅગ બરાબર ગોઠવી દીધી અને એ બંગલાને છેલ્લી સલામ કરી સાન્તાક્રૂઝ તરફ જવા માંડયું. રસ્તામાં મ્હેં શેઠ આદમજી ઇસાભાઇને બંગલે તપાસ કરી કે વનુવિલાનું ભાડુ ભરાયું હતું કે કેમ ? વનુવિલા શેઠ આદમજીનો બંગલો હતો એ મ્હારી જાણમાં હતું. મ્હને જવાબ મળ્યો કે આખા મહિનાનું ભાડુ આગળથી અપાયેલું હતું. મ્હને એમ લાગ્યું હતું કે વખતે ઠાકોરે મ્હને બોલાવીને એના પેટાભાડુત તરિકે ઓળખાવી આખા મહિનાનું ભાડુ મ્હારે માથે મારવાનો વિચાર કર્યો હોય, પણ એવું કૈં જ હતું નહિ. ત્યારબાદ મ્હેં માધવજી શેઠને ત્યાં તપાસ કરી. પણ એ બહાર ગયા હતા.

'પછી ઘેર આવીને મ્હેં અહીં ટેલીફોન કર્યો. મ્હારી ખાત્રી હતી કે તમે કૈં ખુલાસો કરી શકશો. તમારો હાનો જવાબ મળ્યો એટલે અહીં આવવા નીકળ્યો. રસ્તામાં માધવજી શેઠના તરફ જતો આવ્યો. એમને મ્હારા કરતાં ઠાકોર વિષે વધુ માહિતી ન હતી એવો જવાબ મળ્યો.

'અને અહીં આવતાં વેંત જ આ ભાઇએ જે વાત કહી તે પરથી લાગે છે કે ઘણો જ માઠો બનાવ બન્યો છે. મ્હેં જે કહ્યું છે તે અક્ષરે અક્ષર ખરૂં છે અને એનાથી વધારે મ્હને કૈં જ

ખબર નથી. મ્હારી ઇચ્છા આ વિચિત્ર બનાવનો ભેદ જાણવાની અને કાયદો તથા વ્યવસ્થા જાળવવામાં સંપૂર્ણ મદદ કરવાની છે.'

'તમે કહ્યું તે ખરૂં હોવાની મારી ખાત્રી છે **મી.** કાવસજી!' **વિનોદરાય** બોલી ઉઠયા. 'અમારી નજરે જે જે બનાવ પડયો છે તેને તમારૂં વર્ણન બરાબર બંધબેસ્તુ આવે છે. જમતી વખતે પેલી ચીઠ્ઠી આવી તે તો તમને ખબર છે. એનું શું થયું તે તમને યાદ છે?'

'હાજી. ઠાકોરે એને ચોળી નાખીને એક ખૂણામાં એનો હુક્કો તાજો જ ભરેલો પડયો હતો તેની બળતી ચલમ ભણી ફેંકી.'

'તમે શું કહો છો? **મી.** મુનશી!'

એમ કહીને એમણે પોતાના સાથીદાર તરફ જોયું. એ બેઠી-દડીનો ઘણો જ ચબરાક માણસ લાગતો હતો. સ્હેજ મોઢું મલકાવીને એણે પોતાના ખીસ્સામાંથી એક ચોળાયલો કાગળ કાઢીને **જયંતના** હાથમાં આપ્યો.

'એ ચલમમાં પડવાને બદલે ખૂણામાં પડી ગઇ હતી તે મ્હારી તપાસ દરમિઆન જડી.'

જયંત એની ચાલાકી જોઇને હસ્યો.

'તો તો તમે બહુ જ બારિક તપાસ કરી હશે, તે સિવાય આવી રીતે નખાયલી ચીઠ્ઠી ન જડે!'

'હાસ્તો! મ્હારી એ રીત છે. જયંતરાય! લાવો હું વાંચુ.'

એણે ચીઠ્ઠી હાથમાં લીધી.

'એ ચાલુ વપરાશના ફુલ્સકેપ કાગળ પર લખાયલી છે. લખનારે ઉતાવળમાં લખી છે. અંદરના લખાણ કરતાં બહારનું સરનામું જરા જરા જૂદા હરફમાં લખાયું છે. એના પર ઠાકોરશ્રી **વીરસિંહજી** વનુાવલા **સાન્તાક્રૂઝ** એવું સરનામું કરેલું છે. અંદરનો મજકુર નીચે મુજબ છે. 'આપણા જ રંગો લીલોને સફેદ. લીલો ખુલ્લો. સફેદ બંધ. વચલો દાદર. પહેલે મજલે જમણા હાથે સાતમી. પ્રભુની મહેર

દે.' લખાણુ કોઇ સ્ત્રીના હાથનું છે અને તે પાતળી સ્ટીલના હોલ્ડરનું. સરનામું બીજા હોલ્ડર વડે અથવા બીજા જ માણુસે કરેલું છે કારણુ કે અક્ષરોમાં ફરક છે.'

'ઘણી નવાઇ જેવી ચોઠ્ઠી છે!' એ જોઇને જયંતે કહ્યું. 'મ્હારે તમને ધન્યવાદ આપવો જોઇએ મી. મુનશી! કારણુ કે તમે એ બારીકીથી અને ચોકસાઇથી તપાસી છે. એકાદ બે નજીવી વિગતો છતાંયે ઉમેરવા જેવી છે, ઉપરની લંબગોળ સીલ કાંડીયાના બટનની જ અને આ કાગળ નાની સરખી દોરા કાપવાની કાતરથી કાપેલો છે. એ જરા આડો કપાયો છે એનું કારણુ એજ.'

પ્રાણુલાલે એ ધ્યાન દઇને જોયું.

'મ્હેં જાણ્યું કે એમાંનું બધુંયે મધ મ્હેં નીચોવી કાઢયું છે પણુ હજી રહી ગયું લાગે છે ખરૂં!' એણે કહ્યું. 'આ ચીઠ્ઠી નિદાન એટલું પુરવાર કરે છે કે આ મામલામાં પણુ હમેશની માફક એક સ્ત્રી જ કારણુરૂપ છે.'

આ વાતચીત દરમિઆન કાવસજીનો જીવ અધીરો થઇ ગયો હતો.

'સારૂં થયું કે તમુને આયે ચીઠ્ઠી મલી!' એમણે ચલાવ્યું 'એનાથી મારી વાતને સાંભો ટેકો મલે છે! પણુ બિચારા વીરસિંહ ઠાકોરનું શું થયું અને એના માણુસો કયાં ગેબ થઈ ગયા તે તો તમે બોલ્યા નહિ!'

'તમારા ઠાકોર તો આજે સવારે વાકોલા પાસે મરેલા મળી આવ્યા હતા. એમના બંગલાથી એકાદ માઇલ દૂર એમનું શબ પડયું હશે. એમનું માથું કોઇ વજનદાર ચીજના ઘાથી છૂંદી નાખવામાં આવ્યું હતું. હથીઆરને બદલે રેતીથી ભરેલી વજનદાર થેલી કે એવી જ કોઈ ચીજનો ઉપયોગ થયો હોય એમ જણાતું હતું. એ જગ્યા નિર્જન છે અને ચારે તરફ અર્ધો પોણો માઇલ સુધી બિલકુલ વસ્તી નથી. સૌથી પહેલો એના પર પાછળથી હુમલો કરવામાં આવ્યો

હોય એમ લાગે છે, અને એ નીચે પટકાઇ પડીને મરી ગયો ત્યાં સુધી એના પર હુમલો કરનારે મારો ચાલુ રાખેલો જણાય છે. એ ઘણો જ ભયંકર અને ખૂની હુમલો હતો. ગુન્હેગારનાં પગલાં બરાબર દેખાતાં નથી તેમજ એને પકડવામાં ઉપયોગી થાય એવી કૈં વિગત મળતી નથી.' વિનોદરાયે જવાબ આપ્યો.

'એને લૂંટયો છે ?'

'ના. એવો પ્રયત્ન થયો લાગતો નથી.'

'એ તો ઘણું જ નવાઇ જેવું ! ઘણું જ વિચિત્ર !' કાવસજીએ મ્હોંના ચેનચાળા કરતાં કહ્યું. 'એ બી ભલા માણુસને મોતને ભેટવા જવું હતું તો મ્હને ઇજન કાંય આપીયું ? આયે કેસમાં તમે મ્હને શી રીતે સંડાવો છો ?'

'એ કાંઇ નવાઇ જેવું નથી.' મી. મુનશી બોલ્યા. 'મરનાર પાસેથી એના ખીસ્સામાંથી તમારો એક કાગળ મળી આવ્યો છે અને તેમાં તમે લખો છો કે જે રાત્રે એ મરી ગયો તે રાત્રે તમે એને ત્યાં રહેવા જનાર હતા. તમારા કાગળના સરનામા પરથી અમને મરનારનું નામઠામ મળ્યું કારણકે બીજા' કાંઇ જ કાગળીયાં એની પાસે હતાં નહિ. આજે સવારે નવ વાગે અમે વનુવિલામાં ગયા અને તમારી તપાસ કરી પણ તમારો કે કોઇનો પત્તો જ મળ્યો નહિ ! મ્હેં વિનોદરાયને મુંબાઇમાં તમારી તપાસ કરવા ટેલીફોન કર્યો અને બીજો ટેલીફોન એકસચેંજમાં કર્યો ને પૂછાવ્યું કે તમારા બંગલામાથી કોઇએ ટેલીફોન કર્યો હોય તો ખબર આપવી અને દેખરેખ રાખવી. વનુવિલાની તપાસ પુરી કરી હું અહીં આવ્યો અને તમારા અહીં આવવાની વિનોદરાયે ખબર આપી એટલે અમે બેઉ જણુ આવી લાગ્યા.'

'હવે આપણે રીતસરનું કામ શરૂ કરીએ તો ઠીક.' વિનોદરાયે સૂચના કરી 'મી૦ કાસવજી ! તમે અમારી સાથે ચોકી ઉપર આવો અને તમારી કેફીઅત લખાવો.'

'ભલે બાવા !' કાવસજીએ કહ્યુ. 'મી. જયંત ! તમારે મ્હારી તરફથી કામ કરવાનું છે. કોઈ બી ભોગે અને ખરચે ખરી વાત શી છે તે મ્હારે જાણવી છે, માટે પૈસા સામું જોતા નહિ.'

મ્હારો મિત્ર પરાવિભાગના અધિકારી તરફ ફર્યો.

'આપણે આ કેસમાં સાથે કામ કરીએ તેમાં તો તમને કૈં હરકત નથીને ?'

'જરા પણ નહિ ! ઉલટો આપના સહકારથી મ્હને આનંદ આવશે.'

'અત્યાર સુધી તમે કરેલી તપાસ તારીફ કરવા જેવી છે. ઠાકોર કયારે મરણ પામ્યો તે જાણવા જેવી કૈં વિગત છે ખરી ?'

'એ ત્યાં એક વાગ્યાથી પડયો હોય એમ લાગે છે. એ વખતે જરા વરસાદ પડયો હતો, એનું મરણ તે પહેલાં થયું લાગે છે.'

'પણ એ તો સાવ અસંભવિત લાગે છે !' અમારો અસીલ બોલી ઉઠયો 'એનો અવાજ હજીયે મ્હારા કાનમાં રણકે છે. હું સોગંદપૂર્વક કહી શકું છું કે એક વાગે તો એણે મ્હને બોલાવ્યો હતો જ્યારે તમે કહો છો કે એ વખતે તો એ મરણ પામ્યો હતો.'

'એ જરા નવાઇ જેવું ખરૂં પણ તદન અસંભવિત તો નથીજ.' જયંતે હસીને કહ્યું.

'એ શી રીતે ?' વિનોદરાયે પૂછ્યું.

'ખરી રીતે આ કેસ કૈં બહુ ગુંચવણ ભર્યો જણાતો નથી. મ્હારો અભિપ્રાય આપતા પહેલાં વધુ વિગતોની આવશ્યકતા છે. મી. મુનશી ! પેલી ચીઠ્ઠી સિવાય બીજી કોઈ નવાઇની વિગત વનુ-વિલાની તપાસમાં તમને જણાઇ ખરી ?'

પ્રાણલાલ મુનશીએ મ્હારા સાથીદાર તરફ જરા કતરાતી આંખે જોઇને જણાવ્યું:

'એક બે બાબતો ઘણી જ નવાઇ જેવી હતી. ચોકી ઉપરની વિધિ પુરી થઇ રહે એટલે આપણે ત્યાં જઈશું તે વખતે આપનો એ બાબતનો અભિપ્રાય આપજો.'

એ ત્રણે જણુ ગયા પછી અમે થોડીવાર શાંતિથી બેઠા. જયંત એ વખતે વિચારની પરંપરાઓ ગોઠવતો હતો.

'તારો શો અભિપ્રાય છે ? નટવર !' એણે એકાએક મ્હારા તરફ ફરીને પૂછ્યું.

'મ્હને તો એમાં ધડ કે માથું કૈં જ સ્હમજાતું નથી.'

'પણ ગુન્હો શી રીતે થયો ?'

'જ્યારે એના સાથીદારો નાસી ગયા છે ત્યારે એમ લાગે છે કે તેઓ એનું ખૂન કરવામાં સંડોવાયલા હતા અને પોતાનો જીવ બચાવવા હવે છટકી ગયા છે.'

'બરાબર છે. એ પણ અનુમાન નીકળી શકે એવુ છે. એ તારે કબુલ કરવું જોઇએ કે જો એના બન્ને નોકરનો એમાં હાથ હોય તો જે વખતે બંગલામાં એક મ્હેમાન આવ્યો હતો તે વખતે ખૂન કરવાનું પસંદ કરે એ નવાઈ જેવું નથી લાગતું ? એમને ખૂન જ કરવું હોત તો એ આખો વખત એમની દયા પર ક્યાં જીવતો ન હતો ! એને ગમે ત્યારે મારવા પૂરતી એકાંત તો હતીજ.'

'તો પછી એ નાસી કેમ ગયા ?'

'બરાબર છે ! એ નાસી કેમ ગયા ? એજ મોટી વાત છે ! અને એટલીજ મોટી વાત આપણા અસીલના વિચિત્ર અનુભવની છે. અને એ બેઉ મોટી વાતોનો ખુલાસો એકાએક કરવો એ આપણી શક્તિ ઉપરાંતનું કામ છે કે કેમ તે જોઇએ. આપણું અનુમાન બન્ને વાતને ટેકો આપે એવું છે કે કેમ ? નવી વિગતો મળ્યા પછી એમાં કૈં ફેરફાર કરવા જેવું નહિ નીકળે તો એજ નિર્ણીત સ્વરૂપ લેશે.'

'પણ આપણું અનુમાન શું છે તે તો બોલ.'

જયંત પોતાની ખુરસીપર આડો થતાં બોલ્યો:

'એટલું તો તું કબુલ કરશે કે આ બાબતમાં મશ્કરીની વાત માનવા જેવી નથી લાગતી. કૈંક ગંભીર બનાવોની તૈયારી ચાલતી

હતી, અને કાવસજી કૂપરને કોઇ ખાસ કારણુસર જ એમાં સંડોવવામાં આવ્યો હતો.'

'એ બધું આપણે ધીરેધીરે જોઇએ અને વિચાર કરીએ. આ જુવાન પારસી સાથે એકાએક ગાઢ મિત્રાચારી એ અજાણ્યા માણસે બાંધી એજ સૌથી પહેલાં તો અજુકતુ છે. વધુ દબાણ તો ઠાકોર તરફથી થયું છે. એણે જ્યારથી કાવસજીને જોયો ત્યારથી જ એને પોતાના તરફ ખેંચવાનો પ્રયત્ન શરૂ કર્યો લાગે છે. એ એને પોતાને બંગલે બહુ જ થોડા વખતમાં બોલાવવાને શક્તિવાન થયો એ એનું આકર્ષણ સારી રીતે પુરવાર કરે છે. હવે કાવસજી કૂપરમાં એવું તે શું છે કે એ એના માટે એટલો બધો ઘેલો થઇ ગયો હતો? એનામાં એવા કૈં સસ્કાર જણાતા નથી. એ જરા શીખેલો છે પણ એનું જ્ઞાન સંગીન નથી. ઠાકોરે આટલા બધા માણસોમાંથી એની પસંદગી શા માટે કરી? એમ કરવામાં એનો શો હેતુ હતો? કાવસજીનો કયો ગુણ એને ઉપયોગી લાગ્યો? એનામાં એવો કોઇ ગુણ છે ખરો? હાસ્તો. એવો એક ગુણ છે અને તે સામાનાપર છાપ પડે એવી રીતે પોતાની હકીકત કહેવાનો. એની વિચિત્ર ગણાય એવી વિગતો માટે પેલા ઇન્સ્પેકટરે પૂછવાની પણ હિંમત્ત કરી નથી એ શું બતાવે છે?'

'પણ એ ગુણનો આ કામમાં શો ઉપયોગ કરવાનો હતો?'

'અત્યારે તો કૈંજ નહિ, કારણકે બધી વાત એમની ધારણા વિરૂદ્ધ બની છે. અલબત્ત, મ્હારી એ ચોક્કસ માન્યતા છે.'

'એમ ! તો તો પછી એનો ઉપયોગ 'એલીબી' (ગુન્હો જે વખતે થયો તે વખતે કહેવાતો ગુન્હેગાર તે સ્થળે નહિ પણ બીજે ઠેકાણે હતો એ દર્શાવતા મજબુત પુરાવા) તરિકે કરવાનો હશે.'

'હાસ્તો નટવર ! અને એવા પુરાવા માટે એ ઘણો જ ઉપયોગી સાક્ષી નિવડે એમ છે. હવે આપણે એમ ધારીએ કે વનુવિલાના રહીશો શેઠ કે નોકર નહિ પણ પરસ્પર મળતીયા હતા

અને તેમણે અમુક ગુન્હો કરવાની મસલત કરી હતી; એમનું કામ ગમે તે હોય, તે કરીને એક વાગે પાછા ફરવાની વાત હતી. ઘડી-આળની ચાલ અને કાંટામાં હેરફેર કરીને હમેશના વખત કરતાં કાવસજીને જલદી સુવા મોકલવો એ કૈં અઘરૂ કામ ન હતું અને એ એમણે કર્યું હશે એની આપણને જ્યારે ઠાકોર ખાસ કરીને કાવસજીનું બારણું ઠોકવા ગયો અને પાછો કહી આવ્યો કે એક વાગ્યો છે ત્યારે ખાત્રી થાય છે અને એ વખતે ખરૂ જોતાં એક નહિ પણ સાડા અગીઆર અથવા બાર વાગ્યા હશે એમ લાગે છે. પોતાનું કામ પરવારીને આગળની ગોઠવણ મુજબ ઠાકોર પાછો ફરે તો ગુન્હો થયો તે વખતે તો એ વનુવિલામાંજ હતો એવો, છાપ બેસાડનારો અને સ્વતંત્ર પુરાવો આપનાર કાવસજી હાજર હતો, એટલે એને કોઇ ગુન્હેગાર ઠરાવી શકે એમ હતું નહિ. અને એમ પોલિસ એને પકડે તો પણ કાવસજીની વાત કોર્ટ માન્યા સિવાય રહે જ નહિ આ રીતે કાવસજીનો ઉપયોગ ઠાકોરે પોતાની સલામતી ખાતર કરવાનું નક્કી કર્યું હતું.'

'બરાબર છે! એમજ થયું હશે. પણ બીજા બધા નાશી ગયા તેનું કેમ?'

'હજી બધી વિગતો આપણને મળી નથી, છતાં એમાં કૈં હરકત જેવું ઝાઝું નથી. એ સંબંધી ગુન્હાનો પ્રકાર જાણ્યા પછી કૈંક વિચાર કરી શકાય.'

'પેલી ચીઠ્ઠી–'

'એનું લખાણ જોઇએ. 'આપણા રંગો. લીલો અને સફેદ લીલો ખુલ્લો. સફેદ બંધ' મ્હને તો એ નિશાની લાગે છે. વખતે સિગ્નલ તરિકે એનો ઉપયોગ થવાનો હોય, 'વચલો દાદર, પહેલે માળે, જમણા હાથે સાતમી' એ શું બતાવે છે? વખતે કોઇ વહેમી ભરથાર પણ એના કારણરૂપ હોય. એમ ન હોય તો એ પ્રભુને વચ્ચે ન લાવે. 'દે' એ કોઇ નામનું કે અટકનું ટુંકું રૂપ છે અને એ ઉપયોગી થાય એવું છે ખરૂં.'

'ફેવકી ફેવયાની, ફેસાઇ કે એવું કૈં હશે.'

'એમજ હશે. હવે આપણે વધુ વિગતો મળે ત્યાં સુધી આપણી કલ્પનાના ઘોડાને જરા તાણી બાંધીયે! પેલા પ્રાણલાલ આવે ત્યાં સુધી પરચુરણ કામ પરવારી લઇએ.'

પ્રાણલાલ આવી લાગે તે પહેલાં જયંતે પૂછાવેલી કેટલીક જરૂરી વિગતોનો જવાબ આવી ગયો હતો. એણે વાકોલાનાં અમુક પ્રકારનાં મકાનો વિષે તપાસ કરાવી હતી અને એના જવાબમાં લાંબુ લીસ્ટ આવ્યું હતું.

'શેઠ મોનજી જેવત, અહમદઅલી રૂવાળા, જમનાદાસ જંગબારી, પદમજી દલાલ અને ધનજી મેઘજીના બંગલાઓ એટલા મોટા મોટા છે.' એ મુજબ એમાં લખાણ હતું.

'હવે આપણી તપાસનું ક્ષેત્ર સંકુચિત થાય છે.' જયંતે જણાવ્યું. 'વખતે પ્રાણલાલે પણ આપણા જેવોજ કોઇ માર્ગ અખત્યાર કર્યો હશે કારણકે એ મ્હને ઘણો ચાલાક અમલદાર લાગે છે.'

'મ્હને તો કૈં સ્હમજાયું નહિં.'

'અરે ભલા માણસ! એમાં શું ન સ્હમજાયું! આપણે એ નિર્ણયપર તો આવ્યા હતા કે પેલી ચીઠ્ઠી કોઇ ચોક્કસ સંકેત સ્થળ અને નિશાની બતાવતી હતી. જો એ વાત ખરી હોય તો એ સ્થળે પહોંચવાને વચલે દાદરે ચઢીને પહેલે માળે જમણી બાજુનો સાતમો ઓરડો શોધવાનો હતો. એ હિસાબે એ મકાન કેટલું મોટું હોવું જોઇએ તેનો ખ્યાલ થઇ શકે એવું છે. હવે બીજી વાત. એ મકાન વનુવિલાથી એક દોઢ માઇલ કરતાં વધુ દૂર ન હોવું જોઇએ કારણ કે ઠાકોરે કાવસજીને એક વાગ્યાની વાત કરી હતી એટલે જો મ્હારૂં અનુમાન બરાબર હોય તો એનો ઇરાદો પોતાનું કામ પતાવીને એક વાગે વનુવિલામાં પાછા ફરવાનો હતો. હવે એ મકાન

કઇ બાજુ હશે એનો વિચાર કરીએ. વનુવિલાથી કઇ દિશા તરફ ઠાકોર જતો હતો? એ ક્યાં આગળ મરાયો? વાડોલા તરફ જતાં એ મરાયો એ આપણે સાંભળ્યું. વાડોલા કૈં મોટું ગામ નથી અને એમાં આવાં મોટાં મકાન કૈં અનેક નથી એટલે મ્હેં એવાં મોટાં મકાન બાબત પૂછાવ્યું હતું અને તેનો જવાબ આપણને મળી ચૂક્યો છે!'

મોડેથી પ્રાણલાલ મુનશીની પધરામણી થઇ અને સાંજના ૭ વાગે અમે એમની સાથે વનુવિલામાં જઇ પહોંચ્યા.

દિવસ આથમી ગયો હતો અને અત્યારથી જ ઠંડી પડવા માંડી હતી. આગલી રાતે માવઠુ થયું હતું અને આજે પણ ઝરમર ઝરમર વરસાદ પડતો હતો.

'એક કોન્સ્ટેબલને ચોકી કરવા બેસાડયો છે.' પ્રાણલાલે કહ્યું. 'એ અંદર બેઠેલો લાગે છે.'

એમ કહીને પ્રાણલાલે દરવાજો ખખડાવ્યો.

થોડીવારે બારણું ઉઘડયું અને અમારી નજર ભયથી સફેદ પૂણી જેવા થઇ ગયેલી કોન્સ્ટેબલ પર પડી.

'કાય આહે શામરાવ!' પ્રાણલાલે પૂછ્યું. 'કાય ઝાલા?'

'તુમી આલા તે બરા ઝાલા. સાહેબ!' પોતાના કપાળપરનો પરસેવો લુછતાં શામરાવ બોલ્યો. 'મારૂં શરીર દુઃખે છે.'

'શું થયું તે શરીર દુઃખી આવ્યું?'

'એકતો આ અવાવરૂ મકાન અને તેમાંયે પેલી ઓરડી આગળની ભયંકર ચીજ જોઇને મારૂ માથું ફરી ગયું. તમે આવ્યા ત્યારે પણ મ્હને એમ લાગેલું કે એ ભૂત પાછું આવ્યું કે શું?'

'શું પાછું આવ્યું?'

'પેલો સેતાન, સાહેબ! બારી આગળ મ્હેં એને જોયો.'

'ક્યારે? કોને જોયો?'

'એક કલાક થયો. સાહેબ! વાદળાંને લીધે જરા અંધારૂ થવા માંડયું હતું, હું પણ બેઠો હતો એવામાં મેં ઉંચે જોયું તો પણે આગળ બહારથી કોઇ મ્હને જોયા કરતું હતું. અરે ભલા ભગવાન! એનો ચહેરો જોતાં વેંતજ છળી મરાય એવો હતો! હજીયે એ મ્હારી નજર આગળ તરે છે!'

'આ શું શામરાવ! આ જાતની વાત તારા જેવા પોલિસ કોન્સ્ટેબલને મોઢે શોભતી નથી!'

'એ હું જાણું છું સાહેબ! પણ એને જોઇને હું ગભરાઈ ગયો એ આપનાથી નહિ છૂપાવું. એનો દેખાવ જ વિચિત્ર હતો. કાળો પણ નહિ ને ગોરો પણ નહિ, માટીમાં દૂધ ઢળ્યું હોય એવો એનો રંગ હતો. અને એનું માથું પણ કેવડું મોટું! તમારા કરતાં બમણું મોટું હતું સાહેબ! એની આંખોમાંથી આગના તણખા ઝરતા હતા. ભૂખ્યા વરૂની પેઠે એ દાંતીયાં કરતો હતો. એને જોઇને હું ડરીજ ગયો. ઉભા થવાની કે હાલવાની પણ તાકાત ન રહી. જરાવારમાં એ ચાલ્યો ગયો પછી તો હું દોડયો પણ બહાર કોઇ જ હતું નહિ.'

'તું ભલો માણસ છે એની મ્હારી ખાત્રી ન હોત તો તારા નામની સામે ચોકડી મુકી બઢતી અટકાવત. ખુદ સેતાન સામે આવીને ઉભો રહે તો પણ કોન્સ્ટેબલે એમ ડરી જઇને પોતે એને પકડી ન શકયો એમ કહેતાં શરમાવું જોઇએ. તને કૈં સ્વપ્નું તો નથી આવ્યુંને?'

'એનો નિકાલ સહેલાઇથી થઈ શકે એમ છે.' જયંત બોલ્યો, અને પોતાના ખીસ્સામાંથી વિજળીની બત્તી કાઢી.

જે જગ્યાએ પેલો ભયંકર માણુસ જોયાનું શામરાવે કહ્યું હતું તે જગ્યા તપાસીને જયંતે ઉમેર્યું: 'બાર નંબરનો જોડો! એના પગલાના પ્રમાણમાં એનું શરીર હોય તોએ રાક્ષસ હોવો જોઇએ!'

'એનું શું થયું?'

'વાડ તોડીને નાસી ગયો લાગે છે.'

'ઠીક!' ગંભીર ચહેરે પ્રાણલાલે ઉમેર્યું: 'એ ગમે તે હોય અને એનું કામ પણ જે હોય તે ખરૂં. હાલ તરત તો એ ચાલ્યો ગયો છે અને આપણે બીજી અગત્યની ચીજો તરફ ધ્યાન આપવાનું છે. હવે મી. જયંત! આ તરફ આવો. આખું મકાન હું આપને બતાવી લઉં.'

જૂદા જૂદા ઓરડાઓ અમે જોયા પણ ખાસ ધ્યાન ખેંચે એવું કૈં નજરે પડયું નહિ. એના ભાડુતો પોતાની સાથે ઘણો જ ઓછો બલકે નહિ જેવો સામાન લાવ્યા હતા. નાનું મોટું ફરનીચર તો ઘરધણીનું હતું. પાછળ રહેલાં કપડાં પર મોટે ભાગે 'વિનાયક આણિ મંડળી'ની છાપ હતી અને એની નીચે એનું સરનામું આપ્યું હતું. ત્યાં પૂછાવતાં એટલું જ જણાયું કે એ લોકોને એમના આ ઘરાક વિષે ઝાઝી માહિતી હતી. એ ઘરાક સારૂં હતું એ સિવાય વધુ કૈં એ લોકો જણાવી શક્તા ન હતા. કેટલીક આચરકુચરની ચીજો આમ તેમ વેરવિખેર પડી હતી.

'આ બિછાનામાં કૈં જ નથી.' પ્રાણલાલે કહ્યું. 'પણ પેલા ઓરડામાં કૈંક ધ્યાન ખેંચે એવું છે.'

એમ કહીને એ અમને એક ઓરડામાં લઈ ગયા. એમાંથી કૈંક દુર્ગંધ આવતી હતી.

'આ જોયું?' કહીને એમણે અમને એક વિચિત્ર ચીજ બતાવી. એ શું હતું એ કહેવું મુશ્કેલ હતું. એ ઠીંગણા માણસના ચીમળાઇ ગયેલા શરીર જેવું હતું કે કોઇ વાનર જેવું તે પરખાય એમ ન હતું. પહેલાં તો મ્હને એમ લાગ્યું કે કોઇ હબસીના બાળકના શરીરમાં મસાલો ભરીને રાખ્યું છે પણ પછીથી એવો વિચાર આવ્યો કે એ કોઇ જૂના જમાનાના વાનરનું શરીર મસાલો ભરીને રાખ્યું હશે. એ બાબતનો કૈં જ નિર્ણય હું ન કરી શકયો.

'ઘણું જ નવાઇ જેવું ! ઘણું જ રસિક !' જયંત બોલી ઉઠયો. 'બીજું કાંઇ છે ?'

હાથમાં બત્તી સાથે પ્રાણુલાલ આગળ વધ્યા અને કેટલીક વિચિત્ર ચીજો પર પ્રકાશ પાડયો. કોઇ મોટા સફેદ પક્ષીનાં પીછાં અને અવયવો આમ તેમ વેરવિખેર પડયા હતા. જયંતે આજુ બાજુ જોઇને એનું ડોકું શોધી કાઢયું.

'સફેદ કુકડો !' એણે કહ્યું. 'ઘણું જ વિચિત્ર ! આખો કેસ જૂદીજ જાતનો લાગે છે.'

અને પ્રાણુલાલે સૌથી વિચિત્ર વસ્તુ બતાવવાની હજી બાકી રાખી હતી. એક બાજુથી લોખંડની એક કઢાઈ કાઢી. એમાં કશાકનું લોહી ભરેલું હતું.

એક પેટીમાંથી એમણે બળેલાં હાડકાંની રાખ બતાવી.

'કશુંક મારીને બાળી દેવામાં આવ્યું છે. આ બધું અમને પેલી ધૂણીમાંથી મળી આવ્યું. આજે સવારના મ્હેં ડોકટરને બોલાવીને તપાસ કરી હતી. આ હાડકાં માણસનાં નહિ પણ જનાવરનાં છે એવો એનો અભિપ્રાય હતો.'

જયંત જરા હસ્યો.

'આ જાતના કેસની બુદ્ધિપૂર્વક તપાસને માટે મ્હારે તમને ધન્યવાદ આપવો જોઇએ. ખરૂં પૂછો તો તમારી લાયકાત તમારા ઓદ્ધા કરતાં ઘણી જ વધારે છે.'

પ્રાણુલાલને પોતાની પ્રશંસાથી ખુશાલી ઉપજી.

'આપની વાત ખરી છે, મી૦ જયંત ! હું તો છઠ્ઠે ખૂણે પડયો છું. આવો કોઇ કેસ નસીબ યોગે મળે તો આગળ વધી શકાય. મ્હને એ યોગ અનાયાસે પ્રાપ્ત થયો છે અને એનો લાભ લેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. આ હાડકાં વિષે આપનો શો અભિપ્રાય છે?'

'ઘેટાના કે બકરીના બચ્ચાનાં મ્હને તો લાગે છે.'

'અને પેલો સફેદ કુકડો ?'

'ઘણુંજ નવાઇ જેવું ! ભેદી વર્તન !'

'મ્હને પણ એમ લાગે છે કે કોઇ વિચિત્ર સ્વભાવના માણસો અહીંયાં રહી ગયા છે. એમાંનો એક મરણ પામ્યો છે. એના સાથીદારો એની પાછળ પાછળ ગયા અને એને મારી નાખ્યો ? એમણે એમ કર્યું હશે કે ગમે તેમ પણ એ લોકો પકડાયા સિવાય નહિ રહે. ચારે તરફ એમના માટે ખબર આપી છે. મ્હારો પોતાનો અભિપ્રાય કૈંક જુદો છે **મી૦** જયંત ! મ્હારો અંગત અભિપ્રાય બીજોજ છે.'

'ત્યારે તમે કૈં અભિપ્રાય બાંધ્યો છે ખરો !'

'અને તે મુજબ હું કામ કરવા માગું છું. એમ કરવું એ મ્હારા પોતાના હિત માટે પણ ઠીક છે. આપે તો પુરતી નામના મેળવી છે એટલે હરકત નથી. મ્હારે તો હજી નામ કાઢવાનું છે અને મ્હારી પોતાની મહેનત અને સ્વતંત્ર અભિપ્રાયથીજ મ્હને ફતેહ મળી છે એવી મ્હારી ખાત્રી થાય તો મ્હારા આનંદનો પાર ન રહે.'

એ સાંભળીને જયંત હસ્યો.

'ભલે ભલે **મી૦** મુનશી !' જયંત બોલ્યો. 'તમે તમારા અભિપ્રાય મુજબ કામ કરે રાખો અમે અમારી રીત મુજબ કામ કરીશું; મ્હારો અભિપ્રાય તમને જરૂર હશે તો ખુશીથી મળશે. હું ધારૂં છું કે આથી વધારે કૈં જોવા જેવું હવે બાકી રહેતું નથી. હવે અમે જઇએ.'

જયંતનું બધુંયે ધ્યાન આ કેસ પાછળ લાગી રહ્યું હતું. બે ત્રણ દિવસ વહી ગયા પણ એ અરસામાં કૈં જાણવા જેવો બનાવ બન્યો નહિ. જયંત અવારનવાર સાન્તાક્રુઝ તરફ લટાર મારી આવતો અને લોકો સાથે આડી અવળી વાતો કરતો. એક દિવસ એ **પીટીટ** લાયબ્રેરીમાં બેએક કલાક જઇ આવ્યો.

પછી વળી એણે સાન્તાક્રૂઝ થોડા વખત માટે રહેવાની સૂચના કરી અને અમે એ પણ ગોઠવણ કરી લીધી. ત્યાં ગયા પછી અવાર નવાર પ્રાણલાલ મુનશીનો મેળાપ થતો હતો, એના દેખાવ પરથી લાગતું હતું કે એ પોતે પણ આ કેસની પાછળ ધ્યાન દઇને કામ કરતો હતો.

પાંચેક દિવસ પછી સવારના પહોરમાં ' મુંબાઇ સમાચાર ' ઉઘાડીને જોતાંજ મારી નજર મોટા હરફે કરેલાં નીચેનાં મથાળાં પર પડી.

## વનુવિલાનો ભેદી બનાવ
## તેનો થયેલો ખુલાસો
### ગુન્હેગારની કરવામાં આવેલી ધરપકડ.

એ લાઇનો પર નજર પડતાં જયંત પણ એકાએક કુદ્યો.

' અરેત્તારીની ! 'એ બોલ્યો. 'પેલા પ્રાણલાલે શી ધાડમારી ?'

' જોઇએ તો ખરા ' એમ કહીને મ્હેં વાંચવા માંડયું. એમાં નીચે મુજબ હકીકત હતી:

' કાલે સાંજના વનુવિલાના ભેદી બનાવના ગુન્હેગારને પકડવામાં આવ્યો છે એ વાત જાણવામાં આવતાં સાન્તાક્રૂઝ અને બીજા પરાંઓમાં ઘણી અજાયબી ફેલાઇ ગઇ હતી. ઠાકોર વીરસિંહનું વાકોલા પાસે ભેદી ખૂન થવાની વિગત અમે અત્યાર આગમચ આપી ચૂકેલા છીએ. એવણનું ખૂન થયું તેજ રાત્રે એમના બેઉ નોકરો નાસી છૂટયા હતા, એ ઉપરથી એમ લાગતું હતું કે એ બન્ને ખૂનના કામમાં સંડોવાયલા હતા. એમ કહેવામાં આવતું હતું કે મરનાર પાસે કેટલીક કિમતી ચીજો અને નાણાંની સારી જેવી રકમ હતી જે મેળવવાને એમનું ખૂન કરવામાં આવ્યું હતું પણ એ વાતમાં કેટલું વજુદ છે એ કૈં જણાયું ન હતું. નાસી જનારાઓનો પત્તો મેળવવા માટે અત્રેના ચબરાક પોલિસ અમલદાર મી૦ પ્રાણલાલ

મુનશીએ પોતાથી બનતા બધાયે ઉપાય લીધા હતા કારણ કે એમ માનવામાં આવતું હતું કે એ લોકો બહુ દૂર વેર ન્હાસી ગયા નહતા. એ નોકરમાંનો એક અસાધારણ કદનો અને ઝટ ઓળખાય એવો હતો એટલે એનો પત્તો લાગવામાં મુશ્કેલી નડે એવું ન હતું. ગુન્હો થયો તેને બીજેજ દિવસે કોન્સ્ટેબલ શામરાવે એને વનુવિલા પાસે જોયો હતો. એ ઉપરથી મી૦ મુનશીએ ચાલાકી વાપરીને એને પકડવાને માટે છટકું ગોઠવ્યું હતું. વનુવિલાપરથી ચોકી ઉઠાવી લીધી હતી અને આજુબાજુ છૂપો પહેરો રાખ્યો હતો. પેલો માણસ ગઇ કાલે સાંજના આવ્યો અને છટકામાં ફસાયો. એને પકડતાં પોલિસને ઘણીજ મુશ્કેલી નડી હતી કારણ કે એના અથાગ બળ આગળ નભી શકવું મુશ્કેલીનું કામ હતું. એને આવતી કાલે મેજીસ્ટ્રેટ પાસે હાજર કરીને પોતાના કબજામાં રાખવા માટે પોલિસ અરજી કરશે એમ જણાય છે. આ ધરપકડ પછી કેસનો જલદી નિકાલ આવશે એમ માનવાને કારણ રહે છે.'

'ખરેખર ! આપણે પ્રાણલાલને તરતજ મળવું જોઇએ.' જયંત બોલ્યો. 'એ બહાર જાય તે પહેલાં આપણે એને પકડી શકીશું.'

અમે તરતજ બહાર નીકળ્યા અને પ્રાણલાલને મળ્યા. એ એ બહાર જવા તૈયાર થયા હતા.

'આપે 'મુંબાઈ સમાચાર' વાંચ્યું ?' એણે જયંતને પૂછ્યું.

'હા. મી. મુનશી ! એ જોયું એટલે તો અમે અહીં આવ્યા. તમને મિત્રભાવે સૂચના કરૂં તો માઠું નહિ લગાડતા.'

'શી સૂચના મી. જયંત !'

'મ્હેં આ કેસ પર પુરતુ ધ્યાન આપ્યું છે અને મ્હને લાગે છે કે તમે કૈં ભૂલ કરો છો. તમે આડે રસ્તે દોરવાઇ ન જાવ એ હું કહેવા માગું છું.'

'આપની મોટી મહેરબાની થઈ મી. જયંત !'

'હું તો તમારા ભલા માટે કહું છું.'

મ્હને લાગ્યું કે જયંતની સૂચના પર ધ્યાન આપવાનો પ્રાણુલાલનો વિચારજ ન હતો. એણે સ્હેજ આંખ મારીને ઉમેર્યું:

'આપણે પોતપોતાની રીત મુજબ કામ કરવાની બોલી કરી હતી મી૦ જયંત ! અને એ મુજબ હું કામ કર્યે જાઉં છું.'

'જેવી તમારી મરજી.' જયંતે કહ્યું. 'પછી મ્હને દોષ ન દેતા.'

'નારે સાહેબ ! આપને કૈં દોષ દેવાય ! ઉલટા તમે તો મ્હારા ભલા માટે દોડી આવ્યા. મ્હારૂં કહેવું એટલું જ છે કે હું મ્હારી રીત મુજબ કામ કરૂં છું અને આપ આપની પદ્ધતિ મુજબ કામ લો છો. બન્ને રીતે જૂદી છે એટલે ફેર પડે એ સ્વાભાવિક છે.'

'જેવી તમારી મરજી.'

'બાકી મ્હારા સમાચાર જણાવવા મ્હને હરકત નથી. આ માણસ તો ખરેખરો સેતાનજ છે. ગઇ કાલે પકડતાં પકડતાં એણે એક સિપાઇનો અંગુઠો ચાવી ખાધો. કમનસીબે એ એક અક્ષર પણ ગુજરાતી કે હીંદી જાણતો નથી એટલે એની પાસેથી કૈંજ ખબર મળી શકે એમ નથી. ઉલટો કૈં બોલીએ તો એ દાંતીયાંજ કર્યે જાય છે.'

'અને છતાં તમે માનો છો કે એણે પોતાના શેઠનું ખૂન કર્યું તેના તમારી પાસે પુરાવા છે !'

'એમ મ્હેં ક્યાં કહ્યું ! મી. જયંત ! એવું હું કહેતો જ નથી. આપણી દરેકની પદ્ધતિ જૂદી છે એ હું કહી ગયો. હું એ રીતે કામ લઉં છું, આપની પદ્ધતિ મુજબ કામ કરવા આપ સરમુખત્યાર છો. પહેલેથીજ આપણે એવી બોલી ક્યાં નથી કરી ?'

'ભલે ! ભલે !' કહીને જયંતે ચાલવા માંડયું.

'આ ભાઇ સાહેબ શી રમત રમે છે' જયંતે પાછા ફરતી

વખતે મ્હને કહ્યું, ' તેજ સ્હમજાતું નથી. કાંતો એ ખુબ દોડે છે તે પડવાને માટે અથવા કૈં ગત રમતો હોય. હરકત નહિ, એ કહે છે તેમ એઉની પદ્ધતિ જૂદી છે એટલે જે હશે તે જણાઇ આવશે. અલબત્ત, એની ચાલાકી શી છે તે જરા કળી શકાતી નથી ! '

અમે ઘેર આવ્યા એટલે જયંતે મ્હને કહ્યું:

' જરા બેસીને સાંભળ, નટવર ! શી પરિસ્થિતિ છે તે તને સમજાવું, કારણ કે આજે રાત્રે તારી મદદની જરૂર પડશે. આ કેસમાં હું કેટલે સુધી આગળ વધ્યો છું અને કેટલી વિગતો મ્હને બરાબર સ્હમજાઇ છે એ તને કહી જાઉં. સૌથી પહેલાં તદ્દન સાદા દેખાતા કેસમાં અંદરખાનેથી આટલી ગંભીર રમત હશે એનો ભાગ્યેજ ખ્યાલ આવે. તેમાં વળી અધુરામાં પુરૂ પ્રાણલાલે આ માણસને પકડયો તેથી ઉલટું કોકડુ વધારે ગુંચવાય છે. એ પગલું એણે શાથી ભર્યું તે જાણવાને કેટલીક વિગતો ખૂટે છે.

' આપણે ઠાકોરનું જે રાત્રે ખૂન થયુ તે પહેલાં એને જમતી વખતે મળેલી ચીઠ્ઠીથી શરૂઆત કરીએ. ઠાકોરના નોકરો એના ખૂનમાં સંડોવાયા હતા એવો પ્રાણલાલનો અભિપ્રાય આપણે બાજુ પર મુકીએ. ખરી વાત તો એ છે કે એણે પોતે જ પોતાની સલામતી ખાતર કાવસજી કૂપરની હાજરીની ગોઠવણ કરી હતી. એજ પૂરવાર કરે છે કે ઠાકોરનો પોતાનોજ કૈંક જોખમનું અને ભયંકર ગુન્હાનું કામ કરવાનો વિચાર હતો, અને એ કામ કરવા જતાં એનું ખૂન થયું. ફોજદારી ગુન્હાનું અને ભયંકર કામ હોય નહિ તો એ કાવસજીની હાજરીનો 'એલીબી' માટે ઉપયોગ કરે નહિ, પણ એણે એવા પુરાવાની કાળજી રાખી હતી એ બતાવી આપે છે કે એનું કામ કેવા પ્રકારનું હતું. આ સંજોગોમાં એનું ખૂન કોણ કરે ? જેની વિરૂદ્ધ અથવા જેની સામે એણે પેલુ કામ કરવા ધાર્યું હતુ તે માણસ કે માણસો, એ તો ખાત્રીપૂર્વક કહી શકાય એમ છે. અહીં સુધી તો આપણી વાત સરળ છે.

'હવે આપણે ઠાકોરના માણસો શા માટે નાસી ગયા તેનો વિચાર કરીએ પેલા ગુન્હામાં એ બધાયે એકમેકના સાથીદાર હતા. એ કામ જો પુરૂ પાધરૂ પાર ઉતરે તો ઠાકોર પાછો ફરે અને કાવસજી કૂપરની હાજરી અને પુરાવાથી એના પર કોઈ પણ પ્રકારની આફત ન આવે; પણ કામ ઘણું જોખમનું હતુ એટલે જો અમુક વખતે ઠાકોર પાછો ન ફરે તો એની જીંદગીનો અંત આવ્યો છે એમ માની લેવાનું હતું, અને એ સંજોગોમાં એના સાથીદારોએ આગળથી નક્કી કરી રાખેલા કોઈ બીજા સ્થળે જવાનું હતુ અને પવન જોઇને આગળ પર પોતાનું કામ કરવાનું હતુ. એ લોકો જો પાછળ રહે તો તપાસને અંગે એમની હેરાનગતી થાય અને એને લીધે એમની ધારણા ધૂળમાં મળી જાય. હું ધારૂ છું કે આ ખુલાસો એને માટે પુરતો અને સંપૂર્ણ સંતોષકારક લાગશે. ખરી વાતને ?'

જેમ જેમ જયંત વાત કરતો ગયો તેમતેમ મ્હારી આગળથી અંધકારનો પડદો ઉપડતો ગયો. બધા બનાવ જોયા છતાં તેમજ જયંતની સાથેજ ફરવા છતાં આ બધુ મ્હને કેમ ન સ્હમજાયુ તે વાતની મ્હને ઘણીજ નવાઈ લાગી.

'પણ એનો એક નોકર પાછો કેમ ફર્યો ?'

'એનો ખુલાસો એ હોઇ શકે કે ઉતાવળમાં ન્હાસી જતી વખતે એવી કોઈ વસ્તુ રહી ગઇ કે જેમાં એનો જીવ ભરાઇ રહે અથવા જે છોડવી ન ગમે. એવી ચીજની તપાસ કરવા એણે લાગ જોઇને પ્રયત્ન કર્યો હોય એ સંભવિત છે.'

'બરાબર છે !'

'હવે ઠાકોરને જમતી વખતે મળેલી ચીઠ્ઠીનો વિચાર કરીએ એ બતાવી આપે છે કે બીજી બાજુ પણ કોઇ એમનું મળતીયું હતું. હવે એ બીજી બાજુ કે બીજો છેડો ક્યાં હતો તેનો વિચાર કરીએ

એ તો હું કહી ગયો કે એ બાબતની તપાસ આપણે અમુક મોટાં મકાનોમાંજ કરવાની હતી. એવાં મકાનોની સંખ્યા પણ પરિમિત છે એ તારાથી અજાણ્યુ નથી. આ ઉપરથી શરૂઆતમાં મ્હેં આમ તેમ લટાર મારતી વખતે એ મકાનો અને એમના રહેવાસીઓની બને તેટલી તપાસ કરી હતી. એ બધાંમાં એકજ મકાન મ્હારૂં ધ્યાન ખેંચે છે, અને તે વાકોલાની ઉત્તરે આવેલું ધનવિલા. ઠાકોરનું ખૂન થયું ત્યાંથી એ આશરે અર્ધો એક માઇલ દૂર છે. એનો રહીશ ધનજી મેઘજી બધી વાતે વિચિત્ર માણસ છે, અને જો કૈં અવનવો બનાવ બનવાનો હોય તો તે એના સંબંધમાં બને એ વધુ સંભવિત છે, એ ઉપરથી મ્હેં એની હીલચાલ પર તપાસ રાખી અને એના કુટુંબ કબીલા બાબત ચોકસી કરવા માંડી.

'એ લોકો ઘણાજ વિચિત્ર માણસો છે, નટવર! મ્હેં કૈંક બ્હાનુ કાઢીને ધનજીને જોવાનો ત્રાગડો ગોઠવ્યો હતો, પણ મ્હારી ખાત્રી થઇ હતી કે એ મ્હારો ઇરાદો પામી ગયો હતો. એ પચાસેક વર્ષની ઉમરનો છતાં મજબુત બાંધાનો, સશક્ત, ચંચળ અને ઝનુની દેખાવનો છે; અને સ્વભાવે પણ ગરમ મિજાજનો છે. એની જોડે એનો મિત્ર મણિલાલ રહે છે. એ વળી એના કરતાં વધારે હરામખોર છે. એ બે જણા ઘણો વખત આફ્રિકા ખાતે રહ્યા લાગે છે. હવે આપણે આફ્રિકા સાથે સંબંધ ધરાવતાં બે જૂદાં કુટુંબોના સંસર્ગમાં આવીએ છીએ એ સ્હમજાયુંને? નટવર! એક વનુવિલામાં અને બીજુ ધનવિલામાં. એ બચ્ચે કૈંક વિચિત્ર પ્રકારનો સંબંધ છે, હવે આપણી સાંકળની કડીઓ મળી રહે છે.

'ધનજી અને મણિલાલ બન્ને જણ સાથેના સાથે રહે છે. મણિલાલ ધનજીનો ખાનગી સેક્રેટરી છે એમ કહેવાય છે પણ ખરી રીતે તો એ બેઉ ગાઢ મિત્રો છે. એમના ઉપરાંત આ મકાનમાં બીજાં પણ માણસો છે, અને અત્યારે તો એજ આપણને વધુ ઉપ

યોગી છે. ધનજીને બે દિકરીઓ છે. એક અગીઆર વર્ષની ને બીજી તેરની. એમની શિક્ષિકા પદ્માવતી ચાળીસેક વર્ષની આધેડ ઉમરની વિધવા છે. એ ઉપરાંત એક વિશ્વાસપાત્ર નોકર છે. એ રીતે ખરૂં કહીએ તો એ છ જણનું મુખ્યત્વે એ કુટુંબ બનેલુ છે. કારણ કે એ લોકો હમેશાં સાથેજ મુસાફરી કરે છે, અને જ્યાં જાય છે ત્યાં સાથેના સાથેજ હોય છે. ધનજીને મુસાફરીનો હદબહારનો શોખ છે. એક વર્ષની લાંબી સફર પછી એ થોડા દિવસ ઉપર જ પાછો ફર્યો છે. એની પાસે પુષ્કળ પૈસો છે એટલે એ પોતાની દરેક ઈચ્છા મરજી માફક પુરી કરી શકે છે. એ સિવાય બીજા કેટલાય નોકરો છે પણ તેની સાથે આપણને કંઈ જ સંબંધ નથી.

'આટલી વિગતોમાંથી થોડી ઘણી મ્હને લોકોની વાતચિત પરથી અને બાકીની મ્હારી તપાસ દરમિઆન માલુમ ધડી. ખરૂં પૂછે તો કંઈક બહાનુ કાઢીને કાઢી મૂકાયલા નોકર જેટલી ખબર બીજા કોઇ પાસેથી ભાગ્યેજ મળી શકે. અલબત્ત, એવો નોકર મળવો એ નસીબની વાત છે. હું નસીબની વાત કહુ છું પણ નસીબ કૈં આપણાં બારણાં ઠોકતુ આવતુ નથી. એને માટે પ્રયત્ન કરવો જોઇએ. પ્રાણલાલ કહે છે તેમ આપણી દરેકની કામ કરવાની પદ્ધતિ જૂદી જૂદી છે. મ્હારી પદ્ધતિ મુજબ મ્હેં વિઠ્ઠલ માળીને શોધી કાઢયો. એ પહેલાં ધનવિલાનો માળી હતો અને એના શેઠે એક વખત ગુસ્સામાં આવી જઇને એને કાઢી મૂકયો હતો. એના મિત્રો પણ એની માફક શેઠને ધિક્કારતા હતા. આ રીતે મ્હને એના ઘરની અને રીત રિવાજની છૂપી ચાવી હાથ લાગી.

'એ લોકો ઘણાજ વિચિત્ર સ્વભાવના છે ! નટવર ! એમની સંપૂર્ણ રહેણી કરણીથી માહિતગાર હોવાનો મ્હારો દાવો નથી પણ જેટલું જાણું છું તેટલા પરથી એમની વિચિત્રતા હદ બહારની છે એમ કહેવાને કૈંજ હરકત નથી. એ મકાનને બે પાંખ છે. એક બાજુ ઉપર કહ્યું તેમ એ કુટુંબ રહે છે અને બીજી બાજુ નોકર

ચાકરો રહે છે. એ બન્ને વચ્ચે કૈંજ સંબંધ નથી એમ કહીએ તો ખોટું નથી. જે કૈં લાવવા લઈ જવાનું હોય કે કામ કરાવવાનું હોય તે ધનજીનો પેલો વિશ્વાસુ નોકર પોતે જાતેજ લઈ જાય છે કે કરાવે છે. એના સિવાય બીજા કોઈ પણ નોકરને બીજી બાજુ જવાની છૂટ નથી. રસોઇ સુદ્ધાં તૈઆર કરીને ભટ એને આપે છે અને એ શેઠને અને બીજાંઓને પીરસે છે. પેલી શિક્ષિકા અને બન્ને છોકરીઓ ભાગ્યેજ બહાર જાય છે, અને બગીચાની બહાર એ કૈં જતાંજ નથી. ધનજી કદી પણ એકલો ફરતોજ નથી. મણિલાલ હમેશાં એની સાથે હોય છે જ. નોકર ચાકરો વાત કરે છે કે એમનો શેઠ કશાકથી હદ બહારનો બ્હીએ છે. એ પોતે આટલુ બધુ ધન ક્યાં અને શી રીતે કમાયો તેનો કોઇને કૈં ખ્યાલ નથી. ધનજી સ્વભાવે ઘણોજ ગરમ છે અને જરાવારમાં ઉશ્કેરાઇ જાય એવો છે. બે એક વખત એણે પોતાના નોકરને હંટરવતી ફટકારી નાખેલા પણ પોતાના પૈસાના જોરે અને પુષ્કળ બદલો આપીને એણે માંડવાળ કરીને આગળ જતા અટકાવેલા.

'હવે આ ખબરથી કેટલો પ્રકાશ પડે છે તે જોઈએ. આપણે એમ માનીએ કે આ વિચિત્ર મકાનમાંથી પેલી ચીઠ્ઠી આવી, અને એમાં આગળથી નક્કી કર્યા મુજબનું કામ કરવાને ઠાકોરને આમંત્રણ આપ્યું, એ ચીઠ્ઠી કોણે લખી? એ એ મકાનમાંનુંજ કોઈ હતું, એ લખનાર કોઇ સ્ત્રી હતી એ તારી જાણ બહાર નથી. તો પછી એ પદ્મમાવતી સિવાય બીજુ કોણ હોય? આપણું અનુમાન એના તરફ સ્હેજે જાય એમ છે, અને એ ખરૂ છે એમ માનીને એની શી અસર થાય છે તે જોઇએ. પદ્મમાવતીની વય અને સ્થીતિ જોતાં આ કામમાં શરૂઆતમાં કરેલુ પ્રેમના કિસ્સાનું અનુમાન ખોટું પડે છે.

'જો એણે એ ચીઠ્ઠી લખી હોય તો એ ઠાકોરની સાથીદાર અને ગુન્હામાં મળતીઆણુ હતી. એ જો ઠાકોરના મરણની–ખુનની વાત સાંભળે તો શું કરે? અલબત, કૈં ભયંકર ગુન્હો કરતાં ઠાકોર

મરાયો હોય તો એનાથી કૈં બોલાય નહિ પણ અંદરખાનેથી તો એ એના ખૂનીઓ પ્રત્યે રોષે ભરાય અને તેઓ પકડાય અથવા પોતાનું વેર વળાય એવો પ્રયત્ન કરવાને એ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે. આપણે એને મળી શકીએ અને એની મદદની આશા રાખી શકીએ. મ્હને એ પહેલાં વિચાર આવ્યો, પણ હવે આપણે એક ગંભીર બાબત પર આવીએ છીએ; જે રાતે ખૂન થયું તે રાત પછી કોઇએ પદ્મમાવતીને જોઇ નથી. એ રાતથી એ બિલકુલ અદશ્ય થઇ ગઇ છે. એ જીવે છે? કે પછી એના સાથીદારની જે હાલત થઈ તેવીજ એની હાલત થઇ છે? કે પછી એને કેદ કરીને રાખવામાં આવી છે? આ બાબતનો હજીયે આપણે નિકાલ કરવાનો છે.

'અને એ નિર્ણય કરવામાં કેટલી મુશ્કેલી નડે એમ છે એ તો તું સ્હમજી શકે છે, નટવર ! આપણી પાસે એવો કૈંજ આધાર નથી કે જેના પરથી વૉરંટ માટે મેજીસ્ટ્રેટને કહી શકીએ. એને તો આપણી આખીયે વાત ગૌડબંગાળ જેવી જ લાગે, એ વિચિત્ર મકાનનો કોઇપણ રહીશ અઠવાડીયાં સુધી કોઇની નજરે પડયા સિવાય રહી શકે છે એટલે પદ્મમાવતી દેખાતી ન હોય તો કાંઇ નવાઇ જેવું નથી. અને એમ છતાં અત્યારે એ મૃત્યુને કિનારે હોય એ પણ બનવા જેવું છે. અત્યાર સુધી હું જે કૈં કરી શકયો તે એટલુંજ છે કે મ્હેં વિઠ્ઠલને ત્યાં ચોકી કરવા મૂકયો છે. આવી પરિસ્થીતિ આપણે લાંબો વખત ચાલુ રહેવા દઇ શકીએ એમ નથી. આપણે માટે કાયદો કૈં કરી શકે એમ ન હોય તો આપણે જાતેજ હવે જોખમ વહોરવુ જોઇએ અને ખરી હકીકત શી છે તે જાણવું જોઇએ.'

'ત્યારે શું કરવું છે?'

'એનો ઓરડો કયો છે તે મ્હને ખબર છે, એક નાના છાપરા પરથી એમાં જઈ શકાય એમ છે, મારો વિચાર એ છે કે આજે રાત્રે આપણે બેઉજણ ત્યાં જઈએ અને આ ભેદ ઉકેલી શકાય એમ છે કે કેમ તે જોઇએ.'

મ્હારે કબુલ કરવુ જોઇએ કે એ મ્હારી નજરે સારૂ કામ ન હતુ અને એમાં સફળતાની આશા થોડી હતી. એ વિચિત્ર મકાન, એનું ખૂની વાતાવરણ, એના વિચિત્ર રહેવાસીઓ, અમારે માથે ઝઝૂમી રહેલો અવનવીન ભય, અમે અમને પોતાને સામાન્ય ગુન્હેગારની પંક્તિમાં મુકતા હતા એ સર્વ મ્હારા વિચારનાં કેંદ્ર બન્યાં; એ છતાં જયંતની વાતમાં અને એ કહેવાની રીતમાં એવું કૈં જાદુ હતુ કે જે મ્હને ગમે તેવુ જોખમ માથે લેવાને પ્રેરતુ હતુ. આ ભેદનો નિકાલ એ એકજ રીતે થઇ શકે એમ હતો એવી મ્હારી ખાત્રી થઇ અને બિલકુલ બોલ્યા ચાલ્યા સિવાય જયંતના હાથમાં મ્હારો હાથ મુકી મ્હેં મ્હારો કોલ આપ્યો.

પણ અમારે એ પગલું ભરવુ પડે એવી પ્રભુની મરજી ન હતી. આશરે પાંચ કે છ વાગે એક ઘણોજ ઉશ્કેરાયલો, ઘાટી જેવો લાગતો માણસ અમારા મકાનપર આવ્યો.

‘ તે લોક પળાલા ! સાહેબ ! હ્યા ગાડીલા ગેલા, તે બાઇ બહાર નિઘુન આલી. મીઃ ત્યાલા ખાલી આણુલી આહે, ’

‘ ઠીક કર્યું, વિઠ્ઠલ ! ’ જયંત બોલ્યો. ‘ નટવર ! સાંકળની કડીઓ મળી ગઈ લાગે છે. ’

અમે નીચે ગયા, અર્ધી નખાઇ ગયેલી અને બેહોશ જેવી લાગતી એક બાઇ મોટરમાં બેઠી હતી. તાજા ભયની સીહાછાપ એના ચહેરા પર હતી, એનું માથુ નીચુ નમેલું હતું પણ જ્યારે તેણે એ ઉંચુ કરીને અમારા તરફ જેયું ત્યારે મ્હારી નજર એની આંખપર પડી, એ જેતાં વેંતજ મ્હારી ખાત્રી થઇ કે એને અફીણ આપવામાં આવ્યુ હતુ અને એની આંખો ઘેરાતી હતી.

‘ તુમી સાંગીતલા તસાચ મ્હેં ધ્યાન ઠેવત હોતા સાહેબ ! ’ વિઠ્ઠલ બોલ્યો. ‘ જવા ગાડી બહાર આલી તે વારે હું સ્ટેશને દોડી ગયો, બાઇ ઝોંપ મધીં ચાલતી હતી, પણ રેલગાડીમાં બેસાડતી વખતે તે જાગી ઝાલી આણિ પળાલી; તે લોકોએ બાઈલા ધકી મારલી

પણ ફરીથી તે બહાર આવી, હું બાઈ પાસે ગયો અને એને બહાર લાવીને મોટરમાં બેસાડી અહીં લઇ આવ્યો. મ્હેં બાઇને બહાર આણી તે વખતે શેઠનો ચહેરો જોવા જેવો થઈ રહ્યો હતો, એમની આંખોમાંથી આગ વરસતી હતી, એમનું ચાલતુ હોત તો મ્હને ત્યાંનો ત્યાંજ મારી નાખ્યો હોત.'

અમે એ બાઇને ઉપર લઇ ગયા અને એને આરામ ખુરસી પર સુવાડી. જલદ કૉફીના બે એક પ્યાલા પીધા પછીથી એનું ઘેન ઓછું થયું, એટલામાં પ્રાણલાલની સવારી આવી પહોંચી. જયંતે એને ટુંકામાં મુખ્ય વિગત જણાવી.

'મ્હારે જોઇતો હતો તે પુરાવો આપની પાસે છે.' પ્રાણલાલે આનંદાવેશમાં કહ્યું. 'આપની માફક પહેલેથીજ હું એજ રસ્તે કામ લેતો હતો.'

'એમ! તમે પણ ધનજીની પૂઠ પકડી હતી?'

'હાસ્તો! તમે તે દિવસે ધનવિલાના બગીચામાં છૂપાયા હતા તે વખતે હું એક ઝાડપર બેઠો બેઠો તમને જોઇ રહ્યો હતો. વાત એટલીજ હતી કે કોને પોતાનો પુરાવો જલદી મળે છે!'

'તો પછી તમે પેલાને શું કામ કેદ કરાવ્યો?'

પ્રાણલાલે જરા હસીને કહ્યું:

'મ્હારી ખાત્રી હતી કે ધનજીને મનમાં દહેશત હતી કે એના પર શકની નજરે જોવાય છે, અને એ જ્યાંસુધી એમ માનતો હોય ત્યાં સુધી કોઈપણ પગલું ભરે નહિ એવો માણસ છે; એટલે મ્હેં તદન ભળતાજ માણસને પકડયો અને એને એમ માનવાને કારણ આપ્યું કે એના માટે કોઇને શંકા નથી. એ ખાત્રી થતાંજ એ અહીંથી નાસવાનો પ્રયત્ન કરે અને આપણને આ બાઈને જોવાનો કે મળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય.'

જયંતે પ્રાણુલાલનો ખભો થાબડયો.

'તમને મ્હારે ધન્યવાદ આપવો જોઇએ, આપણા ધંધામાં આગળ વધવા માટે આ જાતની ચાલાકીની ઘણીજ જરૂર છે. તમારામાં સર્ગશક્તિ અને સાદી સમજ પુરતી રીતે છે.'

પોતાની પ્રશંશાથી પ્રાણુલાલ ખુશ થઇ ગયા.

'મ્હેં આખુ અઠવાડીયું એક માણુસને સાદા પોષાકમાં સ્ટેશનપર રાખ્યો હતો, પેલા લોકો જ્યાં જાય ત્યાં એમની સાથે જવાની એને સૂચના આપી હતી. પણુ જ્યારે આ બાઇ ગાડીમાંથી ઉતરી પડી ત્યારે શું કરવું તે એને સ્હમજાયું નહિ હોય. આપના માણુસે એને પકડી લીધી અને અહીં લઇ આવ્યો એ ઠીકજ થયું. અભણુ હોવા છતાં એનું એ કામ પ્રશંશા પાત્ર છે. એમની જુબાની સિવાય પેલા માણુસોને આપણે પકડી શકીએ એમ નથી એટલી બને તેટલી જલદી એમની કેફીયત નોંધી લેવી જોઇએ.'

'જે વખત જાય છે કેમાં એમનું ઘેન ઉતરતુ જાય છે અને શક્તિ આવતી જાય છે,' જયંત બોલ્યો. 'પણુ પ્રાણુલાલ! આ ધનજી કોણુ છે?'

'ધનજી?' પ્રાણુલાલે કહ્યું. 'બીજો કોઈ નહિ પણુ પેલો દેવજી ઘેલા-અંકોબારનો વાઘ!'

દેવજી ઘેલાઃ અંકોબારનો વાઘ! એ નામ સાંભળતાંજ એનો આખો ઇતિહાસ અમારી નજર આગળ આવ્યો. એણે લોહી તરસ્યા અને ખૂની જુલમગાર તરિકે નામ કાઢયું હતું. મજબુત મનના અને નીડર આગેવાન તરિકે એ સામા પર સારી છાપ પાડે એવો હતો પણુ એનો બાર વરસનો અમલ લોહીથી લખાયલો હતો. એબીસીનીયાના કારભારી તરિકે એણે બાર વરસ સુધી હદ બહારની જોહાકી ચલાવી હતી અને પ્રજાને કાયર કાયર કરી મૂકી હતી. એના નામ માત્રથી ભલભલા થથરી જતા. છેવટે આખીયે પ્રજા

એની સામે ઉશ્કેરાઇ ગઇ. આગેવાન વેપારી વર્ગ જે મોટે ભાગે કુચ્છ કાઠિયાવાડના લુહાણા, ભાટિયા અને ખોજાઓ હતા, તેઓ પણ ત્યાંના વતનીઓ સાથે ભળ્યા. પણ એ જેટલો ઘાતકી હતો તેટલો જ ચાલાક હતો. ભયની આગાહી થતાં વેંતજ એણે પોતાનો ખજાનો અને કુટુંબ એક વહાણ પર ચઢાવી દીધાં અને પોતે પણ છૂપી રીતે નાસી નીકળ્યો. એના નાઠા પછીથી એના મહેલ પર લોકોનો દરોડો પડયો પણ પ્રજાનો બહાર ખાલી ગયો. જુલમગાર છટકી ગયો હતો અને પોતાની સાથે પોતાની બે દિકરીઓ, ખાનગી મંત્રી અને જબરદસ્ત ખજાનો લઇ ગયો હતો. એ ક્ષણથી જ એ દુનીયાની નજરે અદશ્ય થઇ ગયો હતો અને એ કયાં છે ને કયાં નહિ તેનો પત્તો મળતો નહતો.

'હા સાહેબ ! એજ દેવજી ઘેલા !' પ્રાણલાલે કહ્યું. હવે પેલી ચીઠ્ઠીમાંનો ભાવાર્થ સ્હમજાયો. ત્યાંના રંગો પણ સફેદ અને લીલા છે. એ પોતે અહીંયાં ધનજી મેઘજીના નામે જાણીતો છે છતાં મ્હેં એની પુરતી તપાસ અને ચોકસી કરી છે. પેલા લોકો એને માટે વર્ષો થયાં શોધ કરતા હતા પણ હમણાં હમણાં એમને એનો પત્તો મળ્યો છે.'

'એનો પત્તો એક વરસ ઉપર જ મળ્યો.' પદ્દમાવતીએ કહ્યું. હવે એમનું ઘેન ઉતર્યું હતું અને એ અમારી વાત સાંભળતાં હતાં. 'એક વખત એનો જીવ લેવાનો પ્રયત્ન કરવામાં આવેલો પણ એમાં નિષ્ફળતા મળી. આ વખતે પણ બહાદૂર ઠાકોર મરાયા અને એ જીવતો જવા પામ્યો. પણ વળી કોઇ બીજો આવશે, એનો પીછો પકડશે અને અંત લાવશે એ વાત ચોક્કસ છે.' એના પ્રત્યે પદ્દમાવતીને હદબહારનો તિરસ્કાર હતો એ જણાઇ આવતું હતું.

'પણ તમે આમાં શી રીતે સંડોવાયાં ?' જયંતે પૂછયું. આવા ભયંકર કામમાં તમારે શા માટે પડવું પડયું ?'

'હું એમાં જોડાઇ એનું કારણુ એટલું જ છે કે એ સિવાય બીજે કોઇપણુ રસ્તે મ્હને ન્યાય મળે એમ ન હતું. પેલાએ અમારે ત્યાં લોહીની નદીઓ વહેવરાવી હોય તેનું અહીંના લોકોને કે અહીંના કાયદાને ઓછુજ સ્નાન સુતક હતું. એતો જેને વીતી હોય તે જાણે! અમારા પર જે વીત્યુ છે તેવું કોઇનેયે ન વીતજો. જ્યાંસુધી અમારા વેરની શાંતિ નથી થઇ ત્યાંસુધી અમને જરા પણુ ચેન પડે એમ નથી. કોઇપણુ ભોગે અમારા વેરની વસુલાત થવીજ જોઇએ.'

'અલબત, એ તમે કહો છો તેવો જુલમગાર હતો.' જયંતે કહ્યું. 'પણુ આપને એ વાત સાથે શો સંબંધ છે?

'તે પણુ કહું છું. આ બદમાશની નીતિ કોઇપણુ માણુસ જે વખત આવ્યે એની સામે માથુ ઉંચકે એવો લાગે–તેનું ખૂન કરાવવાની હતી. મ્હારાપતિ હુરપ્રસાદ દેસાઇ ત્યાંની એક સદ્ધર વેપારી પેઢીના મુનીમ હતા, તેઓ ઘણુાજ ચાલાક હતા એટલે આ શયતાનને લાગ્યુ કે એ જત દિવસે માથુ ઉંચકશે. એ ઉપરથી એણે એમને ગોળીબાર કરી મારી નાખ્યા. મ્હને જ્યારે એ સમાચાર મળ્યા ત્યારે મ્હારી વ્યથાનો પાર ન રહ્યો. ભાગ જોગે એ વખતે હું કુચ્છમાં હતી.

'તે પછી એ જુલમગારની પડતી થઇ, તમે હમણાં કહ્યું એજ રીતે એ ન્હાસી છૂટયો, પણુ જે લોકોનાં સગાં વ્હાલાં અને પ્રિયપાત્રોનો એણે વધ કરાવ્યો હતો તે બધાં એને એમ શી રીતે ન્હાસી જવા દે?

'એ અરસામાં હું પણુ કુચ્છથી અંકોબાર ગઈ હતી કારણુ કે મ્હારા પતિએ ત્યાંપણુ થોડી ઘણી માલમિલ્કત મૂકી હતી.

'એના જુલામથી ત્રાસેલાંએ પોતાનું એક મંડળ સ્થાપ્યું. હું પણુ એમાં જોડાઇ. એ મંડળે કોઇ પણુ ખરચે અને ભોગે પોતાનું કામ પાર પાડવાનો અને વેરની વસુલાત કરવાનો નિર્ણય કર્યો.

'મંડળના સતત પ્રયાસને પરિણામે ગયે વર્ષે એનો પત્તો લાગ્યો. તે પછી કોઈપણ પ્રયત્ને એના કુટુંબ સાથે જોડાઇને એની ખબર પહોંચાડવાનું કામ મ્હને સોપાયું, અને એની દિકરીઓની શિક્ષિકા તરિકે જોડાઇને એ કામ કરવાનું મ્હેં માથે લીધું. એની દિકરીઓની શિક્ષિકા તરિકેની મ્હને એણે નોકરી આપી. એને ઓછીજ ખબર હતી કે મ્હારા મનથી હું એને હજારો વાર ધિક્કારતી હતી અને હું એની કટ્ટી દુશ્મન હતી. મ્હારા ધણીને મારી નાખનાર સાથે મ્હારે કામ કરવાનું હતું પણ હું મ્હારી ફરીજ બજાવ્યે જતી હતી. એની બેઉ દિકરીઓ ચાલાક હતી. એમને ભણાવવામાં મ્હને કંટાળો આવતો ન હતો.

'આગળથી કરી રાખેલી ગોઠવણ મુજબ હું અમારા મંડળને ખબર આપ્યા કરતી હતી; એટલે એમણે એક વખત બનારસમાં પ્રયત્ન કરી જોયો, પણ તે નિષ્ફળ નિવડયો. તે પછી અમે આમ-તેમ ખૂબ રખડયા અને છેવટે ધનવિલામાં આવી રહ્યા. એ બંગલો એણે કેટલાંક વર્ષો થયાં ખરીદ્યો હતો અને અવારનવાર એ ત્યાં રહેવા આવતો હતો.

'આ સ્થળે પણ અમારા મંડળના સભ્યો રાહ જોતા હતા. એમની ખાત્રી હતી કે વહેલો મોડો એ અહીં આવ્યા સિવાય નહિ રહે. પોતાના બે વિશ્વાસુ સાથીદાર સાથે વીરસિંહ એની રાહ જોતો હતો. વીરસિંહના બાપ રામ-સિંહનું પણ એણે ખૂન કરાવ્યું હતું. રામસિંહે એબેસીનીઆમાં પુષ્કળ જમીન સંપાદન કરી હતી અને એની પાસે પૈસો પણ ઠીક હતો. એના બે સાથીદારોને પણ એવીજ રીતે જુલમગારના હાથે અન્યાય થયો હતો, એ દિવસે ભાગ્યેજ બહાર જતો અને એના પર હુમલો કરવાનો લાગ દિવસે મળી શકે એમ ન હતો, આખો વખત એની સાથે મણિલાલ છાયાની પેઠે પાછળ પાછળ ફરતો હતો

એ પણ અંતરાય રૂપ હતું; એટલે એના પર રાત્રેજ હુમલો કરવાનું ફાવે એમ હતું. એ રાત્રે એકલો સુઇ જતો એટલે એના રામ રમાડી દેવામાં વધુ સરળતા થાય એવું હતું. આગળથી નક્કી કર્યા મુજબ એક દિવસે સાંજે મ્હેં મ્હારા સાથીદારોને છેલ્લી સૂચના મોકલવાનો વિચાર કર્યો કારણ કે દરરોજ એ પોતાનો સુવાનો ઓરડો બદલતો હતો એટલે એ કયા ઓરડામાં સુઇ જશે એ જણાવવું ઘણુંજ અગત્યનું હતું. મ્હારે દરવાજો ખુલ્લો રાખવાનો હતો અને કંઈ પણ ભય જેવું હોય તો દિવાબત્તીની અમુક નિશાની કરવાની હતી; કે જે જોઇને આવનાર પોતાનો રસ્તો સાફ છે કે તેમ તે જાણી શકે અને તે મુજબ વર્તે.

'પણ અમારી બધીએ બાજી બગડી ગઇ. મણિલાલને કોણ જાણે કેમ મ્હારા માટે શક ગયો હતો અને એ મ્હારા પર નજર રાખતો હતો એની મ્હને ખબર ન હતી. હું પેલી ચીઠ્ઠી લખી રહી તેવોજ ચિત્તાની ઝડપે એ મ્હારા પર કુદ્યો. એણે અને દેવજીએ થઇને પેલી ચીઠ્ઠી ઝુંટાવી લીધી અને મ્હને ઘસડીને એમના ઓરડામાં લઇ ગયા. એમણે મ્હારાપર વિશ્વાસઘાતનું તહોમત મૂકયું. એમનું ચાલ્યું હોત તો તેને તે જ વખતે એમણે મ્હને મારી નાખી હોત પણ મ્હારૂં ખૂન કરીને એમાંથી બચવાનો રસ્તો કાઢવો મુશ્કેલ હોવાથી એમને એ મુલતવી રાખવું પડયું; પણ એમણે **વીર**સિંહનો કાંટો કાઢી નાખવાનો નિર્ણય અને નિશ્ચય કર્યો. એમણે મ્હારા મોંઢામાં ડુચો માર્યો હતો અને મ્હારો હાથ આમળી નાખીને પેલી ચીઠ્ઠી પડાવી લીધી હતી. એ ચીઠ્ઠી એમના હાથમાં જવાથી **વીર**સિંહને આટલું બધુ સહન કરવું પડશે એ જો મ્હને ખબર હોત તો હું મ્હારો હાથ ભાગી જવા દેત પણ એમના હાથમાં એ ચીઠ્ઠી જવા ન દેત. મણિલાલે પરબીડીયુ લઇ સરનામુ કર્યું અને પોતાના કાંડીયાના બટનથી સીલ કરી, અને એમના વિશ્વાસુ નોકર વાલજી સાથે **વીર**સિંહને પહોંચાડી. **વીર**સિંહને એમણે શી રીતે મારી નાખ્યો. તે મ્હને ખબર નથી,

પણ દેવજીએ જ એને માર્યો હોવો જોઇએ કારણ કે મણિલાલ મ્હારા પર ચોકી રાખવા રહ્યો હતો. હું ધારૂં છું કે એ રસ્તામાં કૈંક છૂપાઇને ઉભો રહ્યો હશે અને જેવો **વીર**સિંહ ત્યાંથી વટાયો તેવો જ એના પર એ તૂટી પડયો હશે અને ઉપરા છાપરી ફટકા માર્યા હશે. પહેલાં તો એમનો વિચાર **વીર**સિંહને મકાનમાં આવવા દેવાનો અને પછી ચોર તરિકે પકડીને એને મારી નાખવાનો હતો પણ એમ કરવા જતાં તપાસમાં એમને પણ સંડોવાવું પડે, અને એમની વાત ઉઘાડી પડી જાય અથવા એ લોકો ઓળખાઇ જાય. તે ઉપરાંત મ્હારી પણ પણ આડખીલી હતી. આ ઉપરથી એમણે **વીર**સિંહને આ ફેંજે પહોંચાડવાનું નક્કી કર્યું. એમની ધારણા એવી હતી કે **વીર**સિંહનું આ રીતે ખૂન થયું સાંભળીને કોઇ એમની પૂઠ પકડવાની હિંમત નહિ કરે અને સામા પર ધાક બેસશે.

'હું જે જાણુ છુ તે ન જાણતી હોત તો એમની ધારણા બર આવત. કેટલીયે વખત મ્હારા પર મ્હોત ઝઝુમી રહ્યું હતું. મ્હને મ્હારા ઓરડામાં જ કેદ કરવામાં આવી હતી અને પાર વિનાની ભયંકર ધમકીઓ અને બેસીતમ ત્રાસ મ્હારા પર ગુજારાતો હતો. મ્હારા ખભા આગળનો આ છરાનો ઘા, અને કાંડા પરના અનેક ઉઝરડા એ વાતનો પુરતો ખ્યાલ આપશે. એક વખત મ્હેં મોટેથી બોલવા પ્રયત્ન કર્યો ત્યારથી મ્હારા મોઢામાં ડુચો માર્યો હતો. પાંચ દિવસ સુધી આ ભયંકર કેદખાનું મ્હેં સેવ્યું. એ દરમિઆન જીવ ટકી રહે એટલો ખોરાક પણ મ્હને માંડ માંડ મળ્યો હશે ! આજે બપોરે મ્હને પૂરતો ખોરાક આપવામાં આવ્યો પણ તે ખાધા પછી મ્હને ઘેન ચઢવા માંડયું. સ્વપ્નાવસ્થાની માફક મ્હને એટલું યાદ છે કે મ્હને અરધી દોરીને અને અરધી પરધી ઘસડીને ગાડીમાં બેસાડવામાં આવી; એ જ રીતે મ્હને ટ્રેનમાં બેસાડી. જ્યારે ટ્રેન ચાલવા માંડી ત્યારે મ્હને ભાન થયું કે મ્હારી સ્વતંત્રતા મ્હારા હાથમાં હતી. હું તરત દોડી અને કૂદી પડી. પેલા ભલા માણસે મ્હને તાત્કાલિક મદદ આપી

અને મોટરમાં બેસાડી અહીં લઈ આવ્યો. પ્રભુની પરમ કૃપાથી હવે હું એ જુલમગારોની સત્તા ન ચાલે એવે સ્થળે આવી છું, અને એમના ત્રાસમાંથી સદાને માટે મુક્ત થઈ છું.'

આ બધીએ હકીકત અમે ધ્યાન દઇને સાંભળી હતી. એ વાત પુરી થયા પછી જયંત બોલ્યોઃ

'આપણી મુશ્કેલીઓનો હજી અંત આવ્યો નથી. પોલિસ તપાસ પુરી થાય છે અને કાયદાની તપાસ શરૂ થાય છે.'

'બરાબર છે.' મ્હેં કહ્યું. 'કોઇ પણ હુશીઆર વકીલ એ લોકોના આ કામને સ્વબચાવને અર્થે કરેલું પુરવાર કરી શકે. ભૂત કાળમાં સેંકડો ગુન્હા થયા હોય તેની સાથે ચાલુ ગુન્હાને કંઈ જ સંબંધ નથી. એ તો માત્ર આ ગુન્હા પુરતી જ વાત કરે.'

'એ બધુંયે જોયું જશે.' પ્રાણલાલે કહ્યું. 'એના કરતાં હું વધારે સારી રીતે કાયદો જાણું છું. સ્વબચાવ એ એક વાત છે અને એક માણસ પર એનું ખૂન કરવાના ઇરાદાથી તૂટી પડી એને મારી નાખવો એ બીજી વાત છે. સામા તરફથી ગમે તેવો ભય આવી પડવાનો હોય તો પણ એ રીતે ખૂન કરવાની એને કંઈ જ સત્તા નથી. હરકત નહિ. આવતી સેશન્સ વખતે આપણે એ બેઉ જણને ગુન્હેગારના પાંજરામાં ઉભેલા જોઇશું એટલે બધુંયે થઇ રહેશે.'

પણ પ્રાણુલાલની બધી મહેનત છતાંયે ગુન્હેગારોનો પત્તો લાગ્યો નહિ. એ લોકો એના માણસને આબાદ થાપ આપીને છટકી ગયા. વર્ષો સુધી એમનો પત્તો લાગ્યો જ નહિ.

છેવટે એક વખતે બેંગલોરમાં એક ધનાઢ્ય વેપારીના ખૂનની વિગત બહાર પડી તેમાં એ વેપારી અને એના કારભારીનું બારીક વર્ણન આપ્યું હતું તે પરથી અમારી ખાત્રી થઈ કે આખરે દેવજી અને એનો સાથીદાર પેલા મંડળના માણસોના હાથમાં પકડાઇ ગયા હતા અને મંડળે પોતાના વેરની વસુલાત કરી હતી.

એ હકીકત જાણ્યા પછી મ્હને યાદ છે કે જયંતે કોઇ વિગત રહી જતી હોય તો તેનો ખુલાસો પૂછી લેવાનું મ્હને કહ્યું હતું.

'પેલો નોકર પાછો શાથી ફર્યો તે સ્હમજાયું ન હતું.'

'એ લોકોમાં કૈંક વિચિત્ર રિવાજો હોય છે. ન્હાસી જતી વખતે પેલી વિચિત્ર લાગતી વસ્તુ એ વિસરી ગયો હતો એટલે તે લેવાને એ પાછો ફર્યો હતો. પહેલી વખતે એણે શામરાવને જોયો એટલે ચાલ્યો ગયો, પછીથી પાછો લાગ જોઈને આવ્યો અને પ્રાણલાલે પાથરેલી જાળમાં ફસાયો બીજુ કાંઇ ?'

'હાલ હવાલ થયેલો કુકડો, પેલું લોહી, હાડકાં—'

'એ બાબતમાં મ્હેં પીટીટ લાયબ્રેરીમાં તપાસ કરી હતી. 'હબસીઓની મૂર્તિપૂજા' નામના પુસ્તકમાંની આટલી કંડિકા તારી શંકાનું સનર્થન કરવાને બસ છે.

'ખરો મૂર્તિપુજક હબસી કૈ પણ જોખમકારક કામની શરૂઆત કરતા પહેલાં પોતાના દેવને કૈંક ને કૈંક ભોગ ચઢાવ્યા સિવાય નહિ રહે. બહુ જ જોખમકારક બાબતોમાં એ ભોગ મનુષ્યવધ અને રાક્ષસી લીલાની હદ સુધી પહોંચી જાય છે; પણ સાધારણ પ્રસંગે સફેદ કુકડાનાં પીછાં તોડી તેની ડોક મરડીને મૂર્તિને ચઢાવે છે અને બકરા અથવા મેઢાના બચ્ચાનું ડોકું કાપી એના લોહીથી મૂર્તિને સ્નાન કરાવી એના શરીરને બાળીને ધૂપ દે છે.'

'એ ઉપરથી તારી ખાત્રી થશે કે એ જંગલી માણસ પણ ઘણો જ ધર્મ ચૂસ્ત હતો અને એણે એ ગંભીર કાર્યની શરૂઆત કરતા પહેલાં પોતાના રિવાજ મુજબ એ જંગલી દેવની પૂજા કરી હતી.'

'ખરેખર ! દુનીયામાં અનેક જાતના માણસો છે !'

'એની ક્યાં વાત કરે છે ! આપણા દેશમાં જ કાલીભક્તો એવું ક્યાં નથી કરતા ?'

'જેવી જેવી માન્યતા !'

*

# સો ને રી ટો ળી

*

'**રતનબાઇ ! મ્હને નથી** લાગતું કે આપનું કામ એટલુ બધુ અગત્યનું હોય ! મ્હારો વખત એટલો કિંમતી છે અને હાથ ઉપર એવાંજ જરૂરી કામો છે કે મ્હારાથી આપને માટે કૈં થઇ શકે એમ નથી.' જયંતે પોતાની જરૂરી કેસની ફાઇલની અનુક્રમણિકા કરતાં કરતાં જવાબ આપ્યો.

પણ એ જવાબ સાંભળનાર એમ હારીખાય એવું નહતુ. એનામાં પુરતી ચાલાકી અને સહનશીલતા હતાં. પોતાની વાતના સમર્થનમાં એણે ઉમેર્યું:

'ગઇ સાલ તમે પેલા પૈસી દલાલનું કામ કરી આપ્યુ—'

'હારે ! એતો ઘણી અગત્યના બાબત હતી.'

'તે દિકરા ! તારે મનસે, પન એતો એટલાં બધાં વખાણુ કરે છ કે ન પૂછે વાત ! સીહા વાદ્દળ જેવી વાતમાં અજબ રોશની તમે પ્રગટાવી એવી એ વાત કરતો હતો એટલે તમારાથી બનશે તો તમે મદદ કર્યા સિવાય રહેવાના જ નહિને ! મ્હારી ખાત્રી છે કે તમે મ્હારા જેવા ગરીબને તો નાએ ન પાડોને !'

અને ખુશામદ ખૂદાને પણ પ્યારી છે ! જયંત પણ માણસ હતો. એ ગમે તેવા કામમાં હોય, કામમાં દટાઇ ગયેલો હોય છતાં પણ એની પાસે કૈં કરાવવુ હોય તો બે મીઠા શબ્દો અને એની જરા ખુશામદ પુરતાં છે. એ ઉપરાંત આ વખતે ગરીબ પ્રત્યે સહાનુભૂતિનું ત્રીજુ કારણ પણ ઉમેરાયુ એટલે એણે પોતાનું કામ બાજુએ મૂકયુ અને રતનબાઇની વિગતો ધ્યાન દઇને સાંભળી યોગ્ય મદદ આપવાના વિચાર પર એ આવ્યો હોય એમ મ્હને લાગ્યું.

'ભલે ! ભલે ! રતનબાઈ ! જરા બેસો અને ધીરે સસ્તે તમારી વાત વિગતવાર જણાવો. તમારો નવો ભાડૂત આખો વખત એના ખંડમાં રહે છે, બહાર જતો આવતો નથી અને તમે એને મળી શકતાં નથી એને લઇને તમને ઉચાટ થાય છે એમજને ? એમાં નવાઇ જેવું શું છે ! હુંજ એને ઠેકાણે હોઉં તો દહાડાના દહાડા સુધી તમે મ્હને જોઈ ન શકો !'

'એ બનવા જોગ છે પણ આતો તદ્દન જૂદીજ વાત છે. આ તો મ્હને બીક લાગે એવું છે. બીકની મારી હું પુરૂ ઉંઘી પણ શકતી નથી. સવારથી સાંજ સુધી એને અહીંથી તહીં ને આમથી તેમ ફરતો સાંભળુ છું, છતાં એના પર નજર સુદ્ધાં નાખી શકતી નથી એ મ્હારાથી સહન નથી થતુ અને ધનજીશા પણ મ્હારા જેવાજ બીકણુ છે. એવણ પણ એમ જ કહે છે. એતો બિચારા આખો દહાડો સરકારી છાપખાનામાં કામ કરે છે તે ત્યાં કાઢે પણ મ્હારૂ શું ? હું તો ઘણી ગભરાઉં છું. એ શાને માટે છૂપાઇ રહે છે ? એણે એવું

તે શું કર્યું છે કે આમ છૂપાઇ રહેવું પડે છે? કામવાળી ઘાટણ સિવાય ઘરમાં બીજુ કોઇ માણસ નથી કે અમને કૈં હિંમત રહે.'

જયંતે જરા રસ લેતો હોય એ રીતે એ વાત સાંભળી અને એના સ્વભાવનો ફેરફાર જોઇને રતનબાઇને સંતોષ થયો.

'જ્યારે આપનું કામ હું હાથમાં લઉં છું ત્યારે મ્હારે એની બધીયે વિગતો જાણવી જોઇએ.' જયંતે જણાવ્યું. 'જોઇએ તો જરા વાર થોભો ને સંભારી કાઢો પછી મ્હને બધી વાત વિગતવાર કહી જાવ. કેટલીક નજીવી જણાતી વિગતો ઘણી ઉપયોગી હોય છે એટલે બધી વાત રજે રજ કહેવામાં ફાયદો છે. તમે કહ્યું કે એ માણસ દસ દિવસ ઉપર આવ્યો અને તમને પંદર દિવસના રહેવાના તથા જમવાના પૈસા આગળથી આપ્યા. ખરૂંને?'

'એણે મ્હને કેટલો ખરચ આવશે તે પૂછ્યુ. મ્હેં એને અડવાડીયાના પચીસ રૂપીયા કહ્યા. અમારે ઉપલે માળે બે ખંડ અને નહાવા ધોવાની અલાહેદી ગોઠવણ છે તે જગ્યા એને આપવાની હતી.'

'પછી,'

'એણે કહ્યું કે જો એની મરજી મુજબ ગોઠવણ કરી આપવામાં આવે તો એ પચીસને બદલે પચાસ રૂપીયા આપશે. અમે તો ગરીબ માણસ રહ્યાં. ધનશા કૈં ઝાઝુ કમાતા નથી એટલે અમારે ઘણી વખત આવા સારા ભાડુતો પર આધાર રાખવો પડે છે. હાસ્તો, જે બે પૈસા રળ્યા તે ખરા!'

'ખરી વાત છે.'

'એમ કહીને એણે સો રૂપીયાની નોટ કાઢીને મ્હને આપી અને કહ્યું કે 'જો મ્હારી ગોઠવણ મુજબ તમે વર્તશો તો દર પંદર દિવસે આ પ્રમાણે તમને અકકેકી નોટ મળ્યે જશે. નહિ તો મ્હારે બીજી વ્યવસ્થા કરી લેવી પડશે.'

'એની ગોઠવણુ શી રીતની હતી ?'

'એટલીજ કે એને ઘરની ચાવી આપવી એ તો જાણે સમજ્યાં ! ભાડૂતો ઘણીવાર એવી સગવડ માગી લે છે. બીજુ એને એનું કામ કરવા દેવુ અને એકલોજ રહેવા દેવો; ગમે તેવા સંજોગોમાં અને ગમે તેવા બહાના હેઠળ પણુ એને મળવુ નહિ અથવા એની એકલવાયી શાંતિમાં ખલેલ કરવી નહિ.'

'ખરેખર ! એમાં પણુ કૈં નવાઈ જેવું નથી !'

'એ પણુ રીતસર હોય તો વાંધા જેવુ નહિ પણુ આ તો એની હદ ઓળંગી જાય એવુ છે ! એ દસ દિવસથી આવ્યો છે છતાં મ્હેં, ધનજીશાએ કે અમારી ધાટણે એને જોયો નથી. અમે એનાં પગલાં સાંજ સવાર ને બપોર સાંભળ્યા કરીએ છીએ પણુ એને બીલકુલ જોયો નથી. એ કદીએ બહાર ગયો નથી માત્ર પહેલી રાત્રે બહાર જઇ આવ્યો તે જ માફ.'

'એમ ! એ પહેલી રાત્રે બહાર ગયો હતો ? ખરી વાત ?'

'હાજી, અને ઘણોજ મોડેથી પાછો ફર્યો હતો. એ વખતે તો અમે બધાં ઉંઘી ગયાં હતાં. એણે જગ્યા લેતી વખતે જ મ્હને કહ્યું હતું કે એ એવી રીતે બહાર જશે અને ઘણો મોડો આવશે એટલે અમારે અમુક તાળુ વાસવુ. એ મધરાત પછી પાછો ફરેલો હોય એમ એના તાળુ ઉઘાડીને ઉપર જવાથી મ્હને જણાયુ હતુ.'

'પણુ એનું ભોણું ?'

'એ તો વખતસર એને અપાય છે જ. એ બાબતમાં પણુ એણે ચોક્કસ ગોઠવણુ કરી હતી. એ જ્યારે ઘંટડી વગાડે ત્યારે અમારે એના બારણા આગળ ખુરસી ઉપર ભોણુ ગોઠવીને ચાલ્યા આવવુ પછી એ ઉપાડી લે અને જ્યારે એ ખાઈ રહે ત્યારે વાસણુ બહાર મૂકીને ઘંટડી વગાડે ત્યારે જઇને લઇ આવવાં, એને જો કૈં જોઈતુ હોય તો એ કાગળની કાપલી પર છાપેલા અક્ષર ચોટાડે છે.'

'શું કહ્યું ?'

'છાપેલા અક્ષર ચોટાડે છે અને તે પણ એને જોઈતી ચીજનું નામ એકલુજ. આ રહી એવી ચીઠ્ઠીઓ, જુઓ આમાં 'સાબુ' એ શબ્દ કાપીને ચોઢયો છે. બીજા પર 'દિવાસળી' છે. આ ચીઠ્ઠી તો સૌથી પહેલી મળેલી એના પર ' જામે જમશેદ ' ચોટાડેલુ છે. સવારના ચહા નાસ્તો મોકલતી વખતે એ છાપુ હું એને દરરોજ પહોંચાડુ છું.'

'જોતો ખરો, નટવર !' જયંતે રતનબાઇએ આપેલી ચીઠ્ઠીઓ જોઇને મ્હને આપતાં કહ્યું. 'આ તો વળી નવાઇ જેવું છે. એ ચોટાડીને શા માટે આપે છે ? એ તો જબરી કડાકૂટની વાત છે! લખતો કેમ નથી ? ચોટાડવા કરતાં તો લખવામાં ઓછી મહેનત છે. તું શું ધારે છે ? નટવર !'

'એટલુંજ કે એ પોતાના હસ્તાક્ષર આપવા નથી માગતો.'

' પણ એનું શું કારણ ? એના હાથદસ્કત રતનબાઇને મળે એમાં શું નુકશાન હતું અને એનાથી રતનબાઈનો શો શુક્રરવાર વળી જવાનો હતો ! છતાં યે તું કહે છે તેમજ લાગે છે. પણ આવી ટુંકાક્ષરી ચીઠ્ઠી શા માટે ?'

'તકલીફ ઓછી કરવા બીજુ શું ?'

'બનવા જોગ છે. અલબત, આમાં કૈંક બુદ્ધિ કસવા જેવુ છે ખરૂ એની ના નહિ. આ શબ્દો અને અક્ષરો કોઇ પુસ્તકમાંથી કાપેલા જણાય છે. એની પાછળ પણ કૈંક લખાણ છે, અને આના પર કૈંક કરેલુ જણાય છે. આ એક અક્ષર ઝાંખો થઇ ગયો છે એનું કારણ શું ?'

'એણે વધારે પડતી કાળજી રાખેલી લાગે છે એમજને ?'

'જરૂર, એના અંગુઠાની કે આંગળાની છાપ ત્યાં પડી ગઇ લાગે છે અને એ કાઢવા જતાં એ શાહી ફીકી પડેલી જણાય છે. એની

છાપ પરથી પણ કૈં જણાઈ ન જાય એ બાબતની એ કાળજી રાખે છે. ઠીક, તમે કહ્યું કે એ માણસ ત્રીસેક વરસની ઉમરનો, પાકે રંગે અને ખાસ્સી ભરાવદાર દાઢીવાળો હતો ખરૂને? રતનબાઇ!'

'હાજી. બરાબર છે.'

'એ સિવાય બીજી કૈં વિગત છે ખરી?'

'એ કેથે દૂર દેશાવરથી આવેલો મ્હને લાગ્યો.'

'એનો પોષાક કેવો હતો?'

'નરોજ જાણે જાંગલો! બાકી હતો તો જરથોસ્તી. કપરાં બી સરસ હતાં.'

'એણે કૈં નામ આપેલું કે?'

'નાજી.'

'આજ સુધી એનો કોઈ કાગળ આવેલો છે કે?'

'બીલકુલ નહિ.'

'કોઇ મળવા આવેલું?'

'નહિંજી.'

'પણ તમે અથવા ઘાટણ એનો ઓરડો વાળવા ઝુડવા તો જતાં હશો.'

'નહિંજી, એવણ બધુંજ જાતે કરી લે છે.'

'એ તો નવાઇ જેવું! એનો સરસામાન.'

'એ આવ્યો ત્યારે એક મોટી ચામડાની બેગ લઇ આવ્યો હતો તે માફ બીજુ કૈં એ લાવ્યો નથી?

'ત્યારે તો આપણી પાસે ઘણીજ નજીવી વિગતો છે. એનાથી આપણું કામ બરાબર ચાલે એમ નથી. એના ખંડમાંથી કોઇ ચીજ બહાર આવવા નથી પામી?'

'નહિંજી."

'એ ખોરાક તો બરાબર લે છે ને?'

'એબી જરા નવાઇ જેવું છે! એયણુ એટલું ઓછુ ખાય છે કે એટલુ ખાઇને કેમ જીવાય એનીજ મ્હને નવાઇ લાગે છે.'

'ઠીક, આપણે વધુ વિગતો મેળવવા માટે થોડો વખત થોભી જવું જોઇએ. ખરી રીતે તો ફરીઆદ કરવા જેવું તમને કૈંજ કારણુ નથી. તમને પંદર દિવસનું સારૂ જેવું ભાડુ મળ્યું છે અને રહેનાર માણુસ સીધુ છે પણુ ત્રાસદાયક નથી. એની રીતભાત તમને નવાઇભરી લાગે છે એ વાત ખરી છે. એણે તમને પુરતા પૈસા આપ્યા છે અને એની ઇચ્છા તમારા મકાનમાં છૂપી રીતે રહેવાની હોય તો તેમ કરવા દેવાની તમારી ફરજ છે. એણે કોઇ ભયંકર ગુન્હો કર્યો છે અથવા ન્યાયના કામમાં એ હરકત પહોંચાડે છે એવું લાગે તો આપણે એને છેડી શકીયે, બાકી એ સિવાય કૈંજ કરી શકાય એમ નથી. મ્હેં આપનું કામ હાથ ધર્યું છે અને તે હું વિસારીશ નહિ. કૈં પણુ જાણુવા જેવો બનાવ બને તો મ્હને ખબર આપજો અને મ્હારી મદદની જરૂર હશે તે વખતે તે મળશેજ એ વાતની ખાત્રી રાખશો.'

'આમાં કેટલાક અગત્યના મુદ્દાઓ છે. નટવર!' રતનબાઇના ગયા પછી જયંતે મ્હને કહ્યું 'અને એને લીધે એમાં રસ પડશે એમ મ્હારૂ માનવું છે. વખતે એના મૂળમાં વિચિત્રતા–એક પ્રકારનું ગાંડપણુ પણુ જણાય; અથવા તો બહારથી દેખાય છે તે કરતાં પણુ અંદરખાનેથી જબરો ભેદ નીકળી આવે એમ પણુ બને. સૌથી પહેલું તો એમ લાગે છે કે જે માણુસ અત્યારે રહે છે અને જેણે આવીને ગોઠવણુ કરી તે બન્ને એકજ માણુસ નથી પણુ જૂદીજૂદી વ્યક્તિઓ છે.'

'એમ શા ઉપરથી કહે છે?'

'કારણુ કે એવું ન હોત તો સૌથી પહેલીજ રાતે એ બહાર ન

જાત, એ પાછો ફર્યો અથવા એને બદલે બીજો માણસ આવ્યો. એ ક્યારે આવ્યો ? જ્યારે કોઇ પણ એને જોઈ શકે એવું ન હતું ત્યારે. આપણી પાસે એવો કોઇ ખાત્રી લાયક પુરાવો નથી કે જે માણસ બહાર ગયો હતો તેજ પાછો આવ્યો હતો. એક વખતે એ રતનબાઇને મળ્યો અને ગોઠવણ કરી તો પછીથી એનાથી છૂપાવાનું કે એને મ્હોં પણ ન બતાવવાનું એને કૈંજ કારણ ન હતું. આ કારણોને લીધે મ્હારૂં ચોક્કસ અનુમાન છે કે આમાં રહેનારાઓની અદલાબદલી થઇ છે.'

'પણ એમ કરવાનું કારણ તો હશેને ?'

'એ આપણે શોધી કાઢવાનું છે. અને એ શોધી કાઢવા માટે આપણને કેટલીક વિગતો મળી પણ છે.' એમ કહીને એણે એક ચોપડો કાઢયો. એમાં એણે જાતજાતની કાપલીઓ છાપાંમાંથી ફાડીને ચોટાડેલી હતી. એ બધી જૂદાજૂદા વિષયવાર વ્યવસ્થીત ગોઠવેલી હતી અને જ્યારે જરૂર હોય ત્યારે જોઇતી ખબર બનતી ઉતાવળે મળી શકે એમ હતું. જયંતે એનાં પાનાં ઉથલાવ્યાં અને પોતાને જોઇતી વિગતોવાળો વિભાગ કાઢયો.

'આ માણસ એકલો છે અને એની સાથે કાગળપત્રથી વ્યવહાર કરવા જતાં જે છૂપી ગોઠવણ કરી છે તેનો ભંગ થાય એમ છે, અને ભેદનો સ્ફોટ થાય એમ છે. આ સંજોગોમાં બહારના સમાચાર એને શી રીતે પહોંચાડાય ? છાપામાં એક યા બીજી રીતે ખબર આપીને. એ સિવાય બીજો રસ્તોજ નથી, અને સદ્‌ભાગ્યે આપણે એકજ છાપુ જોવાની જરૂર છે કારણકે પેલી ચીઠ્ઠીપર 'જામે જમશેદ' હતું એટલે એ એકજ છાપુ એને મળે છે. આપણે એની ટુંકી જાહેર ખબરોવાળા વિભાગમાંથી અંગત બાબતોવાળાં ખાનાં જોવાં જોઇએ. 'કાવસ એની માતાને દુઃખ નહિ આપે.' એ જવા દઇએ. 'કાલે સાંજે સેક્રેટરીએટ સામે મૂર્છિત થયેલી'–એપણ આપણા કામનું નથી. 'પ્રત્યેક ક્ષણે મ્હારૂં હ્રદય તને જોવાને ઉત્સુક છે.' એ કૈંક ઠીક

છે. નટવર ! આ જો ! 'ધીરજ ધર. વાતચીતનો રસ્તો શોધી કાઢીશું. તે દરમ્યાન આયે કાલમ—કે' રતનબાઇના ભાડુતના આવવા પછી બે દિવસે એ આવે છે, એ બરાબર બંધબેસતું લાગે છે. ખરૂંને ? નટવર ! ચાલો હવે આગળ કૈં દેખાય છે કે નહિ તે જોઇએ. બરાબર, ત્રણ દિવસ પછી વળી લખે છે. 'ફતેહ મળતી જાય છે. ધીરજ ધર અને ડહાપણ રાખ. વાદળાં વિખરાઈ જશે કે.' પછી એક અઠવાડીયા સુધી કૈંજ નથી. પછી વળી કૈંક ખાત્રી લાયક વાત આવે છે. 'રસ્તો સાફ થતો જાય છે. તક મળશે તો બત્તીનો સંદેશો મોકલીશ. રીત આપણે નક્કી કરી છે તે મુજબ. એક ક. બે ખ વિગેરે. જલદી ખબર આપીશ. કે.' એ કાલના છાપામાં આવ્યું; આજે કૈં નથી. એ બધુંયે રતનબાઇના ભાડુતને બરાબર બંધબેસ્તુ આવે છે. આપણે જરા થોભીશું તો નટવર ! એ સહમજી શકાય એવું સરળ થશે એમ મ્હારી ખાત્રી છે.'

અને એમ બન્યું પણ ખરૂં. કારણકે બીજે દિવસે સવારે મ્હારા મિત્રને મ્હેં ખુશખુશાલ 'જામે જમશેદ' વાંચતો જોયો.

'જોયું ને નટવર!' મ્હને જોઇને એણે કહ્યું 'સફેદ છજાંવાળો લાલ માળો. ત્રીજે માળે. ડાબી બાજુથી બીજી બારી. સાંજે. કે.' એ આજના છાપામાં છે અને તપાસનું ક્ષેત્ર પરિમિત કરે છે. આપણે હવે રતનબાઈના મકાનની આજુબાજુ તપાસ કરી આવીએ. લ્યો. આ રતનબાઈ પણ આવી લાગ્યાં. કેમ રતનબાઇ ! શું છે ? સવારના પહોરમાં કૈં આવવું પડયું !'

રતનબાઇ એકાએક આવી લાગ્યાં હતાં અને એમનો ચહેરો કહી આપતો હતો કે કૈંક નવાજૂની થઇ છે.

'જરૂર કૈં પોલિસનું લફરૂ કરવું પડશે.' રતનબાઇએ હાંફતાં હાંફતાં કહ્યું 'મ્હારે હવે એ ન જોઇએ. આજેજ એણે મ્હારી જગ્યા ખાલી કરીને જવુંજ જોઇએ. હું તો એને સીધેસીધી જઇને કહેવાની

હતી પણુ જ્યારે તમને વાત કરી છે ત્યારે તમારી રાય લેવી જોઇએ, બાકી મ્હારી ધીરજ ખૂટી ગઇ છે અને વાત વધી પડી છે એટલે મ્હારાથી વધુ સહન થાય એમ નથી. કૈં નહિ ને બિચારા ધનજીશાને-'

'કાંય, એવણુને શું થયું ?'

'એમને ઉપાડીને લઇ ગયા.'

'શું કહો છો! એમને તે શા સારૂ ઉપાડી જાય ?'

'તેજ નવાઇની વાત છે ને! આજે સવારે એવણુ ઘેરમાંથી નીકળીને છાપખાને જતા હતા. ઘેરમાં નીકળીને દસ પંદર કદમ નહિ ગયા હોય ત્યાં બે જણાએ આવીને એમનાપર કપડું નાખી દીધું અને એકાએક ઊંચકીને મોટરમાં બેસાડી દીધા અને એકદમ મોટર હાંકી મૂકી. ખાસ્સુ એક કલાકનું ચક્કર લગાવીને એવણુને ધોબીતળાવ આગળ ઉતારી નાખ્યા. બિચારા ત્યાંથી ટ્રામમાં પાછા આવ્યા અને ત્યારથી ભયના માર્યા પડી રહ્યા છે. એ આવ્યા કે તરતજ હું તમારી સલ્લાહ લેવા આવી.'

'ઘણું નવાઇ જેવું,' જયંત બોલ્યો. 'એમણે પેલા લોકો કોણુ હતા તે જોયું ખરૂં ? એમની કૈં વાતચીત સાંભળી ખરી ?'

'નારે, એવણુ તો બીકના માર્યાં ગભરાઈ ગયેલા તે કાંઇ સુધ કે સાનજ નહિ રહેલીને! એમને તો ઉંચકીને મોટરમાં નાખીયા ને ઉંચકીને બહાર કાઢીયા. બે જણુ અંદર હતા. વખતે હાંકનારો ત્રીજો પણુ હોય.'

'અને આ બનાવને તમારા ભાડુત સાથે કૈં સંબંધ છે એમ તમે કહો છો ?'

'હારે બાવા! હા. પંદર વરસ થયાં અમે ત્યાં રહીએ છીએ છતાં કદી પણુ આવો બનાવ બનીયો નથી અને આજેજ જ્યારે બને છે ત્યારે બીજું શું ધારવું ? મ્હારે એ ભાડુત ન જોઇએ. એના

પૈસા એને ગંધાય. આજે સાંજ સુધીમાં હું એને ઘર બહાર કાઢી મુકીશ.'

'જરા ખામોશ રાખો. રતનબાઇ! એવું કૈં કરતા ના. પહેલાં દેખાયું તેના કરતાં આ વાતે કૈં જૂદુજ સ્વરૂપ લીધું છે એમ મ્હને હવે જણાય છે. એ પણ ચોક્કસ છે કે તમારા ભાડુત ઉપર કોઇપણ પ્રકારનો ભય ઝઝુમે છે અને વધારામાં એમ પણ ખાત્રીથી કહી શકાય કે એના શત્રુઓ તમારા ઘર આગળ એના બહાર નીકળવાની રાહ જોઇને ઉભા હતા અને અંધારામાં ધનજીશાને જોઈને એ બહાર નીકળ્યો હશે એમ માનીને ઉપાડયા અને મોટરમાં નાખીને લઇ ગયા. એમને જ્યારે પોતાની ભૂલ સ્હમજાઇ ત્યારે તરતજ મોટર પાછી ફેરવી અને ઉતારી પાડયા. સમજ પડીને?'

'પણ હવે મ્હારે શું કરવું?'

'મ્હારે તમારા આ ભાડુતને જોવો છે રતનબાઇ!'

'બારણાં તોડીને જુઓ તો, એ સિવાય બીજો કૈં રસ્તો નથી. હરેક વખતે એ પોતાનું બારણું બંધ કરીને ચાવી દઈ દે છે.'

'પણ એ ભોણુ લેવા માટે બારણુ ઉઘાડતો હશે. આપણે છૂપાઇને એને એ લેતી વખતે જોઇ શકીયે.'

રતનબાઇએ જરાવાર વિચાર કરીને કહ્યું:

'એની સામે એક ન્હાની ઓરડી છે. એમાં એક આયનો સંતાડી રાખું અને તમે બારણા પાછળ છૂપાઇને જુઓ તો—

'એના જેવું એક્કે નહિ?' જયંત બોલી ઉઠયો 'એ કેટલા વાગે જમે છે?'

'અગીયાર સાડાઅગીઆર વાગે.'

'તો હું અને ડૅા. નટવર એ વખતે આવી પહોંચીશું. અને હું કહું ત્યાં સુધી ઠંડાં રહેજો. સમજ્યાંને રતનબાઇ!'

'ભલે બાવા!'

બરાબર વખતસર અમે રતનબાઇના મકાન આગળ પહોંચી ગયા. એની આજુબાજુ ઉંચાં ઉંચાં મકાનોની લાઇનો હતી. જયંતે એક સામે આંગળી કરી મ્હને બતાવતાં કહ્યું:

'જોયુંને નટવર! પેલું મકાન સફેદ છજાંવાળુ લાલ બિલ્ડીંગ ત્યાં જ એ નિશાન દેખાશે. એનો ઉકેલ તો આપણે જાણીએ છીએ, એટલે આપણું કામ સરલ થાશે. પેલી બારીમાં 'ભાડે આપવાનું છે.' એ પાટીયુ છે એટલે એ ખાલી ફ્લૅટમાં એ લોકો આવ જાવ કરી શકે એવી ગોઠવણ કરી હશે. કેમ રતનબાઈ! કેટલીવાર છે?'

'બધી તૈયારી કરી મૂકી છે. તમે બેઉ જણ બૂટ કાઢીને ધીમે પગે ઉપર આવશો તો તમને સંતાડી દઇશ.'

અમારે માટે છૂપાવાની સુંદર જગ્યાની એમણે ગોઠવણ કરી હતી. આયનો પણ એવી રીતે ગોઠવ્યો હતો કે અંધારામાં બેઠા બેઠા બિલકુલ દેખાવા સિવાય અમે સામેના બારણામાં શું થાય તે જોઈ શકીએ. અમે ત્યાં બરાબર ગોઠવાયા અને રતનબાઇ પાછાં ફર્યાં એટલામાં ઘંટડી વાગી. પેલા ભેદી ભાડૂતનો જમવાનો વખત થયો હતો.

તરતજ એનું ભોણું મૂકીને ઘાટણ પાછી ફરી અને બારણું બંધ કર્યું. અમે બરાબર લપાઇને ઉભા અને અમારી નજર આયના પર રાખી. થોડીવારે બારણાની કળ ઉઘડી અને હાથો ફેરવાયો. બારણું ઉઘડયું અને બે નાજુક હાથ બહાર આવ્યા. ધીમેથી ખુરસી પરથી ભાણું ઉંચકાયું. એકાએક ઉતાવળમાં પાછું મુકાયું. એક લાવણ્યવતી યુવતીના કરમાયેલા અને ગભરાયેલા વદનકમળની છાયા મ્હેં આયનામાં જોઇ ન જોઈ ત્યાં તો બારણું બંધ થયું અને કળ વસાઇ ગઇ. પાછી તિવ્ર શાંતિ છવાઇ. જયંતે મ્હને ઇસારત કરી. અને બેઉ જણ બ્હાર નીકળ્યા.

'આજે સાંજે પાછા આવીશું.' જયંતે બહાર નીકળતાં રતન-બાઇને કહ્યું.

'આ બાબતની ચર્ચા આપણે ઘેર જઇને કરીશું' જયંતે બહાર નીકળીને મ્હને કહ્યું.

'મ્હારી ધારણા ખરી નીકળી.' ઘેર આવ્યા પછી એણે કહ્યું 'અને તે તેં જોયું પણ ખરૂં. ભાડુતોની અદલાબદલી થઈ છે એ વાત ખરી છે. માત્ર પુરૂષને બદલે સ્ત્રી ગોઠવાઇ હશે એનો આપણને ખ્યાલ આવ્યો ન હતો.'

'એણે આપણને જોયા.'

'અથવા તો શંકા ઉપજે એવું કૈંક એને લાગ્યું એ વાત ચોક્કસ. શું બન્યું તેતો હવે સ્હમજાય છે ને ? નટવર ! એ દંપતી મુંબાઇ જેવા વિશાળ નગરમાં પોતાને માથે ઝઝૂમતા ભયને પહોંચી વળવા આશરો શોધે છે. એમને માથેનો ભય ઘણો જ ભયંકર અને જીવલેણ નિવડે એવો છે. પુરૂષને કૈંક જરૂરી કાર્ય કરવાનું હોવાથી એ સ્ત્રીની સલામતી માટે પાકી વ્યવસ્થા કરવા માગે છે. એ કૈં સહેલી વાત નથી છતાં એનો ઉકેલ એણે બુદ્ધિપૂર્વક કર્યો છે અને એમાં એને એટલી સફલતા મળી છે કે એની પત્નીને દરરોજ ખાવાનું આપનાર પણ નથી જાણતું કે પોતે કોને માટે જમવાનું પહોંચાડે છે ! પેલી છાપેલી કાપલીઓનો ભેદ પણ હવે સમજાય છે. એ એણે પોતાના અક્ષર પરથી પોતે સ્ત્રી છે તે ઓળખાઇ ન આવે એટલા માટે કર્યું હતું. પુરૂષ પોતે એને મળી શકે એમ નથી. એમ કરવા જતાં જત્રને કૈંક ખબર પડશે એવી એને શંકા આવે છે એટલે એ એની સાથેના વ્યવહાર માટે નવીજ વ્યવસ્થા કરે છે. એ છાપાનો ઉપયોગ કરે છે અને એને કહેવા જેવી હકીકત કહે છે. છેવટે કોઇ જરૂરી સંદેશા માટે ગોઠવણ કરે છે. આટલે સુધી તો બધું સમજાય એવું છે.'

'પણ એ બધાનું કારણ શું છે ?'

'બરાબર ! નટવર ! હું પણ એજ પૂછું છું કે એ બધાનું

કારણ શું ? રતનબાઇનું જરા જેટલું કામ હવે રત્ન જેવું કિંમતી થઇ પડતું લાગે છે ! આટલું તો આપણે ચોક્કસ કહી શકીએ કે એ સાધારણ રીતે પ્રેમનો કિસ્સો નથી. ભયની જરા જેટલી ગંધ આવતાં એનો ચહેરો કેવો થઈ ગયો તે તો તેં જોયુ ને ? અને આપણે ધનજીશા ઉપરના હલ્લાની વાત પણ સાંભળી. ખરી રીતે તો એ આ ભાડુત માટેજ ગોઠવાયો હતો. આ બેઉ બનાવ પરથી એમ ખાત્રી થાય છે કે જીવ સટોસટની લઢાઇ બે પક્ષ વચ્ચે ચાલે છે. ધનજીશા પરનો હુમલો એ પણ પુરવાર કરે છે કે શત્રુપક્ષ, પછી તે ગમે તે હોય તો પણ પુરૂષને બદલે સ્ત્રી ભાડુતની અદલા બદલીથી અજ્ઞાત છે. એ જો ખબર હોત તો ધનજીશા પર હુમલો થયો ન હોત. એ પણ ઘણું નવાઇ જેવું લાગે છે. નટવર !'

' પણ એમાં ઉંડા ઉતરવાની શી જરૂર છે ? એમાં તને શો ફાયદો મળશે ?'

' તું તો એવોને એવોજ રહ્યો ! નટવર ! આર્થિક ફાયદાની વાત બાજુએ રાખ. મ્હારી દૃષ્ટિ સદાએ કળાની પાછળ છે અને કળા એ કળાને ખાતર જ હોવી જોઇએ. નટવર ! તને એક જ વાત સ્હમજાવું. તું જ્યારે દાક્તરીનું ભણતો હતો ત્યારે તારે ઘણા દરદીઓ જોવા પડેલા તે વખતે તને ફીનો ખ્યાલ આવતો હતો ?'

' એ તો મ્હારાં અભ્યાસને માટે હતું જયંત ! '

' અને આ પણ અભ્યાસને માટે જ છે. નટવર ! માણસ એવું તરસ્યું પ્રાણી છે કે એની જ્ઞાનપિપાસા કદીયે છીપતી જ નથી. જીવનભર અભ્યાસ ચાલુ રાખીયે તોયે ખૂટે એમ નથી. હવે સ્હમજ્યોને નટવર ! કે આમાં આપણે પૈસાના નજીવા લાભ કરતાં કળા ને અભ્યાસને વધારે સ્થાન આપીએ છીએ. સાયંકાળે આપણે આપણી તપાસમાં એક પગલું આગળ વધ્યા હઇશું.'

રતનબાઈના રહેઠાણમાંથી બહાર નીકળ્યા ત્યારે સાંજ પડી ગઇ

હતી અને ચારે બાજુ દિવા થઇ ગયા હતા. કોટમાં પારસી બજાર અને બજાર ગેટના લતાઓમાં ગીચ વસ્તી છે એટલે દરેકે દરેક મકાન પ્રકાશથી દીપી નીકળતુ હતું. ' જામે'માં પ્રગટ થયા મુજબના ધોળા ઝરૂખાવાળા લાલ મકાનની ડાબા હાથની બીજી બારી પર નજર રાખતા અમે બેઠા હતા.

' કોઇ એ ખંડમાં ફરતું જણાય છે.' જયંતે તે તરફ ધ્યાન દઇને જોતાં કહ્યું. ' બરાબર છે. એનો પડછાયો દેખાય છે. જો એ પેલો દેખાયો. એના હાથમાં મીણબત્તી છે. હવે એ બહાર નજર કરે છે. એ જુએ છે કે સામો પક્ષ તૈયાર છે કે કેમ, હવે એ શરૂઆત કરે છે. નટવર, ધ્યાન રાખ. તું પણ ગણજે. કેટલા થયા. તેત્રીસ, તેત્રીસમો 'સ' પછી આડી લીટી અને બે. આડી લીટી સ્વર અને વ્યંજનનો ભેદ બતાવવા હશે. બીજો સ્વર તે 'આ'. પાછા ઓગણત્રીસ, ઓગણત્રીસમો 'વ' પછી 'ધ' ફરી પાછી આડી લીટી બે. 'આ' અને 'ન' શું થયું ? ' સઆવધઆન ' ' સાવધાન ' ઠીક. ચાલો ફરી પણ તેત્રીસ. આડી લીટી, બે 'સા' ઓગણત્રીસ 'વ' એજ ' સાવધાન ! સાવધાન ! સાવધાન ! ' પરણાવવા બેઠો છે કે શું ! નટવર ! '

' આ સંદેશો જબરો ! '

' રીત અઘરી નથી, પણ સંદેશો જરૂરનો છે નહિતર ત્રણ વખત સાવધાન કહેવાની જરૂર ન હતી. પણ એ શી બાબતમાં સાવધાન કરવા માગે છે તે જાણવું જોઇએ. જરા થોભ એ ફરી પાછો બારી આગળ આવતો જણાય છે.'

તરત જ એને અમે બારી આગળ ઉભેલો જોયો અને એનો સંદેશો ઝડપથી શરૂ થયો.

' બાવીસ. બાવીસમો 'ભ' સત્તાવીશ, સત્તાવીશમો 'ય' 'ભય' ઠીક ! ફરી પણ બાવીસ 'ભ' અરે પણ આ શું ! એકાએક—'

એકાએક બત્તી બુઝાઇ ગઇ અને એ ખંડમાં અંધકાર વ્યાપી

રહ્યો. ભયની આગાહી અણુધારી ખરી પડી કે શું? એમ અણુચિંતવ્યો એ સંદેશો કેમ અટક્યો? કોઇએ અટકાવ્યો હોય તો તેનું કારણ શું? શા માટે અટકાવ્યો? એ વિચારો એકી વખતે અમને બેઉને આવ્યા. જયંત એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો:

'વાત ગંભીર બનતી જાય છે. નટવર! જરૂર કૈંક વિચિત્ર બનાવ બન્યો હોવો જોઇએ નહિતર આવો જરૂરી સંદેશો વચ્ચે જ અટકી ન પડે. મ્હારે સી. આઇ. ડી. ને ખબર આપવી જોઇએ પણ અત્યારે આ કામ છોડીને જવા જેટલો વખત ક્યાં છે!'

'હું જાઉં તો—'

'ના ભાઈ! ના. આપણે હજી વધું ઉંડા ઉતરીયે અને પછી એ પગલું ભરીશું. વખતે કૈં નિર્દોષ બાબત પણ હોય. ચાલ તો, નટવર! આપણે જોઇએ તો ખરા કે એ નજરેજોઇને આપણે શું જાણી શકીએ છીએ.'

અમે છાનામાના આગળ વધવા મંડ્યા. તે વખતે મ્હારી નજર રતનબાઇના મકાનપર પડી. એને ઉપરને માળે એક બારીમાં આતુર ચહેરે જોતી પેલી સ્ત્રી મ્હારી દૃષ્ટિએ પડી. જરા આગળ જતાં અમારા ચહેરાપર રસ્તાના દિવાનો પ્રકાશ પડ્યો તે જોઇને અંધારામાંથી એક માણસ બહાર આવ્યો અને બૂમ મારી:

'જયંત!'

'કોણ? વિનોદરાય!' જયંતે ઓળખીને કહ્યું. 'આપની સ્વારી અત્યારે આ તરફ ક્યાંથી?'

'વખતે આપણે સમાન વ્યવસાયને અંગેજ મળ્યા હઇશું. બનવા જોગ છે કે એકજ કેસે આપણુને અહીં ઘસડ્યા હશે.'

'હું તો પેલો બત્તીનો સંદેશો'—

'શાનો? બત્તીનો?'

'હાસ્તો. પેલા સામેના મકાનની બારીમાંથી. એકાએક વચ્ચે જ એ અટકી ગયો એટલે અમે એનું કારણ જોવા અને જાણવા જઇએ છીએ. પણ મ્હને લાગે છે કે એ કેસ તમારા હાથમાં છે એટલે અમારી તપાસ લંબાવવાની હવે કૈં જરૂર જણાતી નથી.'

'જરા ખામોશ રાખો!' વિનોદરાયે કહ્યું. 'મ્હારે એક વાત સ્પષ્ટ કહી દેવી જોઇએ કે જ્યારે જ્યારે આપણે સાથે કામ કર્યું છે ત્યારે ત્યારે મ્હને સંપૂર્ણ સંતોષ મળ્યો છે અને મ્હને આપની પુરતી મદદ અને પુષ્કળ હુંફ મળ્યાં છે એટલે એમ તપાસ છોડવાની કૈંજ જરૂર નથી. એ મકાનમાં જવા આવવાનો એકજ રસ્તો છે એટલે એ આપણા હાથમાંથી છટકી શકે એમ નથી.'

'એ કોણ છે?'

'એમ ત્યારે! આપને ખબર નથી? એ પણ નવાઇની વાત લાગે છે.' એમ કહેતાં એમણે પોતાની લાકડી ખખડાવી એટલે એક ગાડીવાળો હાથમાં ચાબુક લઇને અમારી સામે હાજર થયો. એની ગાડી બાજુમાં ઉભી હતી. 'આપને જયંતરાયનું ઓળખાણ કરાવું?' એણે પેલા ગાડીવાળાને પૂછ્યું. 'મી. જયંત! આ આફ્રિકાવાળા ઈન્સ્પેકટર ભગવાનદાસ.'

'એમનું નામ અને કામ કેનીયા માઇનર્સ સોસાઈટીના કેસને લીધે મ્હને સંપૂર્ણ પરિચિત છે.' જયંત બોલ્યો. 'આપને મળવાથી આનંદ થયો.'

'અને આપને જોઇને હું અહોભાગ્ય થયો એમ કહું તોયે તે ઘણું ઓછું છે.' ભગવાનદાસે વિવેક કર્યો. 'હું પેલા રૂસ્તમ—'

'કોણ? રૂસ્તમ ચિત્તો? સોનેરી ટોળીનો સરદાર?'

'એજ. અહીં પણ એણે નામ કાઢ્યું છે કે શું? આફ્રિકામાં નહિ નહિ તોયે એણે પચાસ ખૂન કરાવ્યાં છે. અમે જાણીયે છીએ કે એ બધામાં અંદરખાને એનો હાથ છે પણ એને સપડાવા જેવા મજબુત

પુરાવા મળતા નથી. મ્હેં એનો મોંબાસાથી પીછો પકડયો છે અને એની પાછળ અહીં પણ બરાબર ધ્યાન આપું છું. મ્હને કૈં પણ યોગ્ય કારણ મળે તો એને બરાબર ઠેકાણે પાડી દઉં. એટલાની જ હું રાહ જોઉં છું. મ્હેં અને વિનોદરાયે એને આ મકાનમાં જતાં જોયો છે અને હજી પણ એ પાછો ફર્યો નથી. અત્યાર સુધીમાં ત્રણ જણ એમાંથી બહાર નીકળ્યા પણ એમાંનો એક પણ એ ન હતો એ બાબતની મ્હારી ખાત્રી છે.'

'પણ મી. જયંત બત્તીના સંદેશાની વાત કહે છે.' વિનોદરાય બોલ્યા. 'હું ધારૂં છું કે જે વાત આપણે નથી જાણતા તે એ જાણે છે.'

બહુજ થોડા શબ્દોમાં મુદ્દાસર જયંતે બધો બનાવ કહી સંભળાવ્યો. એ સાંભળીને ભગવાનદાસે પોતાના હાથ મસળ્યા.

'એ પામી ગયો લાગે છે' એમણે ઉમેર્યું.

'એમ શા ઉપરથી કહો છો ?'

'એ એવી રીતે વર્તે છે તે ઉપરથી. એ અહીં આવીને પોતાના સાગરીતને સંદેશો મોકલે છે તે ઉપરથી. અહીંયાં એના સેંકડો સાગરીતો છે, અને એકાએક જ્યારે એ પોતાના સાગરીતને ભયનો સંદેશો આપે છે ત્યારે એ વચ્ચે જ અટકી જાય છે, તે શું બતાવે છે ? વખતે એણે એ બારીમાંથી અમને જોઇ લીધા અથવા તો જે ભયની એ વાત કરે છે તે એના માથાની કેટલી બધી નજીક ઝઝૂમે છે તેનું એને ભાન થયું એટલે એણે પોતાનું કામ અધવચ રહેવા દીધું. આપનો શો અભિપ્રાય છે ? જયંતરાય !'

'એટલોજ કે આપણે જાતે જ ઉપર જઇને જોઇએ કે શો બનાવ બન્યો છે.' જયંતે જવાબ આપ્યો.

'પણ આપણી પાસે વોરંટ નથી–'

'એમાં શું ? એ આ મકાનમાં આવા ભાગમાં શંકા આવે એવી રીતે દાખલ થયો છે એ કૈં ઓછું નથી.' વિનોદરાયે કહ્યું 'એટલા

ઉપરથી પણ એને 'લૉક અપ'માં તો પુરી દેવાય. અમારે અહીં તો કૈં વાંધો ન આવે, અને ગિરફ્તાર કરવાની જોખમદારી હું માથે લઉં છું.'

અમારા અમલદાર મિત્રો પોતાની તપાસમાં અક્કલની ખામીને લીધે કંઈ ભૂલ કરે એ બનાવ જોગ છે, બાકી કોઇ પણ પગલું હિંમતની ખામીને લીધે ભરવાનું મુકી દે એ બનવું અસંભવિત છે. વિનોદરાય ઠંડે પેટે અમારી આગળ થયા. ભગવાનદાસ એમની પાછળ અને તે પછી અમે બે જણ ઉપર ચઢયા.

ત્રીજે માળે ડાબી બાજુના ફ્લૅટનું બારણું ખુલ્લું હતું. અંદર અંધકારનું સામ્રાજ્ય હતું. મ્હેં દિવાસળી સળગાવી અને ભગવાનદાસનું ફાનસ પેટાવ્યું. એનો પ્રકાશ પડતાં જ અમારી નજર લોહીનાં પગલાં પર પડી. એ અંદરના ખંડમાંથી બહાર આવતાં હતાં. એ ખંડનું બારણું બંધ હતું. વિનોદરાયે તે ઉઘાડયું અને અમે આતુરતાથી અંદર શું છે તે જોવા માંડયું.

એ ખંડની વચ્ચોવચ એક પહાડી જેવા શરીરના મજબુત માણસનું મુડદુ પડયું હતું. એની આજુબાજુ લોહીની રેલમછેલ થઇ રહી હતી. એના ગળામાં ચાકુનો ઉંડો ઘા હતો અને સફેદ હાથાનું મોટું ચાકુ આખું ભોંકી દીધેલું હતું. એના જેવો રાક્ષસી કદનો માણસ આવા ઘાથી એકાએક ભોંયે પડયો હોવો જોઇએ. એના જમણા હાથમાં એણે મોજાં પહેર્યાં હતાં અને એની નજીક એક ખંજર પડયું હતું.

'અરે ભલા ભગવાન! આ તો રૂસ્તમ ચિત્તો પોતે જ છે!' ભગવાનદાસે બુમ મારી. 'આપણી પહેલાં આવીને કોઇએ એને ઠેકાણે પાડી દીધો લાગે છે!'

'આ બારીમાં મીણબત્તી છે મી. જયંત!' વિનોદરાયે કહ્યું, 'કેમ, શું કરો છો?'

જયંત આગળ વધ્યો, મીણબત્તી સળગાવી અને બારી આગળ

જાઇને આમ તેમ ફેરવવા લાગ્યો. થોડી વારે એ અંદર આવ્યો અને મીણુબત્તી બુઝાવી નાખી ને એક બાજુ ફેંકી દીધી.

'હું ધારૂં છું કે મ્હારૂં એ કાર્ય મદદકર્તા નિવડશે.' જયંતે જવાબ આપ્યો. પેલા બે જણુ મરનારનું શરીર તપાસતા હતા તે દરમિયાન એ શાંતિથી વિચાર કરતો હતો.

'તમે કહ્યું કે ત્રણુ જણુ બહાર આવ્યા હતા.'

'હાજી.' ભગવાનદાસે જવાબ આપ્યો. 'હું તપાસ રાખતો હતો તે દરમિયાન.'

'તમે એ ત્રણેયને બારીકાઇથી જોયેલા?'

'જરૂર.'

'એમાં એકકે ત્રીસેક વર્ષનો કાળી દાઢીવાળો પાકકે રંગે અને ઇંગ્રેજી પોષાકમાં સજ્જ થયેલો હતો?'

'હાજી, એ સૌથી પાછળ ગયો હતો.'

'ત્યારે એજ માણુસે આ ખૂન કર્યું છે, એમ મ્હારૂં માનવું છે. હું એનું વર્ણુન આપી શકું એમ છું અને એના પગનાં ચોખ્ખાં નિશાન આપણી નજર આગળ છે, એટલું એને શોધી કાઢવાને પૂરતું છે.'

'મુંબાઇની લાખો માણુસની મેદનીમાં એટલાં નજીવાં સાધનોથી એને શોધી કાઢવો મુશ્કેલ છે.'

'નારે ના! પણુ હરકત નહિ, આપની મદદે મ્હેં આ બાઇને બોલાવ્યાં છે એટલે કામ સરળ થશે.'

એ સાંભળતાં વેંત જ અમારી બધાંની નજર બારણુા તરફ ગઈ. એક સૌંદર્યવતી પારસી બાઇ ત્યાં આગળ ઉભી હતી. રતન બાઈની ભેદી ભાડૂત શી રીતે અહીં આવી એ નવાઇ જેવું હતું. એના ચહેરાપર ભયની ઘેરી છાયા હતી. એ આગળ વધી અને મુડદા તરફ જોઇને ગભરાઈ ગઇ.

' તમે એવણને મારીયા ! ' એ જરા પાસે ગઇ અને બોલી ' તમે એને મારીયો ? ' એનો ચહેરો પળ વારમાં બદલાઈ ગયો, ભય અને ગભરાટ જતાં રહ્યાં અને એ આનંદમાં આવી ગઈ, એ એકાએક નાચવા કૂદવા લાગી.

આવે વખતે અને આવે પ્રસંગે એને આ રીતે નાચતી કૂદતી જોઇને અમને બધાને નવાઈ લાગી. એકાએક એ થોભી અમારા તરફ જોઇને પૂછ્યું.

' પણ તમે કોણ ? તમે તો પોલિસના માણસો લાગો છો, ખરી વાત ને ? તમે રૂસ્તમજીને માર્યો ? '

' અમે પોલિસ અમલદાર છીએ એ વાત ખરી છે. '

' એણે ખંડમાં ચારે તરફ નજર નાખી.

' ત્યારે કેકોબાદ કાં ગીયો ? ' એણે પૂછ્યું, ' કેકોબાદ કરકરીયા, મ્હારા ધણી, મ્હારૂં નામ દીનબાઇ. અમે બેઉ મોંબાસાથી આવીએ છીએ. કેકોબાદ કાં છે ? કહોની ! કેકોબાદ કાં છે ? એવણ હમણાં તો આ બારી આગળ હતા, એમણે મ્હને બોલાવી અને હું દોડતી આવી. '

' મ્હેં તમને બોલાવ્યાં. ' જયંતે કહ્યું.

' તમે ? તમે શી રીતે બોલાવી શકો ? '

' તમારી બત્તીના સંદેશાની રીત કૈં અઘરી નહોતી. તમારી હાજરીની અહીંયાં જરૂર હતી એટલે મ્હેં તમને બોલાવ્યાં. '

એણે ગંભીરાઇથી જયંત સામે જોયું. જયંતની ચાલીકીથી એને નવાઈ લાગી હતી.

' પણ તમે આ બધું શી રીતે જાણી શકયા ? કેકીએ તમને કહ્યું ? ' એ જરા થોભી, કૈં વિચાર કર્યો અને બોલીઃ ' કેકીનું જ આ કામ હશે ! એના સિવાય બીજું કોઇ આવી હિંમત બતાવી શકે જ નહિ ને ! અરે ! કેકી ! કેકી ! તું જબરો ઉસ્તાદ છે ! '

'જુઓ દીનબાઈ!' વિનોદરાયે દીનબાઇને ઠંડી પાડતાં કહ્યું, 'તમે કોણ છો એ મ્હને ખબર નથી પણ તમે જે બોલી ગયાં તે તમને ચોકીપર લઇ જવા માટે પુરતું છે.'

'જરા થોભો વિનોદરાય!' જયંત બોલ્યો, 'આપણી માફક એ પણ ખરી ખબર આપવા આતુર હશે એવી મ્હારી માન્યતા છે. જુઓને દીનબાઇ! આ માણસનું ખૂન કરવા માટે તમારા ધણીને પકડવામાં આવશે એ તો તમને ખબર છે ને? તમે જ કહો છો તે એની વિરૂદ્ધના પુરાવા તરિકે પણ વપરાય. છતાં જો તમે માનતાં હો કે આ ખૂન કરવામાં એમનો હેતુ ન્યાયને મદદ કરવાનો હતો, અને ખરી વિગતો બહાર આવે તો એમના હકમાં ફાયદો થાય એમ છે તો તમે બધી વાત બરાબ રકહો.'

'રૂસ્તમ મરી ગયો છે એટલે હવે કૈં ભય જેવું નથી.' દીનબાઇએ કહ્યું, 'એ જબરો પાજી અને સેતાન હતો અને દુની-યાનો કોઇ પણ ન્યાયાધીશ એના ખૂન માટે મ્હારા ધણીને ગુન્હેગાર ઠરાવે એ અસંભવિત છે.'

'તો પછી મ્હારૂં એમ કહેવું છે કે આપણે આ જગ્યાએ તાળું મારીને દીનબાઇને લઇને ચોકી ઉપર જઇએ અને એમની હકીકત સાંભળ્યા પછી શું કરવું તેનો વિચાર કરીશું.'

અર્ધા કલાક પછી અમે ચારે જણ દીનબાઇની ધ્યાન ખેંચ-નારી હકીકત સાંભળવા બેઠા. એમણે પોતાની વાત શરૂ કરી.

'મ્હારો જન્મ ધરમપુરમાં થયો હતો. મ્હારા પિતાજી જમશેદજી વકીલનું નામ ધરમપુરમાં જાણીતું છે. એવણ ત્યાંના જાણીતા વકીલ છે. એક વખતે એ મુલકી ખાતામાં પણ સારા ઓહ્દાપર હતા. કેકી મ્હારા બાપને ત્યાં ચાકરીએ હતો. અમે બે એક બીજાના પ્યારમાં પડયાં. એની પાસે પૈસો ન હતો, પણ ઉમદા જીગર, સોહામણું સ્વરૂપ અને કમાઇ ખાવાની શક્તિએ હતાં. બાવાજીને એની

સાથેના મ્હારી પ્રેમની વાત પસંદ ન પડી. અમે બેઉ છુપી રીતે નાસી છૂટયાં. ત્યાંથી પૂના જઇને પરણી ગયાં. મ્હારાં ઘરેણાં વેચી મદ્રાસ જઇને કોલંબો પહોંચ્યાં. ત્યાંથી અમે આફ્રિકા ગયાં. આ વાત ચાર વર્ષ પર બની અને તે પછી અમે આફ્રિકામાં જ ઠરી ઠામ થયાં.

'સૌથી પહેલાં તો નસીબે અમને યારી આપી. કૈકી એક પારસીને અણધારી રીતે મદદ કરી શકયો. એવણને એ હરામખોરોના પંજામાંથી બચાવી શકયો, એટલે એવણ એના ઓશીંગણ થયા. અમને એવણ ઘણાજ મદદ કર્તા થઇ પડયા. એ પારસીનું નામ જીજીભાઈ ખંભાતા. એવણ ખંભાતા એન્ડ ખરાદીની ધીકતી પેઢીના મુખ્ય ભાગીયા હતા. ખરાદીની તબીયત લકવાથી લથડી ગઇ હતી એટલે એવણ જ બધો ધંધો ધાપો કરતા હતા. એમની પેઢી અને જુદી જુદી શાખાઓમાં મળીને ત્રણસો માણસો કામ કરતાં હતાં. એમણે કૈકીને પોતાને ત્યાં રાખ્યો અને માયા મમતાથી સારો જેવો પગાર આપ્યો, ધીરે ધીરે એને આગળ વધાર્યો, ખંભાતા શેઠ મોટી ઉમરના હતા અને એવણનાં ધણીઆણી સંતાન વગરજ ગુજરી ગયાં હતાં એટલે એવણ કૈકીને પોતાના દિકરા જેવો ગણતા હતા, અમે બેઉ પણ એમને અમારા બાપ જેવા ગણતાં અને માન આપતાં હતાં. આ રીતે અમે આનંદમાં અમારા દિવસો નિર્ગમન કરતાં હતાં તેવામાં એક કાળી વાદળી ક્ષિતિજમાં દેખાઇ અને જોત જોતામાં એણે અમારૂ આનંદાકાશ છાઇ દીધું.

'એક સાંજે કૈકી કામપરથી ઘેર આવ્યો ત્યારે પોતાની સાથે એક જરથોસ્તીને લઇ આવ્યો. એ એનો જૂનો ઓળખીતો હતો. એનું નામ રૂસ્તમ. વલસાડનોએ રહીશ હતો અને એને અને કૈકીને ઠીક ઓળખાણ હતું. એ ઘણો જબરો અને પહાડી માણસ હતો એનું મૃતશરીર તમે જોયું છે એટલે એ બાબતની તમારી ખાત્રી થઇ હશે. એના શરીરના પ્રમાણમાં એનો અવાજ પણ પહાડી હતો. એ જ્યારે વાત કરતો ત્યારે એની ચારે બાજુનું વાતાવરણ ખળભળી

ઉદ્દતું. એનું બધુંયે બોલવું ચાલવું અને વર્તવું પણ એવુંજ હતું. એની વાણીનો પ્રવાહ ઉકળતા જળધોધ જેવો હતો. એના આગળ સામો માણુસ કૈં પણ બોલવા કરતાં નરમઘેંશ થઇને સાંભળવાનું પસંદ કરે. એની આંખો ખૂની અને ક્રુર હતી. એકંદરે એ ભયંકર અને અદ્દભુત માણુસ હતો. સારૂ થયું કે એ મરી ગયો છે !

'એ અમારે ત્યાં વારંવાર આવવા લાગ્યો. મ્હને એમ લાગતું હતું કે એની હાજરીમાં કેકીનો ચહેરો પ્રફુલ્લિત રહેતો ન હતો. એને એના તરફ અંતરનો અણુગમો હતો. એ મુંગો મુંગો બેસીને રૂસ્તમ રાજકીય અને સામાજીક બાબતો પર જે કૈં લાંબી વાતો કરતો તે સાંભળ્યા કરતો. કેકીએ મ્હને કૈં વાત ન કરી પણ હું એના અંતરની મુંઝવણુ કળી ગઇ. ચાલાક સ્ત્રી પોતાના ધણીનું દુઃખ સ્હેજે પામી જાય છે. પહેલાં તો મ્હને લાગ્યું કે કેકીને એના તરફ અણુગમો છે. ધીરે ધીરે એ વિચાર ફેરવાયો અને મ્હને સમજાયું કે અણુગમા કરતાંયે કૈંક વધારે છે. છેવટે મ્હારી ખાત્રી થઇ કે એ અણુગમો નહિ પણુ ભય હતો. અને એ ભય પણુ કૈંક ઉંડો, અગમ્ય અને હૃદયને થથરાવી નાખનારો હતો. એ રાત્રે–જ્યારે મ્હારી એના ભય સંબધી ખાત્રી થઇ તેજ રાત્રે મ્હેં કેકીને મ્હારા બાહુપાશમાં લપેટીને ખરી વાત કહેવા આર્જવતાથી વિનવ્યો, એને મ્હેં મ્હારાથી બનતું બધુંયે દબાણુ કરી એ પોતે આ ભયંકર માણુસથી શા કારણે બ્હીતો હતો તે કહેવા સમજાવ્યો.

'એણે મ્હને બધી વાત કરી, અને એ સાંભળીને મ્હારૂં હૃદય બરફ જેવું ઠંડું થઇ ગયું. જુવાનીના તોરમાં જ્યારે દુનિયાએ પોતાની કદર કરી ન હતી તે સમયે કેકી એક છૂપામંડળમાં જોડાયો હતો. એ મંડળ ને સોનેરી ટોળી કહીએ તો ખોટું નથી. એ ટોળીની બધી વાત છૂપી હતી અને કામકાજ ભયંકર હતું. એકવાર એમાં જોડાયા પછી છૂટા પડવુ અથવા એની સાથેનો સંબંધ બંધ કરવો એ અસંભવિત હતું. જ્યારે અમે આફ્રિકા નાસી આવ્યાં ત્યારે કેકીને લાગેલું કે એનો

એ ટાળી સાથેના સંબંધ સદાને માટે પુરા થયા, પણ જ્યારે એણે, જે માણુસે એને સોનેરી ટાળીમાં દાખલ કર્યો હતા તેનેજ પાતાની સામે ઉભેલા જોયા ત્યારે એનાં ગાત્રા ગળી ગયાં. એ માણુસ એવા ભયંકર હતા કે ન પૂછો વાત ! એણે કૈં સેંકડો ખૂન ગુજરાત અને મુંબાઇ ખાતે કરેલાં; તેમાંથી છટકવા એ આફ્રિકા ન્હાસી આવેલા અને અહીં આવીને પણ એણે સોનેરી ટાળીની આફ્રિકા ખાતેની શાખા ઉઘાડી હતી, એ બધુંયે કેકીએ મ્હને કહ્યું, અને એને પાતાને સોનેરી ટાળીની ત્રણેક દિવસ પછી ભરાવાની સભામાં હાજર થવાનું આજ્ઞાપત્ર મળેલું તે મ્હને બતાવ્યું. એ આજ્ઞાપત્રનું ઉલ્લંઘન કરવુ તે મૃત્યુને આમંત્રણ આપવા બરાબર હતું.

'અલબત્ત, એ ઘણુંજ ખોટું થતું હતું પણ એથી વધુ ખાના-ખરાબી તા તે પછી થવાની હતી એનું અમને ભાન પણ ન હતું, મ્હને એમ લાગતું હતું કે જ્યારે જ્યારે રૂસ્તમ અમારે ત્યાં આવતા-ઘણીયે વાર સાંજને વખતે એ આવતા—ત્યારે એ કેકી કરતાં મ્હારી સાથે વધારે વાત કરતા અને કાઇપણ બ્હાને વાત કરવાના પ્રસંગ શોધતા. એક વખત એના ભેદ પણ બહાર આવ્યા. મ્હેં એનામાં મ્હારા તરફનો પ્યાર પેદા કર્યો હતા—એની પાશવવૃત્તિઓ મ્હને જોઇને ઉશ્કેરાઇ હતી. એક દિવસ સાંજે કેકી કામ પરથી પાછા ફરે તે પહેલાં એ મ્હારા ઘરમાં આવ્યા અને મ્હને એના બે હાથમાં ન્હાના બાલકની પેઠે ઉંચકીને દબાવી, અને એની સાથે ચાલ્યાં જવાની માગણી કરી. હું બુમાબુમ અને લાતાલાત કરતી હતી એવામાં કેકી આવ્યો અને એણે રૂસ્તમ પર ઘા કર્યો. મ્હને છોડી દઇને એણે કેકી ને માર્યો અને એને મૂર્છાગત કરીને પોતે નાસી ગયા. ફરીથી એણે અમારા ઘરમાં પગ ન મૂકયા પણ એ અમારા ભયંકરમાં ભયંકર શત્રુ થઈ ગયા.

'થોડા દિવસ પછી સોનેરી ટાળીની સભા મળી. એકદમ નખાઇ ગયેલે ચહેરે કેકી એ સભામાંથી પાછો ફર્યો તે ઉપરથી મ્હને

લાગ્યું કે કૈંક દુઃખદાયક પ્રસંગ ઉભો થયો હોવો જોઇએ. અમે ધારીયે તેના કરતાં યે મામલો ઘણો ખરાબ હતો. સોનેરી ટોળી મોટે ભાગે પૈસાદાર માણસોને એક યા બીજી રીતે ધમકી આપીને પોતાનો ધન સંચય વધારતી હતી. જે લોકો એ રીતે પૈસા આપતા નહિ અથવા સ્હામે થતા એની તેઓ બુરી દશા કરતા, એને ત્રાહ ત્રાહ પોકારાવતા અથવા વખત આવ્યે એનું ખૂન પણ કરતા. વાત એમ બની કે એ ટોળીએ પોતાના રિવાજ મુજબ અમારા મુરબ્બી જીજીભાઇ શેઠ પાસે પૈસાની માગણી કરી હતી અને તેનો એમણે નકાર કર્યો હતો. તે પછી એમને ધમકીના કાગળો મોકલાયા તે તેમણે પોલિસને સોંપી દીધા. એ ઉપરથી એવો ઠરાવ કરવામાં આવ્યો કે એમને એવી સજા કરવી કે જેથી પુરતો દાખલો બેસે અને બીજું કોઇ માથું ઉંચકતાં અટકે. એમ પણ ઠરાવ થયો હતો કે એમને અને એમના મકાનને 'ડાઇનેમાઇટ'થી ઉડાવી દેવાં. એ ભયંકર સજા ગમે તેવા સંગદિલને પણ થથરાવી નાખે એવી હતી અને એને લીધે ટોળીની છાપ ધાર્યા મુજબ પડે એવું હતું. એ કામ કોણે કરવું એ સંબંધે ચીટ્ટીઓ નખાઇ. કૈકીએ ચીટ્ઠી ઉપાડી તે વખતે એણે રૂસ્તમને હસતો જોયો. કોણ જાણે શી રીતે એણે આગળથી ગોઠવણ કરી હતી કે જેથી જોઇતી ચીઠ્ઠી કૈકીને હાથજ આવી. કૈકીની સ્થિતિ કફોડી થઇ હતી. કાંતો એણે પોતાના વ્હાલામાં વ્હાલા મિત્ર અને શુભેચ્છકનું ખૂન કરવું અથવા તો એની પોતાની જાતને અને મ્હને પોતાને એના સાથીઓનો શિકાર બનવા દેવાં. સોનેરી ટોળીનો સિદ્ધાંત હતો કે જે લોકો એમને દગો દે તેમને પોતાને અને તેમનાં સગાં વ્હાલાંને પણ મારવાં. આ કારણને લીધે પોતાના હાથમાં ચીઠ્ઠી આવવાથી કૈકીનું મગજ ભ્રમિત થઈ ગયું.

'આખી રાત અમે બેઉ જણે સાથે બેસીને વિચાર કર્યા કર્યા. અમારી એ દુઃખદ સ્થિતિનું વર્ણન મ્હારાથી થઇ શકે એમ નથી. કૈકીને પોતાનું કામ કરવાને પણ ઘણી ટુંકી મુદ્દત આપવામાં આવી

હતી. છેવટે અમે શાં પગલાં ભરવાં તે નક્કી કર્યું. જીજીભાઇ શેઠને અમે બધી હકીકત કહી અને એમની સહિસલામતી માટે શું શું કરવું તે સમજાવ્યું. પોલિસને પણ અમે પુરતી વિગતો આપી અને મુંબાઇ આવવા નીકળ્યાં.

'બાકીની હકીકત તો આપને ખબર હશેજ. અમારી ખાત્રી હતી કે દુશ્મનો પડછાયા પેઠે અમારી પૂંઠ પકડવાના. અમારી ખાના ખરાબી કરવામાં રૂસ્તમને કઇ જાતનાં અંગત કારણો હતાં તે હું કહી ગઇ છું એટલે એ અમારો પીછો પકડવા આકાશ પાતાળ એક કરવામાં બાકી ન રાખે. એની ભયંકર શક્તિ અને કાર્યવાહીથી મુંબાઇ અને આફ્રિકા અજ્ઞાત નથી. સ્ટીમરોની આવજાવના ફેરફારને લીધે અમને મળેલા વખતનો કેકીએ સદુપયોગ કર્યો અને મ્હારે માટે એવો બંદોબસ્ત કર્યો કે મ્હારા રહેઠાણની કોઇને ભાગ્યેજ ખબર પડે! કેકી છૂટો રહેવા ઇચ્છતો હતો અને બની શકે તો અહીં અને આફ્રિકાની પોલિસને ખબર આપવાનો હતો. એણે શું કર્યું ને શું નહિ તેની મ્હને ખબર નથી. મ્હને એના સંબંધી માહિતી જામેની જાહેર ખબર પરથી મળતી હતી. એક વખત મ્હેં મ્હારી બારીમાંથી જોયું તો બે જણને મ્હારૂં રહેઠાણ ટીકી ટીકીને જોતા દીઠા તે પરથી મ્હને લાગ્યું કે એ લોકોએ કોઇપણ રીતે મ્હારૂં રહેઠાણ શોધી કાઢયું હતું. છેવટે કેકીએ જામે મારફત મ્હને કહ્યું કે એ પેલી બારીમાંથી મ્હને સંદેશો મોકલશે પણ એનો બત્તીનો સંદેશો ભયની ચેતવણી આપી અધવચ અટકી પડયો, હવે મ્હને લાગે છે કે એને ખબર હોવી જોઇએ કે રૂસ્તમ એની આસપાસ ભમ્યા કરે છે એટલે એ પુરતો સાવધ રહ્યો હોવો જોઇએ, અને એ આવ્યો તેવોજ એને ઠાર કર્યો હશે.

' આ સંજોગોમાં અમને તમારાથી બ્હીવા જેવું શું છે તે જણાવશો ? એવો કોઇ ન્યાયાધીશ પૃથ્વીના પડમાં યે નથી કે જે આ કામ માટે આમને શિક્ષા કરે !'

‘ એમની વાત ખરી છે વિનોદરાય !’ ભગવાનદાસે કહ્યું. ‘ અમારે ત્યાં તો લોકો એને ફુલથી વધાવી લે.’

‘ પણ અહીં એમ નથી.’ વિનોદરાયે જણાવ્યું ‘ એમણે ચીફ સાહેબ પાસે આવવું પડશે અને એ કહે છે તે વાત બરાબર હશે તો એમને કે એમના ધણીને બ્હીવા જેવું કૈં નથી. પણ હજીયે મ્હને સ્હમજ નથી પડતી કે આ કામમાં આપને શી રીતે માથું મારવાનો પ્રસંગ આવ્યો ? જયંતરાય !’

‘ અભ્યાસ, વિનોદરાય ! અભ્યાસ. હજીયે હું તો આ વિશ્વ વિદ્યાલયમાં અભ્યાસ જ કરૂં છું. સ્હમજ્યાને વિનોદરાય ! ચાલ નટવર ! આઠ વાગ્યા, આપણો જમવાનો વખત થઈ ગયો એટલે સુલોચના રાહ જોતાં હશે.’

*

# મૃત્યુને આલિંગન

*

'નટવર લોનાવલા જવું છે?' જયંતે એકાએક મ્હને પૂછ્યું.

'કેમ? કૈં કામ છે?' મ્હેં સામો સવાલ કર્યો.

'એવું છે તો ખરૂં.' એણે જવાબ આપ્યો અને પોતાની નોટબુકમાંથી એક કાગળ કાઢીને મ્હને આપ્યો. એ ઇંગ્રેજીમાં લખેલો હતો.

શરૂઆતમાં ગોળગોળ વાતો લખીને છેવટે લખનારે લેડી ફ્રાન્સીસ ડીસોઝા પર કૈં આફત આવી પડી હોય એવું અનુમાન કર્યું હતું.

'લેડી ફ્રાન્સીસ કોણ છે?'

'સર ફ્રેડ્રીક ડીસોઝાનું નામ તેં સાંભળ્યું હશે.' જયંતે કહ્યું. 'એમની એ દીકરી અને એકલી વારસ છે. સરસાહેબના મરણ પછી એમને ભાગે પુષ્કળ ઝવેરાત આવેલું છે. એ પોતે પણ સૌંદર્યવંતાં છે અને જરજરિઆન તથા દરદાગિનાની શોખીન છે. એમનો દાગિનાનો શોખ એટલો બધો છે કે એ પોતાની ઘણી ખરી જંગમ મિલ્કત પોતાની પાસે જ રાખે છે. અત્યારે એમની પાંત્રીસક વર્ષની ઉંમર છે પણ હજી પરણ્યાં નથી.'

'એમને શું થયું છે?'

'શું થયું છે! એ જીવે છે કે મરણ પામ્યાં છે તેજ ખબર નથી પડતી. આપણે એ શોધી કાઢવાનું છે. છેલ્લાં ચાર વર્ષ થયાં દરેક અઠવાડીએ એ પોતે એમની જૂની ગવર્નેસ મીસ ડીમોન્ટીને નિયમીત રીતે કાગળ લખતાં હતાં. મીસ ડીમોન્ટી નિવૃત થઇને વાંદરામાં રહે છે અને એ પોતેજ મ્હારી સલાહ પૂછવા આવી હતી. છેલ્લાં પાંચ અઠવાડીયાં થયાં એને બીલકુળ કાગળ મળ્યો નથી. છેલ્લો કાગળ એને નેશનલ હૉટેલ, લોનાવલામાંથી મળ્યો હતો. લેડી ફ્રાન્સીસ ત્યાંથી કેંક ગયાં છે અને એમના ઠેકાણાની કોઇને ખબર નથી. આ સંજોગોમાં સ્વભાવિક છે કે એને ફીકર ચિંતા થાય જ.'

'મીસ ડીમોન્ટી સિવાય બીજા કોઇ સાથે લેડી સાહેબને પત્ર વ્યવહાર ન હતો?'

'એ સિવાય બીજું એક સ્થાન છે. નટવર! અને તે એમની પોતાની બેંક. એકલવાયી સ્ત્રીઓને પણ પૈસા વિના નથી ચાલતું અને એમનો બેંક સાથેનો વ્યવહાર એમના જીવનના ઇતિહાસ રૂપ હોય છે. એમનું ખાતું લૉઇડ બેંકમાં છે. મ્હેં ત્યાં તપાસ કરી અને એમનો હિસાબ જોયો, છેલ્લાની આગળનો ચૅક એમણે લોનાવલા ખાતે લખેલો છે અને ત્યાંના ખર્ચ કરતાં પણ એ રકમ કેંક વધારે છે એ હિસાબે એમની પાસે ખર્ચ કરવા જોગ સાધારણ રકમ રહે. એ પછી માત્ર એકજ ચૅક લખેલો છે.'

'ક્યાંથી અને કોને લખી આપ્યો છે?'

'મીસ મૅરી ફ્નૉન્ડીઝને ચેક ક્યાંથી લખાયો એ બાબત કેં ખબર મળતી નથી. એ પૂના ખાતે વટાવાયો હતો. એટલી માહિતી મળે છે. એને પણ વીસેક દિવસ થયા. એની રકમ પાંચસો રૂપીયા હતી.'

'એ મીસ ફ્નૉન્ડીઝ કોણ છે?'

'એની પણ મ્હને ખબર મળી છે. એ લેડીસાહેબની પરિચારિકા હતી. એ રકમ એને શા માટે આપી હશે તેની આપણને ખબર નથી. મ્હારી ખાત્રી છે કે એ બધું તું જલદીથી શોધી કાઢી શકીશ ?'

'હું શોધી કાઢીશ ?'

'હાસ્તો. બીજું કોણ જાય! તું જાણે છે કે મ્હારાથી હમણાં સર ધનપ્રસાદનો કેસ છોડીને બહાર જઈ શકાય એમ નથી એ ઉપરાંત બીજી પણ એવીજ કેટલીક નાજુક બાબતો હાથ પર છે કે જે મ્હને અહીં રોકી રાખે છે. એટલે એ કામ તારે જ કરવાનું છે. નટવર ! તારાથી બનતા પ્રયત્ને એ ખબર મેળવીને મ્હને તારથી જણાવજે.'

બીજે દિવસે હું લોનાવલા પહોંચ્યો અને ત્યાં નેશનલ હૉટેલમાં ઉતર્યો. એના પારસી મેનેજર મી. મે'રવાનજી ઘણા ભલા માણસ હતા. એના કહેવા મુજબ લેડી ફ્રાન્સીસ મહિનો દોઢમહિનો રહ્યાં હતાં. તેઓ અહીં જેના જેના સંસર્ગમાં આવ્યાં તેનો ચાહ સંપાદન કરી શક્યાં હતાં. એ ઘણાં મળતાવડાં, સ્નેહાળ અને સૌંદર્યસંપન્ન હતાં. મેરવાનજીને એમના જરજરિઆનની ખબર ન હતી પણ એમની પાસે એક ઘણી ભારે પેટી હતી અને એના પર ખાસ નજર રખાતી હતી એટલે એમાં ઘણી કિંમતી ચીજો હશે એમ નોકરોમાં વાતચીત થતી હતી. મીસ ફ્રેર્નાન્ડીઝ પણ એમની માફક સૌની પ્રીતિ સંપાદન કરી શકી હતી. સદ્દભાગ્યે એ એજ હૉટેલના મુખ્ય વેટર સાથે પ્રેમમાં પડી હતી. અને તેઓ બન્નેના વિવાહ થયા હતા એટલે એનું સરનામું મેળવવામાં અડચણ ન પડી. એ પૂનામાં સીવીલલાઇન્સમાં રહેતી હતી. આ બધી વિગતો મ્હેં નોંધી લીધી અને મ્હને લાગ્યું કે જયંત પોતે આવ્યો હોત તોયે આથી વિશેષ કંઈ જ કરી શકત નહિ.

પણ હજીયે એક વાતનો ઉકેલ થતો જ ન હતો. એકાએક લેડીસાહેબે આ સ્થાન શા માટે છોડયું તેનું કારણ સ્હમજાતું ન હતું.

એ અત્રે ઘણાં સુખી હતાં, અહીંનું વાતાવરણ એમને અનુકૂળ હતું, અને કોઇ વાતે ઊણપ ન હતી છતાં એ કેમ ચાલ્યાં ગયાં? એમનો વિચાર આખી સીઝન અહીં રહેવાનો હતો એમ મેરવાનજીનું કહેવું હતું છતાંયે એ માત્ર એકજ દિવસ આગળથી ખબર આપીને જગ્યા છોડી ગયાં હતાં. એક દિવસને બદલે એમને આખા અઠવાડિયાનું બીલ ભરવું પડયું હતું તેની પણ એમણે પરવા કરી ન હતી. માત્ર મી. રીબેરો જેની સાથે મીસ ફેર્નાનીઝ પરણવાની હતી તેણે કંઇક ધ્યાન આપવા જેવી સૂચના કરી. એનું કહેવું એ થયું કે લેડીસાહેબના જવા પહેલાં બે ત્રણ દિવસ આગમચ એક દાઢીવાળો વિચિત્ર દેખાવનો માણસ મળવા આવ્યો હતો અને એને લીધે તેઓ અહીંથી ચાલ્યાં ગયાં હોય એમ એનું માનવું હતું. પેલા માણસે ગામમાં અથવા બાંભુરડામાં જગ્યા ભાડે રાખી હશે એમ એનું કહેવું હતું. લેડીસાહેબની સાથે એને વાત કરતો એણે જોગો હતો. પછી એ હૉટેલમાં મળવા આવ્યો. લેડીસાહેબે એને ના કહેવરાવી અને મળ્યાં નહિ. એના નામઠામનો પત્તો નથી. એ બનાવ બન્યા પછી લેડી સાહેબ આ જગ્યા છોડી ગયાં. મી. રીબેરોનું, તેમજ એની પ્રિયતમાનું પણ એવું માનવું હતું કે લેડીસાહેબનું જવું અને આ મેળાપ એ બે વચ્ચે કાર્ય કારણનો સંબંધ હતો. માત્ર એક વાતની એ ચર્ચા કરવા માગતો ન હતો અને તે એ હતી કે મીસ ફેર્નાન્ડીઝે પોતાની નોકરી શા માટે છોડી દીધી? એ વિષે એણે કૈં જ ખુલાસો કરવાની ના પાડી, એટલે મ્હારે એ બાબત કૈં પણ ખબર મેળવવી હોય તો પૂના જવું, મીસ ફેર્નાન્ડીઝને મળવું અને પ્રયત્ન કરી જોવો રહ્યો.

આ રીતે મ્હારી તપાસનું પ્રથમ પ્રકરણ પુરૂં થયું. બીજું પ્રકરણ લેડીસાહેબ અદૃશ્ય થયાં ત્યાંથી ઉઘડતું હતું. એ સંબંધી કૈંક ભેદી વાતાવરણ હતું. કોઇનું કહેવું એવું હતું કે પોતાની પાછળ કોઇક પડયું છે એને ભૂલથાપ આપવાને માટે એમણે એ પગલું ચુપચાપ ભર્યું હતું. એમ ન હોત તો એમના પોતાના લગેજ ઉપર હેવલાલીનું

લેબલ શા માટે ન મારે ? એ ખબર તો મ્હને સ્ટેશનપરથી અચાનક જ મળી એટલે પૂનાં જવાનું માંડીવાળી દેવલાલી જવા ઉપડયો. ત્યાં જતાં જતાં જયંતને મ્હેં બધી વિગત તારથી જણાવી અને એનો એણે મશ્કરી ભર્યો જવાબ મોકલાવ્યો.

દેવલાલી મ્હને ઝાઝી મુશીબત ન નડી. લેડીસાહેબ ઓરીઍન્ટલ હૉટેલમાં રહ્યાં હતાં, ત્યાં લગભગ પંદરેક દિવસ રહેલાં. એ સ્થળે એમને ડૅા. પરેરા અને એની પત્ની સાથે ઘણો સારો સંબંધ બંધાયો હતો. એ બે ધણીધણીઆણી આફ્રિકા ખાતેથી આવ્યાં હતાં અને ખ્રીસ્તી ધર્મના પ્રચારમાં ત્યાં તેમણે ઘણું સારૂ કામ કર્યું હતું એમ તેઓ કહેતાં હતાં. ધર્મભાવનાથી આકર્ષાઇને લેડીસાહેબે એમની સાથે ઓળખાણ કર્યું હતું અને તે થોડા વખતમાં ઘણુંજ ગાઢ થઇ ગયું હતું. ડૅા. પરેરાનું અજબ વ્યક્તિત્વ, એની વિશાળ ધર્મ ભાવના અને પ્રભુપરાયણતા તેમજ ધર્મ પ્રચાર કરતાં લાગુ પડેલા ભયંકર દર્દની વાત એ વિગેરેથી લેડીસાહેબ અંજાઈ ગયાં અને એ મહાપુરૂષની ચાકરી કરવામાં એની પત્નીને મદદ કરવા લાગ્યાં. મેનેજરે મને ખબર આપી તેમ એ પોતે આખો વખત એક આરામ ખુરસી પર ગેલેરીમાં બેઠો રહેતો અને એની બન્ને પડખે એ બેઉ સન્નારીઓ બેસતી અને વાર્તાવિનોદમાં ભાગ લેતી. એની તબીયતમાં ઘણો સારો ફેરફાર થવાથી એ મુંબાઇ જવા ઉપડયો અને લેડીસાહેબ પણ એ યુગલ સાથે અહીંથી મુંબાઇ ગયાં. આ બધું વીસેક દિવસ ઉપર બન્યું તે પછી શું થયું તેની મેનેજરને ખબર ન હતી. એમની પરિચારિકા મીસ ફર્નાન્ડીઝની બાબતમાં એણે ખબર આપી કે લેડીસાહેબના જતા પહેલાં થોડા દિવસ અગાઉ એ આંખમાં ચોધાર આંસુ સાથે આજુબાજુનાં નોકરોને મળી ને ખબર આપી કે એ પોતાની નોકરી હમેશને માટે છોડી જતી હતી. એ ત્રણે જણ મુંબાઇ ગયાં તે વખતે બધાંનું ખર્ચ અને હૉટેલનું બીલ પણ ડૅા. પરેરાએ ચૂકાવ્યું હતું.

'અને સાથે સાથે એ પણ કહી લેવા દ્યો' મેનેજરે મને જણાવ્યું કે આ વાતની તપાસ તમે એકલા નથી કરતા પણ લેડીસાહેબના બીજા સંબંધી કે શુભેચ્છકો પણ કરી રહ્યા છે, સાતેક દિવસ પહેલાં એક જણ આપની પેઠે બધું પૂછી ગયા હતા.'

'એમણે પોતાનું નામ જણાવ્યું હતું?' મ્હેં પૂછ્યું.

'નાજી. પણ એ ભાઇ સાહેબનો દેખાવ યાદ રહી જાય એવો હતો.'

'દાઢીવાળો અને જંગલી જેવો?'

'બરાબર એવોજ. એનો દેખાવ પણ વિચિત્ર હતો. સ્વભાવ પણ મ્હને ઘણો ઝનુની લાગ્યો.'

ધીરેધીરે હવે ભેદપરનો પડદો ઉંચકાતો હતો. ધુમસ ઉડી જાય અને કુદરતનું સૌંદર્ય અભિનવસ્વરૂપમાં દેખાય તેમ આ ભેદનો અંધારઘેરો પડદો ઉંચકાઇને પ્રકાશનાં દર્શન થતાં હતાં. આ ધાર્મિક વૃતિવાળી સુકુમાર સ્ત્રીની પાછળ પેલો ઝનુની અને જંગલી માણસ ભમતો હતો. એણે એનો પીછો પકડયો હતો. એનાથી ભય પામીને એણે લોનાવલા છોડયું અને દેવલાલી આવી. ત્યાં પણ એ આવ્યો. વહેલો મોડો એ એને પકડી પાડશે. એણે અત્યારસુધીમાં પકડી પાડી હશે? લેડી સાહેબે અત્યાર સુધી કોઈને પત્ર ન લખ્યો અને મુગી રહી તેનું આજ કારણ હશે? આ જંગલીના પંજામાંથી એને એનાં ભલાં સંબંધીઓ બચાવી શકે એમ ન હતું? આ બધાને ભેદ શો હતો? પેલો જંગલી માણસ એની પાછળ શા માટે પડયો છે? આ બધા પ્રશ્નોનો મ્હારે જવાબ આપવાનો હતો.

કેટલો જલદી હું મ્હારી તપાસમાં ઉંડો ઉતર્યો હતો તે મ્હેં જયંતને જણાવ્યું. એના જવાબમાં જયંતે મ્હને ડૅા. પરેરાનો ડાબો કાન કેવો છે એમ પૂછાવ્યું. જયંતને પણ અજબ મશ્કરીઓ સૂઝે છે! સીદીભાઇનો ડાબો કાન આવી મહત્વની બાબતમાં પણ ઘુસા-

ડવો અને જ્યારે આપણે કામમાં હોઈએ ત્યારે આવી મશ્કરી કરવી એ પણ એક વિચિત્રતાજ છેને ! એનો તાર મળ્યો તે પહેલાં હું પૂના જવા નીકળ્યો હતો.

પૂનામાં મ્હને મીસ ફર્નાન્ડીઝનો પત્તો લગાડવામાં અને એ જણાવી શકે તે હકીકત મેળવવામાં અડચણ ન નડી. એ ઘણીજ મમતાળુ હતી અને એને એની શેઠાણી માટે અનહદ માન અને લાગણી હતાં. થોડા વખતમાં એનાં લગ્ન થવાનાં હતાં એ કારણેજ એણે નોકરી છોડી હતી એમ એણે કહ્યું. દેવલાલી આવ્યા પછી એમના સ્વભાવમાં પણ એને પરિવર્તન થયું લાગતું હતું. એના પોતાના પ્રમાણિકપણા માટે પણ શક આવ્યો હોય એવી રીતે એમણે એક બે વખત સવાલ કર્યા હતા. આ સંજોગોમાં એણે પોતે રજા લેવામાં ડહાપણ વાપર્યું એમ એનું કહેવું હતું. એમણે ઉદાર દિલે લગ્નની ભેટ તરિકે એને પાંચસો રૂપીયાનો ચૅક લખી આપ્યો હતો. મ્હારી માફક એને પણ પેલા અજાણ્યા માણસ પ્રત્યે તિરસ્કાર હતો અને એજ લેડીસાહેબને લોનાવલા છોડાવવામાં કારણભૂત થયો છે એવી એની માન્યતા હતી. એણે નજરોનજર એ જંગલી જનાવરને લેડીસાહેબનો હાથ પકડીને મરડી નાખતાં જોયો હતો. એ ઘણો ભયંકર માણસ હતો. બ્હીકના માર્યા તો લેડીસાહેબે ડૉ. પરેરાની સાથે મુંબાઇ જવાનો વિચાર રાખ્યો. આ બધી વાત એમણે પોતે કરી નહતી પણ એમના વર્તનપરથી તેમજ નાના મોટા બનાવો પરથી એ જાણવા પામી હતી. આટલે સુધી એની વાત આવી હતી ત્યાં તો એકાએક એ કૂદી અને ભય અને આશ્ચર્યની મારી ગભરાઈ કહેવા લાગી.

‘ જોયું ! હજી એ હરામખોર પીછો છોડતો નથી. આપણે એની વાત કરીએ છીએ અને એજ અત્તર ઘડીયે ફૂટી નીકળે છે ! ’

ખુલ્લી બારીમાંથી મ્હેં જોયું તો એક ખડતલ બાંધાનો કાળી દાઢીવાળો માણસ મકાનના નંબર ધ્યાન દઇને જોતો જણાયો.

મ્હારી માફક એ પણ લેડીસાહેબની પરિચારિકાની તપાસ કરતો હતો. એ જાણીને મ્હને એના પર ગુસ્સો આવ્યો અને ક્રોધાવેશમાં હું બહાર નીકળ્યો.

' તમે કોને શોધો છો ? ' મ્હેં એને પૂછ્યું.

' તેનું તમને શું કામ છે ? ' એણે પુરદમામમાં પૂછ્યું.

' તમારૂં નામ શું ? '

' એ કહેવાની કૈં જરૂર નથી. '

મામલો વિફરેલો જણાયો એટલે એને એકદમ સીધો સવાલ કરવાના વિચાર પર હું આવ્યો.

' લેડી ફ્રાન્સીસ ડીસોઝા ક્યાં છે ? '

એ આશ્ચર્યચકિત થઇને મ્હારા સામે જોવા લાગ્યો.

' તમે એને શું કર્યું છે ? શા માટે એનો પીછો પકડયો છે તેનો મ્હને જવાબ આપો. ' મ્હેં કહ્યું.

એ સાંભળતાં વેંતજ એના ગુસ્સાનો પાર ન રહ્યો. જંગલી હિંસક પશુની પેઠે એ મ્હારી પર કૂદ્યો. આવા ઘણાયે પ્રસંગોમાંથી હું આજ અગાઉ પસાર થઇ ચૂકયો હતો પણ આનું બળ પણ અજબ હતું. એણે પોતાના લોખંડી પંજાથી મ્હારૂ ગળુ દબાવ્યું એટલામાં એક ગોવાનીઝ જેવા દેખાતા ગૃહસ્થે દોડી આવીને પોતાની લાકડી પેલાના હાથપર મારી અને બળ જબરીથી એનો હાથ ખેંચી લીધો. મ્હારા પર ફરીથી હુમલો કરવો કે કેમ તેનો વિચાર કરતો એ થોડીકવાર ઉભો રહ્યો. પછીથી મ્હારા તરફ કતરાતી આંખે જોતો જોતો એ મીસ ફર્નાન્ડીઝના ઘરમાં ઘુસ્યો. મ્હને આ રીતે એકાએક અણીને વખતે આવીને આ ઝનુની માણસના પંઝામાંથી બચાવનારનો મ્હેં આભાર માન્યો પણ એના તરફ ધ્યાન દઇને જોતાં મ્હારી અજાયબીનો પાર ન રહ્યો ! એતો જયંત પોતેજ હતો.

' તેં તો જબરો ગોટાળો કરી મૂકયો નટવર !' એ બોલ્યો. ' આજે રાતનાજ છાનોમાનો મ્હારી સાથે મુંબાઇ ચાલ એટલે પત્યું.'

અમે બન્ને જણુ સીધા સરદારગૃહમાં હું ઉતર્યો હતો ત્યાં આવ્યા. એનું એકાએક **મીસ** ફર્નાન્ડીઝના મકાન આગળ ફુટી નીકળવું મ્હને પહેલી નજરે જેટલું નવાઈ ભર્યું લાગ્યું તેટલું નવાઈ ભરેલું ન હતું. એને એમ લાગ્યું કે પોતાના કામમાંથી થોડો ઘણો વખત ફાજલ પડી શકે એમ છે ત્યારે, હું હવે શું કરીશ અથવા હું સ્વાભાવિક રીતે શાં પગલાં ભરીશ એની હું હમેશાં એને મ્હારા કામની હકીકત મોકલાવતો હતો તે પરથી ગણતરી કરી એ પૂના આવ્યો હતો અને છૂપાવેશમાં એ મ્હારા **મીસ** ફર્નાન્ડીઝને ત્યાં જવાની રાહ જોતો બેઠો હતો.

' તારી તપાસ ઘણી જબરી ! નટવર ! ' એણે કહ્યું. ' અત્યાર સુધીમાં તેં કઇ મૂર્ખાઇ નથી કરી, એજ વિચાર કરવા જેવી વાત છે. તારી તપાસથી નવી વિગતો મળી તેના કરતાં ઘણાજ વધારે પ્રમાણમાં તેં બધાને ચમકાવી મૂક્યા છે. '

' એથી તેં પણ વધારે સારી તપાસ ન કરી હોત ! ' મ્હેં જરા કટાણે મ્હોંયે જવાબ આપ્યો.

' એમ નથી. મ્હેં વધારે સારી તપાસ કરી છે. જો હું ઉતર્યો છું ત્યાં ચાલ એટલે સ્હમજાવું. '

અમે બન્ને સામેના **સી**વીલ હૉટેલમાં ગયા, જયંત મ્હને એના એક ઓળખીતાના ખંડમાં લઇ ગયો, એ માણસને જોતાંજ મ્હારી અજાયબીનો પાર ન રહ્યો. એતો પેલો દાઢીવાળો ઝનુની માણસ હતો કે જેણે મ્હારાપર ઘાતકી હુમલો કર્યો હતો. મ્હને જોતાં વેંતજ એ પણ ટીકીટીકીને જોવા લાગ્યો.

' આ શું **મી.** જયંત ! ' એ બોલ્યો. તમે એને અહીંયાં શા સારૂ લઈ આવ્યા ? આપણા કામ સાથે એવણને શું લાગે વળગે છે?'

' એ મ્હારો સદાનો સાથીદાર ડૉ. નટવર છે અને આ કામમાં એ આપણને મદદ કરે છે. '

એ સાંભળતાં વેંતજ એની મુખકળા બદલાઇ ગઇ એણે પોતાનો હાથ લંબાવ્યો અને મ્હારી સાથે 'શેકહેન્ડ' કરી તેમજ પેલા દુઃખદ બનાવ માટે માફ માગી.

' આપને વાગ્યું કર્યું તો નથીને ? જ્યારે આપે મ્હને લેડી સાહેબને નુકશાન કરનાર અથવા હેરાન કરનાર ધારીને પ્રશ્ન પૂછ્યો ત્યારે મ્હારો મિજાજ ગયો, અને હું તો અર્ધ જંગલી મનુષ્ય છું. મ્હારો મગજપરનો કાબુ એક વખત ગયો એટલે હું શું કરૂં છું તેનું ભાન રહેવું મુશ્કેલ છે. '

' પણ જયંત ! હજી તેં મ્હને એમનું ઓળખાણ કરાવ્યું નહિ.'

' એ ઑાન. મી. રોડરીક્સ છે અને આ કામમાં આપણને મદદ કર્તા થઇ પડે એમ છે. '

' પણ મી. જયંત ! મ્હારા વિષે આપને શી રીતે ખબર મળી ? ' એણે પૂછ્યું.

' મીસ ડીમોન્ટીને આપ ઓળખતા હશો. '

' હાજી. લેડીસાહેબની જૂની ગવર્નેસ '

' એજ. એ હજી આપને વિસરી ગઇ નથી. આપના આફ્રિકા જવા પ્હેલાંના પ્રસંગો એનાથી ભૂલાય એવા નથી. ' જયંત બોલ્યો

' એમ ! આપને એ વાતની પણ ખબર મળી છે ! મ્હારે કૈંજ છૂપાવાનું નથી. મ્હારા જેટલા જીગરના પ્રેમથી કોઇપણ માણસે લેડી ફ્રાન્સીસને ચાહી નહિ હોય. એ વખતે હું અણઘડ જુવાનીયો હતો. મ્હારા સાથીઓ કરતાં હું ઘણો બદત્તર હતો જ્યારે એ પાવેત્રતાની મૂર્તિ હતી. મ્હારી અણઘડ રીતભાત એને પસંદ ન પડી. મ્હારા સંબંધી કેટલીક કિંવદંતિ પણ એણે સાંભળી એટલે મ્હારો સંબંધ એણે કમી કર્યો. છતાં નવાઇની વાત એ હતી કે એ મ્હને ચહાતી હતી, અને એનો પ્રેમ એટલો ગાઢ હતો કે એ આટલાં વર્ષોસુધી બીજા કોઇને પરણવાને બદલે કુંવારી જીંદગી ગાળે છે. તે પછી હું

આફ્રિકા ગયો ત્યાં આલ્બર્ટન ખાતે પુષ્કળ પૈસો કમાયો. વર્ષો વહી ગયાં હતાં એટલે મ્હને અહીં આવવાની આકાંક્ષા થઇ. મ્હેં સાંભળ્યું હતું કે એ હજી પણ પરણી ન હતી એટલે એને મળીને એનું હૃદય પીગળતું હોય તો પીગળાવવાનો વિચાર પણ આવ્યો. હું એને લોનાવલા ખાતે મળ્યો અને પ્રથમ પ્રયત્ન કરી જોયો. એકેક નરમ પડી પણ એનું મન ઘણુંજ મજબુત છે એટલે મ્હને અનુકૂળ જવાબ ન આપ્યો. મ્હેં બીજીવાર જ્યારે તપાસ કરી ત્યારે એ લોનાવલા છોડી ગઈ હતી. તે પછી એ દેવલાલી ગઇ હોવાની મ્હને ભાળ મળી એટલે હું ત્યાં ગયો. ત્યાં પણ એ ન મળી. એની પરિચારિકા અહીં આવી છે એ ભાળ મળતાં હું અહીં આવ્યો. આફ્રિકાનાં જંગલોમાં રહી મ્હારી અણઘડ રીત ભાત સભ્યતાની હદ કૂદાવી ગઇ છે અને તદ્દન જંગલી થઇ ગઇ છે એમ કહું તો ખોટું નથી એટલે જ્યારે ડૉ. નટવરે મ્હને એકાએક પેલો સવાલ કર્યો ત્યારે હું હદ બહારનો ઉશ્કેરાઇ ગયો. લેડીસાહેબનું શું થયું અથવા તેઓ ક્યાં ગયાં તે જો આપને ખબર હોય તો કૃપા કરીને કહેશો ?'

'તેજ અમારે શોધી કાઢવાનું છે.' જયંતે જવાબ આપ્યો. 'આપનું મુંબાઈનું સરનામુ જણાવશો ?'

'વૉટસન હૉટેલ.'

'તો તો પછી આપ કૃપા કરીને મુંબાઇ પાછા ફરો એટલે જરૂર પડે તો મ્હને આપ ત્યાંજ મળી શકો. મ્હારે આપને ખોટી આશા આપવાની નથી પણ એટલું તો કહેવું જોઇએ કે બની શકે તેટલા સર્વે પ્રયત્નો કરીને પણ એમની તપાસ અમે કરીશું અને એમની સહીસલામતી માટે પગલાં ભરીશું. હાલ તુરત તો એથી વધુ કૈં કહેવા જેવું નથી. મ્હારા સરનામાનું કાર્ડ આપને આપું છું એટલે આપને મ્હારી સાથે પત્રવ્યવહાર કરવાની તથા મળવા કરવાની સરળતા થશે, હવે અમે રજા લઇએ.'

તે દિવસે સાંજે અમે બન્ને મુંબાઇ આવવા નીકળ્યા.

અમે જ્યારે અમારા પ્રીન્સેસ સ્ટ્રીટવાળા મકાનમાં આવ્યા ત્યારે અમારા ટેબલપર એક તાર પડયો હતો. જયંતે તે વાંચીને મ્હારા હાથમાં મૂકયો. એ દેવલાલીથી મુકાયલો હતો અને એમાં ‘ ફાટેલો અથવા ચીરાયલો ’ એટલુંજ લખેલું હતું.

‘ આનો અર્થ શો ? ’ મ્હેં પૂછયું.

‘ જે છે તે એ છે ’ જયંત બોલ્યો. મ્હેં તને પેલા પાદરીના ડાબા કાન વિષે પૂછાવ્યું હતું તે યાદ હશે. તેં તો એનો જવાબજ ન આપ્યો. ’

‘ હું ત્યાંથી નીકળી ચૂકયો હતો એટલે તપાસ ન થઇ શકી.’

‘ બનવા જોગ છે. એટલા માટેજ મ્હેં એની બીજી નકલ ઓરીઍન્ટલ હોટેલના મેનેજરને મોકલાવી હતી અને તેનો આ જવાબ છે.’

‘ એ પરથી શું લાગે છે ? ’

‘ એટલુંજ કે આપણુને એક ભયંકરમાં ભયંકર બદમાશ સાથે કામ પડયું છે. એ તારો પાદરી ડૉ, પરેરા તે બીજો કોઇજ નહિ પણ પેલો પીટર ગોન્સાલ્વીસ છે. એનું નામ તારાથી અજાણ્યું નથી. એ જબરો હરામખોર છે. એકલવાઇ પૈસાદાર સ્ત્રીઓને તે પોતાની સ્ત્રી–ખરી રીતે એ બેનાં લગ્નજ નથી થયાં એટલે એની સાથીદાર લ્યુસીની સહાયથી ફસાવે છે. એનો ડાબો કાન એક વખતે જબરી મારામારીમાં ચીરાઇ ગયો હતો એટલેજ મ્હેં તને પૂછાવ્યું હતું. લેડીસાહેબ આ ભામટાના પંજામાં ફસાયાં હોવાનો મ્હને શક છે અને આ હરામખોરો પ્રસંગ આવ્યે એમનો જીવ લેતાં પણ અન્યકાય એમ નથી. ઘણું ખરૂં તો એ મરી ગયાં હશે એમ માનવાને કારણુ મળે છે. એમ નહિ હોય તો એ એવી કેદમાં પડયાં હશે કે જ્યાંથી એ કૈં લખી શકે અથવા કોઇ પણ

પગલું ભરી શકે એવી સ્થીતિ નહિ હોય. બનવાજોગ છે કે એ મુંબાઇ આવવા નહિ પામ્યાં હોય અથવા એમ પણ હોય કે મુંબાઈ જેવી સગવડ એ લોકોને બીજે ન મળે એટલે તેઓએ અહીં આવીને કૈં છૂપી સગવડ કરી લીધી હશે. આટલા મોટા શહેરમાંથી એમને શોધી કાઢવાનું કાર્ય સરળ તો નથી પણ આપણે જમશેદજીને મળ્યા પછી આપણી તપાસ આગળ લાવીશું.'

પણ છૂપી પોલિસખાતુ અથવા તો જયંતનું તંત્ર આ ભેદ ઉકેલવામાં સફળ થયાં નહિ. મુંબાઇની લાખો માણસોની વસ્તીમાં આ ત્રણ જણ ગુમ થઇ ગયાં હતાં અને તેમનો પત્તો લાગવો મુશ્કેલ થઇ પડયો હતો. જાહેરખબર અને ઇનામોના પ્રયત્નો નિષ્ફળ નિવડયા. ડૅા. પરેરા શાં પગલાં ભરશે એ સંબંધી વિચાર કર્યા અને તપાસ કરવા પ્રયત્ન કર્યા પણ એમાં યે સફળતા ન મળી. એના જૂના મિત્રો અને સાથીઓનો પીછો પકડવામાં આવ્યો પણ એનું કૈં જ શુભ પરિણામ ન આવ્યું.

અને એક અઠવાડીયા પછી એકાએક આશાનું નાનું સરખું કિરણ અમારી નજરે પડયું. શેઠ ધનરાજ દોલાને ત્યાં એક જૂની ઢબનું એરીંગ કોઈ ઘરેણે મૂકી ગયું હતું. એ ઘરેણે મૂકનાર માણસ કોઇ પાદરી હતો. એનું નામ અને ઠેકાણું તદન ખોટાં હતાં. એના કાન પર નજર પડી ન હતી પણ જે વર્ણન અપાયું હતું તે ડૅા. પરેરાને મળતું આવતું હતું.

એ દરમિયાન ત્રણ વખત અમારા દાઢીવાળા મિત્ર ઑન. મી. ફૅડરીક્સ તપાસ કરવા આવી ગયા હતા. છેલ્લી વખતે તો અમને ઉપરની ખબર મળી કે તરત જ આવ્યા હતા. એનાં કપડાં હવે ઢીલાં પડતાં હતાં. એનું શરીર પીગળવા લાગ્યું હતું. ચિંતાનો કીડો એને કોરી ખાતો હતો. 'મ્હને કૈંક તો કામ બતાવો' એમ એણે બે ત્રણ વખત કહ્યું હતું. જયંતને એને લાયકનું કામ સોંપવાનું મન થયું.

'એણે હવે ઘરેણાં ગીરો મુકવા માંડયાં છે એટલે આપણે એને પકડી શકીશું.'

'પણ એ પરથી એમ નથી લાગતું કે લેડીસાહેબનો જાન સલામત નથી?'

જયંતે ડોકું ધૂણાવી ના પાડી.

'છતાંયે કંઈ ખાત્રી પૂર્વક કહી શકાય નહિ. એ લોકોએ એમને કેદ કરીને છૂપાવી રાખ્યાં હોય તો એકાએક કંઈ ઓછા જ છૂટાં કરવાના હતા! આપણે તો ખરાબમાં ખરાબ સમાચાર માટે તૈયાર રહેવું જોઈએ.'

'મ્હારે શું કરવાનું છે?'

'આ લોકો આપને દીઠે ઓળખા નથી ને?'

'બિલકુલ નહિ.'

'બનવાજોગ છે કે એ ફરીથી પણ કંઈક ગીરો મુકવા આવશે. વખતે એ બીજે કોઈ ઠેકાણે પણ જાય. છતાંયે શેઠ ધનરાજ દોલાને ત્યાં આવે એ પણ સંભવિત છે કારણ કે એને કોઈ પણ પ્રકારની પૂછતાછ સિવાય સારી રકમ એમણે આપી છે. હું એમના પર ચીઠ્ઠી લખી આપું છું એટલે આપની બેસવા કરવાની સગવડ એ લોકો કરી આપશે. જો ફરીથી એ આવે તો તમે એનો પીછો પકડજો અને કયાં રહે છે તે શોધી કાઢજો. પણ કાંઇ ધાંધળ કરતા નહિ અને મગજ પરનો કાબુ ગુમાવી બેસતા નહિ તેમજ મારફાડ કરતા નહિ. મ્હને પૂછ્યા સિવાય કંઈ પણ પગલાં ભરતા નહિ.'

બે દિવસ વહી ગયા પણ એમના તરફથી કંઈ સમાચાર ન હતા. ત્રીજે દિવસે એ અમારે ત્યાં દોડી આવ્યા, એમનો ગુસ્સો તો માય નહિ. આંખો તો લાલચોળ અને શરીર પાનની પેઠે ધ્રુજે.

'એનો પત્તો લાગ્યો! એની ભાળ મળી!' એ બોલી ઉઠયા.

જયંતે ઉઠીને એમને ઠંડા પાડયા અને આરામ ખુરસીમાં બેસાડયા.

'બોલો, બધી વિગતો ક્રમવાર કહી જાવ'. જયંતે કહ્યું.

'એક કલાક ઉપર એ આવી. આ વખતે એની સાથીદાર આવી અને પેલા એરીંગની જોડીનું બીજુ એરીંગ લેતી આવી. એ ઉંચી પાતળી અને મોટી આંખોવાળી છે.'

'એજ એ લ્યુસી.'

' એ બહાર નીકળી એટલે મ્હેં એનો પીછો પકડયો. એ જે. જે. હોસ્પીટલ સુધી ગઈ. હું પણ એની પાછળ પાછળ ચાલ્યે જ ગયો. પછી એ એક દુકાનમાં ગઈ. મી જયંત ! એ અંડરટેકની દુકાન હતી. અમારામાં માણસ મરી જાય ત્યારે એક પેટી જેને અમે કૉફીન કહીએ છીએ તેમાં મુકીને દાટવામાં આવે છે અને એવાં કૉફીન બનાવનારને અંડરટેક કહે છે એ તો આપને ખબર હશે જ. '

' હાજી. પછી ? ' આ ખબર સાંભળતાંજ જયંતના ચહેરામાં પુષ્કળ ફેરફાર થઇ ગયો, એનું લોહી ઘણુંજ ઝડપથી ફરવા લાગ્યું.

' એ કાઉન્ટર ઉપરની સ્ત્રી સાથે વાત કરવા લાગી એવામાં હું પણ દુકાનમાં પેઠો. 'જરા મોડું થયું છે' દુકાનવાળી એવુંજ કૈંક બોલી અને પોતાનો બચાવ કરવા લાગી. 'અત્યાર સુધીમાં એ થઈ ગયું હોત અને આપને પહોંચાડયું હોત પણ અ અસાધારણ કદનું હોવાથી જરા વધુ વાર લાગી.' એ બેઉ જણુ એકાએક અટક્યાં અને મ્હારા તરફ જોયું એટલે મ્હેં આડા અવળા એક બે સવાલ પુછ્યા અને રસ્તો પકડયો.'

' એ ઠીક કર્યું. પછી શું થયું ? '

' એ બહાર આવી તે પહેલાં તો હું એક ઠેકાણે છૂપાઈ ગયો હતો. એ ચારે તરફ જોતી હતી એ પરથી મ્હને લાગ્યું કે એને કૈંક શંકા આવી હતી. પછી એણે ટેકસી બોલાવી અને અંદર બેઠી. સદ્‌ભાગ્યે મ્હને પણ બીજી ટેકસી મળી ગઇ. એ સાંકલી સ્ટ્રીટમાં નં. ૩૬ ના મકાન આગળ ઉતરી પડી. મ્હારી ટેકસી મ્હેં આગળ લેવ-

રાવી અને નાકા આગળ હું ઉતરી પડયો, અને એના ઘર તરફ ધ્યાન દઇને જોવા લાગ્યો.'

'કોઇને જોયું ખરૂં ?'

'એની બધીયે બારીઓ બંધ છે. માત્ર એકજ ખુલ્લી હતી. એનાપર પણ પડદો હતો એટલે અંદરનું કંઇ જ જોઇ શકાય એમ ન હતું. હવે શું કરવું એ સંબંધી વિચાર કરતો હું ઉભો હતો એવામાં એક ગાડી આવી અને એમાંથી બે માણસ ઉતર્યા. એમણે ગાડીમાંથી ૅાફીન ઉતાર્યું અને પેલા મકાનમાં લઇ ગયા.'

'એમ !'

'પછી તો મ્હને એમ થયું કે મ્હારે એકાએક દોડી જઇને જોવું કે શો બનાવ બન્યો છે. પેલા માણુસોને માટે બારણું ઉઘાડવામાં આવ્યું હતું અને બારણું ઉઘાડનાર પણ એજ સ્ત્રી હતી. એણે મ્હને બહાર ઉભેલો જોયો અને ઓળખ્યો પણ ખરો. મ્હેં એને ચમકતાં જોઈ અને એણે ઝટ દઇને બારણું બંધ કર્યું, મ્હેં આપને વચન આપેલુ તે હું ભૂલ્યો ન હતો એટલે કંઈ પણ કરતા પહેલાં આપની પાસે દોડી આવ્યો છું.'

'આપે ઘણુંજ સુંદર કામ કર્યું છે.' જયંત બોલ્યો' એમ કહીને એણે કંઈક લખવા માંડયું. 'આપણે વૉરંટ સિવાય કાયદેસર રીતે કંઈ જ કરી શકીએ એમ નથી એટલે આપ આ ચીઠ્ઠી લઇને છૂપી પોલિસ ખાતામાં મી. જમશેદજી બાદનને મળો અને વૉરંટ મોકલવાની વ્યવસ્થા કરો. એમ કરવામાં હરકત આવશે ખરી પણ ચોરાયેલી મતા ગીરો મુકવાના આરોપસર વૉરંટ મળી શકશે ખરૂં. જમશેદજી આપને બનતી મદદ કરશે.'

'પણ એ લોકો એ દરમિઆન એનું ખૂન કરશે નહિ તેની શી ખાત્રી? એ કૉફીન શા સારૂ મંગાવ્યું હશે? એના સિવાય બીજા કોને માટે એ મંગાવ્યું હોય?'

'એ બધું અમે ફોડી લઇશું. અમારાથી બનતું બધું યે અમે કરી છૂટશું એમાં એક ક્ષણુનો પણ વિલંબ નહિ થાય. ચાલ નટ-

વર !' અમારા અસીલના ગયા પછી એણે કહ્યું. 'એ બધુયે કાયદેસર રીતે કરશે એ દરમિઆન કાયદાની મદદ સિવાય જે જે થઇ શકે તે આપણે કરી જોઇએ. આવા સંજોગોમાં કાયદાને અભરાઇપર મુકીને કામ લેવુ પડે એ અનિવાર્ય છે, એટલે એક ક્ષણ પણ ગુમાવ્યા સિવાય આપણે સાંકળી સ્ટ્રીટમાં જવુ જોઇએ'

અમે તરત જ બહાર નીકળ્યા અને ટેકસી કરી.

'આપણે અત્યારની પરિસ્થિતિનો વિચાર કરી જોઈએ.' એણે ટેકસી ચાલી એટલે કહ્યું. 'આ બદમાસો લેડીસાહેબને ભોલવીને અહીં લઈ આવવા ફતેહમંદ થયા છે સૌથી પહેલાં તો એમણે એને પોતાની વિશ્વાસુ દાસીથી છૂટી પાડી. પછી એને કાગળ લખવાની યે તક ન આપી અથવા એણે લખેલા કાગળો કોઇપણ રીતે ઓળવ્યા, પછી પોતાના કોઇ મળતીયા પાસે એમણે આ ઘર ભાડે લેવરાવ્યું અને એમાં ગયા પછી એમણે લેડીસાહેબને પોતાનાં કેદી બનાવી દીધાં છે, અને એનાં ઘરેણાં તેમજ જરજરિઆનનો કબજો લઈ લીધો છે. શરૂઆતથીજ એમની એ દાનત હતી અને તેમાં એ સફળ થયાં છે. એ ઘરેણાંમાંથી જે સહેલાઇથી કાઢી શકાય એમ છે તે કાઢવાની એમણે શરૂઆત પણ કરી દીધી છે. લેડી સાહેબનું સગુ વ્હાલુ અથવા લાગતુ વળગતુ કોઈ નથી એટલે કોઇપણ તપાસ કરશે નહિ એ બાબતની એમને નિરાંત છે. જો લેડી સાહેબ એમના પંજામાંથી છૂટાં થાય તો એ પોતે એમને પકડાવી દે. એ લોકો લેડીસાહેબને ભાગ્યેજ છૂટાં કરે. એમ કરવામાં એમની પોતાની જ સલામતી રહી નથી એટલે એ પગલુ એ લોકો ભાગ્યેજ ભરે. આખો વખત અથવા લાંબા વખત સુધી લેડીસાહેબને કેદખાનામાં રાખવાં એ કૈં સહેલુ કામ નથી એટલે એ લોકો એમનું ખૂન કરે એ વિચાર આપણને સહજે આવે એમ છે.'

'બરાબર છે.'

'હવે આપણે બીજી રીતે વિચાર કરી જોઇએ. એકજ વાત બે જૂદાજૂદા દષ્ટિબિંદુથી જોઇએ એટલે એમાં ખરૂ ખોટું શું છે તેનો આપણને ખ્યાલ આવ્યા સિવાય ન રહે. હવે આપણે કૉફીનથી શરૂઆત કરીએ અને તેની પાછળ શું છે તે સંબંધી નિર્ણય કરીએ. એ એટલું તો પુરવાર કરે છે કે લેડી સાહેબ મરણ પામ્યાં છે. એ એમ પણ પુરવાર કરે છે એમની દફનાવવાની ક્રિયા વિધીપુર:સર કરવામાં આવશે. તેમજ ડૉકટરનું સર્ટીફીકેટ અને બીજાં પ્રમાણપત્રો મેળવવામાં આવ્યાં હશે. જો લેડી સાહેબનું ખૂન કરવામાં આવ્યું હોય તો તેઓ એમને આડાં અવળાં દફનાવી દે પણ આ તો બધુ કાયદેસર અને ખુલ્લી રીતે કરવામાં આવે છે, એનો અર્થ શો ? એ લોકોએ એમને એવી રીતે મારી નાખ્યાં છે કે જેથી ડૉકટર પણ ભોળવાઈ ગયો છે અને કુદરતી મરણ નિપજ્યું હોય એમ માને છે ! અને એ પણ કેવું નવાઈ જેવું કે એ લોકો ખુલ્લી રીતે ડૉકટરની સલાહ લઈ શકે છે અથવા એને બોલાવે છે ! ડૉકટર એમનો મળતીયો હોય એ બનવા જોગ નથી.'

'તો પછી એમણે બનાવટી સર્ટીફીકેટ ઉભુ કર્યું હોય.'

'ના રે ના ! નટવર ! એતો ઘણું જ ભયંકર ગણાય ! એ પ્રમાણે એ લોકો ભાગ્યેજ વર્તે. જરા થોભો' એણે ટેકસીવાળાને કહ્યું અને ટેકસી ઉભી રહી. 'આ પેલા અંડરટેકરની દુકાન છે. નટવર ! તું જા અને પૂછી આવ કે સાંકલીસ્ટ્રીટવાળી પાયદસ્ત કાલે કેટલા વાગે નીકળવાની છે.'

કંઈપણ સંકોચ સિવાય મ્હારા પ્રશ્નનો દુકાનદારે જવાબ આપ્યો કે કાલે સવારે આઠ વાગે પાયદસ્ત નીકળશે.

'જોયું ને ? નટવર ! બધું બરાબર લાગે છે. કોઇ પણ રીતે એ લોકોએ કાયદાની જરૂરીઆતો પુરી કરી લાગે છે અને એમ માનતા જણાય છે કે હવે બીવા જેવું કંઈજ નથી. હવે બીજી કે તપાસ બાકી રહેતી નથી એટલે આપણે સીધો હુમલો કરવો જોઇએ. તારી પાસે હથીઆર તો છે ને ?'

'મ્હારી લાકડી સિવાય કૈં નથી.'

'તે પણ ચાલશે. આપણે બેઉજણ કૈં નબળાપોચા નથી. પોલિસ આવે ત્યાં સુધી આપણાથી થોભી શકાય એમ નથી એટલે કાયદો ઉંચો મુકીને આપણે કેટલીયે વખત એ મુજબ કર્યું છે અને આજે પણ એજ રીતે નસીબ અજમાવી જોવાનું છે.

સાંકલી સ્ટ્રીટમાં નં. ૪૬ વાળા મકાનની નજીક ટેકસી ઉભી રાખી અમે ઉતર્યા અને જયંતે જઇને પેલા મકાનનું બારણું ખખડાવ્યું. એ એક ઉંચી અને પાતળી સ્ત્રીએ ઉઘાડયુ અને અમારા તરફ જોતાં પૂછ્યું:

'કોનું કામ છે ?'

'મ્હારે ડૅા. પરેરાને મળવું છે.' જયંતે કહ્યું

'એ નામનો માણુસ અહીંયાં રહેતો નથી' એણે જવાબ આપ્યો અને બારણું બંધ કરવા પ્રયત્ન કર્યો પણ જયંતે પોતાનો પગ બારણા વચ્ચે રાખ્યો હતો.

'હરકત નહિ ! મ્હારે આ મકાનમાં જે માણુસ રહે છે તેને મળવું છે પછી એ પોતાને ગમે તે નામે ઓળખાવતો હોય.' જયંતે રૂવાબભેર જવાબ આપ્યો.

એ જરા અચકાઇ પણ પછી કૈં વિચાર આવતાં બારણાં ખુલ્લાં મુકયાં.

'અંદર આવો.' એણે કહ્યું. 'મ્હારા ધણીને દુનીયામાં કોઇથી પણ બીવા જેવું નથી' અમે દાખલ થયા એટલે એણે બારણાં બંધ કર્યાં અને અમને એના દિવાનખાનામાં લઈ ગઇ. 'મી. પીટરને મોકલું છું.' એમ કહીને તે બાજુના ખંડમાં ગઇ.

એના શબ્દો ખરા હતા. એ દિવાનખાનાનું અમે નીરીક્ષણ કરી રહીએ તે પહેલાં એક બોડકા માથાવાળો ઉંચો અને જાડો

માણુસ દિવાનખાનામાં દાખલ થયો. એનો સાધુતાનો સાળો ઉંચો થઇ ગયો હતો અને વદનપર હિંસાવૃતિ તરવરતી હતી.

'આપની કૈં ભૂલ થતી લાગે છે, ગૃહસ્થો !' પોતાની વૃતિઓ પર કાબુ રાખતાં એણે કહ્યું. 'આપને પુરતી માહિતી નથી લાગતી વખતે કોઇ બીજા જ મકાનમાં—'

'એટલુ પુરતુ છે, વ્યર્થ સમય ગુમાવવાની જરૂર નથી.' જયંત બોલ્યો. 'તમે પોતેજ પીટર ગોન્સાલ્વીસ છો એ મ્હને ખબર છે. થોડા વખત પર દેવલાલી ખાતે ડૅા. પરેરાના નામે રહેલા તે પણ મ્હારી જાણ બહાર નથી. મ્હારૂ પોતાનું નામ જયંત છે એ જેટલી ખાત્રીથી હું માની શકુ છું તેટલીજ ખાત્રીથી–'

'આપનું નામ કહેવાથી હું કૈં ડરી જાઉં એમ નથી.' પીટરે હવે એને ડૅા. પરેરા કહેવાની જરૂર નથી. ઠંડે પેટે કહ્યું. 'જ્યારે માણુસનું અંતઃકરણ સાફ હોય છે ત્યારે એને કોઇ પણ વ્યકિત ડરાવી શકતી નથી. આપને શું કામ છે તે સીધી રીતે કહો.'

'લેડી ફ્રાન્સીસ ડી'સોઝાને દેવલાલીથી તમારી સાથે લઈ આવ્યા છો તેનું તમે શું કર્યું છે તે હું જાણવા માગુ છું.'

'એ નામદાર ક્યાં છે એ ખબર જો તમે પોતેજ આપશો તો મ્હને ઘણો આનંદ થશે.' એણે શાંતિથી જવાબ આપ્યો. 'મ્હારા એમની પાસે પંદરસો રૂપીયા લેણા પડે છે અને એ પેટે એમણે બે નજીવાં એરીંગ સિવાય બીજી કૈં મ્હને આપ્યુ નથી. દેવલાલીમાં એમણે મ્હારી સ્ત્રી સાથે સહીપણાં કર્યાં અને અમારી સાથે એ મુંબાઇ સુધી આવ્યાં. ( દેવલાલીમાં મ્હારૂ નામ બીજુજ હતુ એની ના નહિ.) અહીં આવતી વખતે મ્હેં એમનું દેવલાલી ખાતેનું બીલ ચુકાવી આપ્યું અને જોઇતી રકમ પણ આપી હતી. મુંબાઇ ઉતર્યાં પછી એ મ્હને હાથતાળી આપી છટકી ગયાં છે અને મ્હારા પૈસા પણ વસુલ કરવાની મુશ્કેલી ઉભી થઇ છે. આપ એમને શોધી કહાડશો તો આપનો હું ઘણોજ આભારી થઇશ મી. જયંત !'

'હું એમને શોધી કાઢવા માગુ છું.' જયંતે કહ્યું. 'અને એમને શોધી કાઢવા માટે આ ઘરની જડતી લેવા માગુ છું.'

'એ બાબતનું વૉરંટ કયાં છે ?'

જયંતે પોતાના ખીસ્સામાં રિવોલ્વર કાઢી અને કહ્યુ, 'કાયદે-સરનું આવી પહોંચે ત્યાં સુધી આ ચાલી શકે એમ છે.'

'એટલે તમે ધાડપાડુ બનીને આવ્યા લાગો છો.'

'તે તમે ગમે તેમ ધારો' જયંતે કહ્યું: 'મ્હારો સાથીદાર પણ એવો જ છે એમ માની લો. અમે બન્ને જણ આ મકાન તપાસી જોવાના છીએ.'

અમારા પ્રતિસ્પર્ધીએ બાજુનુ બારણૂ ઉઘાડયું.

'પોલિસને બોલાવી લાવ ! લ્યુસી !' એણે પોતાની સ્ત્રીને કહ્યું. એ તરતજ બહાર ગઈ અને એની પાછળ બારણાં બંધ થયાં.

'વખત થોડો છે, નટવર !' જયંતે કહ્યું. 'અમને રોકવાનો પ્રયત્ન કરશો તો મ્હારે હથીઆરનો ઉપયોગ કરવો પડશે. પેલુ કૉફીન કયાં રાખ્યુ છે ?'

'કૉફીનનું તમને શું કામ છે ? એની અંદર શબ છે.'

'મ્હારે એજ જોવું છે.'

'મ્હારી સંમતિથી એ નહિ બની શકે.'

'એવી સંમતિની જરૂર પણ નથી.' એમ કહીને જયંત એને બાજુએ ખસેડીને આગળ વધ્યો. જમણી બાજુએ એ લોકોનો જમવાનો ઓરડો હતો તેમાં એ ગયો. એ ખંડમાં એક ટેબલ ઉપર પેલુ કૉફીન મુકેલુ હતું. બત્તીનો ઝાંખો પ્રકાશ પડતો હતો એટલે જયંતે તે તેજ કરી અને કૉફીનનું ઢાંકણુ ઉંચુ કર્યું. કૉફીનના ઉંડાણમાં એક નાનુસરખુ શબ પડેલુ હતું, એનો ચહેરો સુકાઇ ગયેલો

હતો. ગમે તેવા સંજોગોમાં પણ લેડી સાહેબની આવી સ્થિતિ કરી શકાય એ અસંભવિત હતુ. એ જોઇને જયંતની અજાયબીનો પાર ન રહ્યો.

'અરે ભગવાન!' એ બોલ્યો. 'આતો કોઇ બીજુંજ છે.'

'તમે બની ગયા ખરૂં ને! જયંત! બહુ હુશીઆરી બતાવવી નકામી છે!' પીટરે ટાણો માર્યો.

'આ કોનું શબ છે?'

'એ જો જાણવું જ હોય તો કહેવું જોઇએ કે એ મ્હારી સ્ત્રીની જૂની નર્સ મેરી ડીસીલ્વાનું શબ છે. એને અમે અનાથાલયમાંથી લઇ આવ્યાં હતાં. એની સ્થિતિ ઘણી ખરાબ થઇ હતી એટલે અહી લાવ્યા પછી એની દવા કરી. ડૉ. પેમાસ્તરે એની પાછળ પુષ્કળ મહેનત ઉઠાવી છે. એમનું ઠેકાણુ પણ જોઇએ તો નોંધી લો. જેકબ સર્કલપર ધનવિલામાં એમનું દવાખાનુ છે. એમની પુરતી કાળજી છતાં એ મરણ પામી. ડૉક્ટર જણાવે છે કે એનું મરણ વૃદ્ધાવસ્થાને લીધે થયુ છે પણ એ બાબત આપનો સાથીદાર બરાબર અભિપ્રાય આપી શકશે. એની દફનાવવાની ક્રિયા પણ અમે રીતસર કરવા માગીએ છીએ એટલે બીંકસ કંપનીને એ કામ સોંપ્યું છે અને કાલે સવારે આઠ વાગે એ ક્રિયા કરવાનું નક્કીં પણ કરેલું છે. આમાં કૈં વાંધા જેવું લાગે છે? મી. જયંત! તમે ગંભીર ભૂલ કરી લાગે છે. તમારો શબ જોતી વખતનો ફોટો પાડી લેવા જેવો હતો! તમે લેડી સાહેબનું શબ જોવાની આશામાં ધસમસ્યા આવ્યા અને ધાંધળ કરીને કૉફીન ઉઘાડયું પણ એક વૃદ્ધ સ્ત્રીનું સુકલ લકડી શબ જોતાંજ તમારાં ગાત્ર ગળી ગયાં! ખરેખર! એ દેખાવ મ્હારી જીંદગીમાંયે હું ભૂલી શકીશ નહિ.'

જયંતની ભોંઠપનો પાર ન હતો. એ પોતાની લાગણીઓ ભાગ્યેજ જણાવા દેતો પણ એના હાથના વલણ પરથી અને વાળેલી મુઠ્ઠી પરથી એના વિચાર કૈંક કળી શકાતા હતા.

'હજી તમારા મકાનની જડતી લેવી બાકી છે' એણે કહ્યું.

'હજી પણ ! એમ !' પીટરે મોટેથી કહ્યું. એની સ્ત્રી પોલિસને લેઇને આવી હોય એમ લાગ્યું. 'હમણાંજ એનો પણ નિકાલ કરીશું. આ તરફ લ્યુસી ! એમને અહીંયાં લઇ આવ. આ માણસો અમારા ઘરમાં ઘુસી ગયા છે. એમને બહાર કાઢવા માટે આપની મદદની જરૂર છે.'

એક સાર્જંટ અને એક સિપાઇ અંદર આવ્યા હતા. જયંતે પોતાનું કાર્ડ કાઢીને સાર્જંટના હાથમાં આપતાં કહ્યું: 'એ મ્હારૂં નામ અને ઠેકાણું છે. આ મ્હારા સાથીદાર ડૉ. નટવર છે.'

'અમે આપને સારી રીતે ઓળખીયે છીએ સાહેબ !' સાર્જંટે જવાબ આપ્યો. 'પણ એક વાત તો સ્પષ્ટ જણાવવી જોઇએ કે વૉરંટ સિવાય આપનાથી વધુ વખત અહીં ઉભા રહી નહિ શકાય.'

'બરાબર છે. હું પણ તે સ્હમજું છું.'

'એમને પકડો.' પીટરે કહ્યું.

'મ્હને મ્હારી ફરજનું ભાન કરાવવાની જરૂર નથી. કોને પકડવો ને કોને નહિ તે મ્હને બરાબર ખબર છે. એમને પકડવા હશે તો એ ક્યાં મળશે તે મ્હારા ધ્યાન બહાર નથી.' સાર્જંટે દમામથી જવાબ આપ્યો. 'મી. જયંત ! આપે જવું જોઇએ.'

'ચાલ નટવર ! આપણે જવું જ પડશે.'

થોડીવાર પછી અમે ભાયખલા તરફ જવા લાગ્યા. જયંત શાન્ત હતો પણ મ્હારા ગુસ્સાનો અને ભોંઠપનો પાર ન હતો. સાર્જન્ટ પણ અમારી પાછળ આવતો હતો.

'દિલગીર છું મી. જયંત ! પણ કાયદા મુજબ મ્હારે વર્ત્યા સિવાય છૂટકો ન હતો.'

'બરાબર છે, એમ કરવું જ જોઇએ.'

'હું ધારૂં છું કે આપને ત્યાં થોભવાને પુરતાં કારણો હશે. મ્હારાથી કૈં મદદ થઇ શકે એવું—'

'એક સન્નારીનો પત્તો લાગતો નથી અને અમે માનીએ છીએ કે એને એ લોકોએ છૂપાવી રાખી છે. રીતસરનું વૉરંટ હમણાં જ આવી પહોંચવું જોઇએ.'

'તો તો પછી એ લોકો પર નજર રાખવાની ગોઠવણ કરીશ અને કૈં પણ હશે તો આપને ખબર આપીશ.'

એ વખતે નવ વાગ્યા હતા. અમે અમારી તપાસ શરૂ કરી. જે અનાથાલયનું ઠેકાણું પીટરે આપ્યું હતું ત્યાં અમે ગયા. તપાસ કરતાં ખબર મળી કે એક વૃદ્ધ બાઇને કોઇ દયાળુ દંપતી થોડા દિવસ પર આવીને લઇ ગયાં હતાં. એ બાઈ એમની જૂની નોકર હતી અને એની આખર અવસ્થા સુધરે એ એમનો ઉદ્દેશ હતો. એને લઇ જવા માટે ઘટતી રજા એમણે મેળવી હતી. એ મરણ પામી એ ખબરે ત્યાં કોઇને નવાઇ ન લાગી.

તે પછી અમે ડૉકટરને મળ્યા. એને બોલાવવામાં આવ્યો હતો અને પોતાથી બનતા હરેક ઉપાય એ કરી ચૂકયો હતો પણ તૂટીની કૈં બુટ્ટી એની પાસે ન હતી. એ કેટલીયે વખતે એ મકાનમાં ગયો હતો પણ શંકા આવે એવું એને કૈંજ કારણ મળ્યું ન હતું. એને એક વાતની નવાઇ લાગી હતી કે આવી સારી રીતે રહેનાર માણુસને ત્યાં એક પણ નોકર ન હતો એ જરા વિચિત્ર લાગતું હતું.

ડૉકટર પાસેથી પરવારીને અમે છૂપી પોલિસને મુખ્ય મથકે ગયા. વૉરંટ મેળવતાં કૈંક અડચણ આવી હતી એમ અમને ત્યાંથી ખબર મળી. એને લીધે કૈંક ઢીલ થશે એમ લાગતું હતું. કાલે સવાર સુધી મેજીસ્ટ્રેટની સહી મળે એમ ન હતું. સવારે નવ વાગે વૉરંટને લગતી બધી વ્યવસ્થા જમશેદજી પોતે કરી આપશે એવો એમણે જયંતને જવાબ આપ્યો. આ રીતે અમારી તપાસ પુરી થઇ. રાત્રે બારેક વાગ્યે પેલો સાર્જંટ મળી ગયો અને એણે ખબર આપી કે એ અંધાર ઘેરા મકાનમાં આમતેમ આડોઅવળો પ્રકાશ જોયો હતો પણ

એ ઘરમાંથી કોઇ બહાર ગયું ન હતું કે અંદર પેઠું ન હતું. આ સંજોગોમાં ધીરજ ધરીને કાલ સવાર સુધી થોભ્યા સિવાય છૂટકો ન હતો.

જયંતને પુરતી ઉંઘ આવી હશે કે કેમ એ શંકાની વાત છે. સવારે તો હું ઉઠું ન ઉઠું ત્યાં તો એ મ્હારા ખંડમાં આવ્યો. એનો ફીક્કો ચહેરો અને સુઝેલાં પોપચાં કહી આપતાં હતાં કે એ ઉંઘ્યો જ ન હતો.

'એની પાયદસ્ત કેટલા વાગે છે? આઠ વાગેને?' એણે આતુરતાથી પૂછ્યું. 'સવા સાત થવા આવ્યા. અરે ભગવાન! આતે શું થવા બેઠું છે? નટવર! ચાલ, જલદી કર! વખત ન ગુમાવ! જીવન અને મરણનો સવાલ છે. જો આપણે જરા પણ વખત ગુમાવીશું તો બાજી હાથથી જતી રહેશે.'

પાંચ મીનીટમાં તો અમે ઉપડયા. બનતી ઉતાવળે ટેક્સી હંકાવી. અને સાંકલીસ્ટ્રીટમાં પહોંચ્યા ત્યારે પાયદસ્તની તૈયારી થઇ ચૂકી હતી અને ત્રણ માણસો કોફીનને ઉપાડીને તેની ગાડીમાં મુકવા જતા હતા. જયંત એકદમ કૂદ્યો અને બે હાથ પહોળા કરીને એમની સામે જઇને ઉભો.

'એને પાછું લઇ જાવ હમણાં ને હમણાં એ ઘરમાં લઇ જાવ.'

'તું શું કહેવા માગે છે? વૉરંટ ક્યાં છે તે તો બતાવ' પીટરે મગજ પરનો કાબુ ગુમાવી દેતાં કહ્યું.

'વૉરંટ આવે છે અને એ આવે ત્યાં સુધી આ કૉફીન અહીંયાં જ રહેશે.'

જયંતના જવાબથી કોફીન ઉપાડનારા દબાઇ ગયા અને એમણે એનું કહ્યું માન્યું. પીટર એકાએક ઘરમાં ભરાઇ ગયો.

'જલદી! નટવર! ઉતાવળ કર! આ સ્ક્રુ કાઢવા લાગ.' એણે કોફીનને અંદરની બાજુ ગોઠવ્યું એટલે કહ્યું. 'તમે પણ ખીલા કાઢવા માંડો. ખીલા દીઠ અકેકેક રૂપીયો આપીશ. પૂછવાની કૈં જરૂર નથી.

કામ કરો અને તમને બદલો મળશે. બરાબર એમજ. આ તરફથી, ઠીક, ચાલો. આ ઉંચું થયું, આ તરફ જોર કરો. એ ઉઘડયું શાબાશ!'

અમારા બધાના સામટા બળથી ઢાંકણું ઉઘડયું. એ ઉઘડતાં વેંતજ અંદરથી ક્લોરોફોર્મની મગજને ભમાવી દેતી વાસ આવી. અંદરની બાજુ મોઢા પર રૂ ભરેલું માનવશરીર પડયું હતું. ક્લોરોફૉર્મથી રૂ મોટે ભાગે ભીંજવેલું હતું. જયંતે રૂ ખેંચીને ફેંકી દીધું એટલે એક સૌંદર્યસંપન્ન યુવતીનો ચહેરો દેખાયો; અને તરત જ એને કોફીન-માંથી બહાર કાઢીને પાછળ ટેકો આપી અમે બેઠી કરી.

'જો તો નટવર! એ હજી જીવે છે કે મરણ પામી? એની નાડી ચાલે છે? ખરેખર આપણે મોડા તો નથી ને?'

અર્ધાએક કલાક સુધી એમ લાગ્યા કર્યું કે અમારા પ્રયત્નો કારગત નહિ લાગે પણ પછીથી આશાનાં કિરણો ચમકવા લાગ્યાં. વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધખોળથી ઉપલબ્ધ થતાં બધાંયે સાધનોનો ઉપયોગ કર્યા પછી લેડી ફ્રાન્સીસ ડી'સોઝાએ મૃત્યુને આલિંગન આપી આવીને પોતાના જીવન વિષે ખાત્રી આપી. સ્વચ્છ કાચ પર એમનો ધીરો શ્વાસોશ્વાસ ચાલુ થવાના પુરાવા રૂપ બાફથી ઝાંખપ આવી.

એવામાં બહારથી મોટર આવ્યાનો અવાજ આવ્યો. એમાંથી જમશેદજી માદન વૉરંટ લઈને ઉતર્યા.

'એનું વૉરંટ મોડું આવ્યું. એ આવતા પહેલાં એનાં પક્ષીઓ ઉડી ગયાં હશે! ચાલો, આપણા કરતાં આમનો આ સન્નારીની સેવા કરવાનો અધિકાર વધુ છે. ભલે પધાર્યા મી. રોડરીક્સ! આપણે લેડીસાહેબને અહીંથી જલદી ખસેડી લઇએ તો ઠીક એટલે આ પાય-દસ્તનું કામ આગળ ચાલે અને પેલી ગરીબ સ્રી એની અવલમંજલે પહોંચે.'

*

'સારામાં સારૂ ભેજુ પણ વખત આવ્યે કેટલું બહેર મારી જાય છે તેમજ ભણ્યો ભૂલે અને તારો બૂડે એના પુરાવા રૂપ આ હકીકત તારે નાંધવા જેવી છે. નટવર !' અમે ઘેર પહોંચ્યા પછી જયંતે મ્હને કહ્યું. 'માણુસ માત્ર ભૂલને પાત્ર છે અને આખરે હું પણ માણુસજ છું ને! મ્હારી આખી રાત ઉંઘ વિના પસાર થઇ. આખો વખત મ્હને લાગ્યા કરતું હતું કે કોઇ પણ ઠેકાણે એક એવી નાની સરખી વિગત છે કે જેથી બધો ભેદ ઉકેલી શકાય પણ એ વિગત મ્હને જડતી ન હતી. એક નજીવું વાક્ય મ્હેં સાંભળ્યું હતું અને તેના પર ધ્યાન આપ્યું ન હતું એમ મ્હને લાગ્યા કરતું હતું. છેવટે સવારના પહોરમાં મ્હને યાદ આવ્યું કે પેલી અંડરટેકરની સ્ત્રી એજ એ વાક્ય કહ્યું હતું 'અત્યાર સુધીમાં એ આપને પહોંચાડયું હોત પણ એ અસાધારણ કદનું હોવાથી વધુ વાર લાગી.' એ વાક્ય એણે કોફીન માટે ઉચ્ચાર્યું હતું. એ અસાધારણ શા માટે હતું? એ પરથી એમ જણાતું હતું કે એ આપેલા માપ મુજબ બનાવેલું હતું. તો પછી એવી રીતે બનાવરાવવાનું કારણ શું? એમ કરવાનો ઉદ્દેશ શો? તરત જ મ્હારી નજર આગળ કોફીન અને તેની ઉંડાઇ તેમજ તેની એક બાજુએ લપાઇને ગોઠવાઇ જતું શબ તરવર્યાં. આટલા નાના સરખા શબ માટે આવું મોટું કોફીન શા માટે જોઇએ? એનો જવાબ સરળ હતો. બીજા શબ માટે જગ્યા રાખવા. બન્ને શબ એકજ સર્ટીફીકેટના આધારે એકજ કોફીનમાં દાટવાનાં હતાં. વાત બધી સરળ હતી, પણ બુદ્ધિને પડળ આવી ગયાં હતાં! આઠ વાગે સુકા ભેગું લીલું બળી જાય તેમ પેલી વૃદ્ધ સ્ત્રીના શબ સાથે લેડી સાહેબને પણ દાટી દેવાનાં હતાં, એટલે કોઇપણ ભોગે આપણે કોફીન અટકાવવાનું હતું.

'એ એક છેલ્લી તક હતી અને સદ્દભાગ્યે એમાં આપણુને યશ મળ્યો. આ લોકોએ કોઇનું ખૂન કર્યું હોય એવું હજી સુધી

સાંભળ્યું નથી, એવું પગલું ભરતાં એ જરૂર અચકાય પણ આ જાતનો બુદ્ધિનો દુરૂપયોગ કરતાં એમને વાંધો ન આવે.

' આ ઉપરથી બધો બનાવ તને સમજાયો હશે. લેડીસાહેબને છૂપાવી રાખેલાં તે જગ્યા તો તેં જોઇ છે. એ બેઉ એકાએક ત્યાં દોડયાં અને એમને ક્લોરોફૉર્મ સુંઘાડી બેહોશ કરીને કૉફીનમાં નાખી દીધાં અને ઉપરથી ક્લોરોફૉર્મમાં ભીંજવેલું રૂ મૂકયું કે જેથી એ ઉઠવા ન પામે. પછીથી ઢાંકણું બરાબર જડી દીધું. ખરેખર ! આ જાતનો ગુન્હો તો આપણે પહેલી જ વખત સાંભળીએ છીએ અને એ જુગલ જોડી જમશેદજીના પંજામાંથી છટકી જશે તો ભવિષ્યમાં પણ કૈંક હેરત પમાડે એવું આપણે જરૂર સાંભળીશું. '

*

# કાનની ભેટ

*

મ્હારા મિત્રની સાહસકથાઓ લખવા માટે મોટે ભાગે હું એવી જ વાતો પસંદ કરૂં છું કે જેમાં ઓછામાં ઓછી ધ્યાન ખેંચવાની વિગતો શરૂઆતમાં હોય અથવા શરૂઆત તદ્દન નજીવી રીતે થતી હોય છતાં અંદર ખાનેથી ઘણું ખેંચાણ કારક તત્વ હોય અને અંત પણ ચમત્કારિક હોય; એ છતાં પણ કેટલીક વાતો એવી પણ છે કે જેમાં એ જાતનું વર્ગીકરણ કરવું મ્હારા માટે મુશ્કેલ છે, એટલે સંજોગોને આધીન થઇને મ્હારે એવી પણ કેટલીક વાતો આપવી પડી છે.

ઉનાળાના દિવસ હતા. ગરમી તો કહે મ્હારૂં કામ! માથું ફાટી જાય એટલો તાપ પડતો હતો. ગરમીની રજાઓ પડી ચૂકી હતી અને

લોકો બહારગામ જતા હતા. કમનસીબે આ વર્ષે મ્હારાથી બહાર જવાય એવું ન હતું; અને જયંતને તો એ ભલો ને એનું કામ ભલું.

'નટવર ! 'સમાચાર' વાંચી રહ્યો ?' જયંતે પૂછ્યું 'પેલો મીસ કૂપરવાળો કિસ્સો વાંચ્યો ?'

'એતો મ્હારી ધ્યાનબહાર જ ગયો.' મ્હેં જવાબ આપ્યો.

'બનવાજોગ છે. પેલો રહ્યો આ સામેના પાન પર જરા મોટેથી વાંચતો.'

'મ્હેં છાપું ફેરવીને એણે બતાવ્યું તે વાંચવા માંડયું. 'એક વિચિત્ર પાર્સલ' એવું એનું મથાળું હતું.

'મીસ આયમાય કૂપર જે વાંદરા ખાતે હીલરોડપર રહે છે તેમની કોઇએ તદ્દન વિચિત્ર અને બહુ જ ભયંકર મશ્કરી કરી છે. ગઈ કાલે બપોરની ટપાલમાં એમને એક પાર્સલ મળ્યું છે. એ પાર્સલમાં કાગળના ખોખામાં મીઠું ભરેલું હતું. મીઠું ખાલી કરતાં મીસ કૂપરે એમની બહુજ અજાયબી વચ્ચે માણસના તાજા કાપેલા બે કાન જોયા અને તેઓની નવાઇનો પાર ન રહ્યો. એ પાર્સલ આગલે દિવસે કોઇએ દ્વારકા ખાતેથી એમને મોકલાવ્યું હતું. એ પાર્સલ કોણે મોકલાવ્યું હશે તેનો કૈંજ પત્તો નથી કારણ કે મીસ કૂપર લગભગ પચાસ વરસનાં વયોવૃદ્ધ અને શાંત સ્વભાવનાં એકલવાઇ જીંદગી ગુજારનાર બાઇ છે અને એમનાં ઓળખીતાં અથવા કાગળ પત્તર લખે એવાં માણસો ગણ્યાં ગાંઠયાં છે. આ સંજોગોમાં આવું ભેદી પાર્સલ એમને કોણે મોકલાવ્યું હશે એ સમજાતું નથી. કેટલોક વખત પહેલાં એ ડુંગરી ખાતે રહેતાં હતાં ત્યારે એમણે ત્રણ વિદ્યાર્થીઓ જેઓ દાક્તરીનો અભ્યાસ કરતા હતા, તેમને જગ્યા ભાડે આપી હતી અને એમનું જમવા ખાવાનું પણ પોતે કરી આપતાં હતાં. એ ત્રણે જણા તોફાની બારકસો હોવાથી એમણે એ બધાને એકાએક કાઢી મૂક્યા હતા. એમાંના એકાદ જણે પોતાના મનમાં ડંખ રાખીને

આ પાર્સલ કર્યું હોય એ બનવાજોગ છે, એવી પોલિસની માન્યતા છે. એ ત્રણમાંનો એક ઓખામંડળનો ઘણું ખરૂ દ્વારકાનોજ વતની હતો. એટલે વખતે એ એનું કામ પણ હોય. જે હોય તે ખરૂં. મી. જમશેદજી માદન જેવા ચબરાક પોલિસ અધિકારી એની તપાસ ચલાવે છે એટલે એનું રહસ્ય બહાર આવ્યા સિવાય નહિ રહે.'

'આટલી વિગત 'સમાચાર' આપે છે' મ્હેં વાંચવાનું પુરૂ કર્યું એટલે જયંતે કહ્યું. 'હવે આપણા સાથીદાર જમશેદજી શું લખે છે તે જોઇએ. આજે સવારે મ્હને એમની ચીઠ્ઠી મળી તેમાં એ જણાવે છે કે 'હું ધારૂ છું કે આ કેસ આપની લાઇનનો છે. અમને એનું રહસ્ય ઉકેલવાની ઉમેદ છે પણ શરૂઆત શી રીતે કરવી તે સમજાતુ નથી. અલબત, અમે દ્વારકાની ટપાલ ઑફિસને તાર કર્યો છે પણ ત્યાંયે ઘણાં પાર્સલ વિગેરેનું કામ થતુ હોવાથી મોકલનારનો પત્તો લાગે એ સ્વાભાવિક નથી. જે ખોખામાં કાનની ભેટ આવી છે તે કાગળનું ખોખુ છે અને મોટે ભાગે ચાલુ વપરાશની સીગારેટની તંબાકુનું અરધા રતલી ખોખુ છે, એ કૈં તપાસમાં કામ લાગે એવું નથી. દાક્તરી લાઇનના વિદ્યાર્થીઓની વાત મ્હને તો બહુજ બંધ બેસ્તી લાગે છે છતાંયે આપ થોડા વખત આવી જશો તો ઠીક થશે. હું કાંતો પોલિસથાણાપર અથવા મીસ કૂપરને બંગલે હઇશ' શું કરીશું! નટવર! આવી સખત ગરમીમાં વાંદરા જવું છે? એકાદ મઝાની કથાનો તારા સંગ્રહમાં ઉમેરો કરવો હોય તો ચાલ તૈયાર થા.'

'મ્હારો ક્યારનોયે વિચાર થઇ ગયો હતો! આવા પ્રસંગની તો હું કાગને ડોળે રાહ જોઇ રહ્યો હતો.'

'ઘણી સારી વાત છે! ચાલો આપણે તૈયાર થઇએ.'

થોડા વખતમાં અમે તૈયાર થઇને વાંદરા જવા નીકળ્યા. જયંતે ટેલીફોનથી ખબર આપી હતી એટલે જમશેદજી સ્ટેશનપરજ અમારૂં સ્વાગત કરવા આવ્યા હતા. સ્ટેશનથી પાંચેક મીનીટના રસ્તાપર મીસ કૂપરનો બંગલો આવેલો હતો.

જમશેદજીએ દરવાજો ખખડાવ્યો એટલે એક નોકરે આવીને તે ઉઘાડયો.

આયમાય આગળના ખંડમાંજ બેઠાં હતાં એટલે અમે એમની પાસેજ ગયા. એ પચાસેક વરસની ઉંમરનાં શાંત સ્વભાવનાં પણ એકલવાયાં રહેવા ટેવાયલાં લાગતાં હતાં.

'એ બધું હજી બહારજ પડયું છે જમશેદજીબા! તમે એ સદાબરૂ ઉપારીજ જાવની બાવા!' એમણે અમને જોતાં વેંતજ જણાવ્યું.

'એમ કરશું માય!' જમશેદજીએ કહ્યું. 'આયે ભાઇ જયંતરાય તમારી હરૂભરૂ એ જરા જોઇલે તેટલા સારૂજ મ્હેં એ અહીં રહેવા દીધું હતું.'

'મ્હારી હરૂભરૂ કાંય?'

'એવનને કૈં પૂછવું ગાછવું હોય તેને વરે.'

'એમાં તે સું પૂછવાનું બલીયું છે જે! મ્હેં કેહ્યું તો ખરૂં કે એમાં હું કૈંજ જાનતી નથી.'

'ખરી વાત લાગે છે.' જયંત બોલ્યો. 'અત્યાર સુધી તમને પુરતો કંટાળો અપાયો લાગે છે એમાં તો કૈં શકજ નથી.'

'હાસ્તો બાવા! મ્હારા જેવી શાંત સ્થિતિમાં રહેનાર બાઈને આ ધમાલ કેમ ગમે? છાપામાં મ્હારૂં નામ આવે એ મ્હને તો રજેય નથી ગમતું. એ ગંદવાડો ઘરમાં ના લાવતા જમશેદજીબા! તમારે એ જોવું હોય તો બહાર જઇને જુઓ.'

અમે તરતજ બહાર ગયા. જમશેદજીએ પેલું ખોખું આણ્યું. એની સાથે સરનામાનો કાગળ અને દોરી પણ આણ્યાં. અમે એક બાંકડાપર બેઠા અને જોવા માંડયું. જયંતે એ ખોખુ, સરનામા વાળો કાગળ અને દોરી બારીકાઈથી જોયાં.

'દોરી નવાઇ જેવી છે.' જયંતે કહ્યું. 'તમે એના પરથી શું અનુમાન કરી શકો છો? જમશેદજી!'

' એને ડામર લગાડેલો છે.'

'બરાબર છે. એ ઉપરાંત મીસ કૂપરે એ કાતરથી કાપી છે એ પણ એના કાપ પરથી દેખાય છે અને એમ કરવાને લીધે એની અગત્યતા જળવાઇ રહી છે.'

'શી અગત્યતા ? મ્હને તો એવું કૈં નથી લાગતું.' જમશેદજીએ કહ્યું.

'દોરી કાતરથી કાપી એટલે ગાંઠ હજી એવીને એવી રહી છે અને ગાંઠની વિશિષ્ટતા ધ્યાન ખેંચે એવી છે એ અગત્યનો મુદ્દો છે.'

'એ બરાબર ધ્યાન દઇને કોઇએ વાળી છે. મ્હેં એ બાબતની નોંધ લીધી છે.' જમશેદજીએ પોતાની હોંશીઆરીનું પ્રદર્શન કર્યું.

'એટલી વાત દોરીની 'જયંત બોલ્યો.' હવે સરનામાનો કાગળ તપાસીએ. એમાં કોફીની વાસ આવે છે. શું ? તમને એની વાસ આવી ન હતી ? એમાં શંકાને સ્થાનજ નથી. સરનામું પણ ઠીક કર્યું છે. ઇંગ્રેજી પહેલી એ. બી. સી. ડી. માં 'મીસ. એ. કૂપર. હીલ રોડ, વાંદરા ' એમ કોઇ જાડી સ્ટીલથી લખ્યું છે. એના અક્ષરો કોઇ પુરૂષના જ લાગે છે. અલબત એ સાધારણ ભણેલો હશે. ખોખુ તો સાધારણ છે. અર્ધા રતલી તંબાકુનું ખોખુ છે. એની નીચેની બાજુ ડાબે પડખે અંગુઠાની બે છાપ પડેલી છે. એમાં મીઠું ભરીને પેલી વિચિત્ર ભેટ એણે મોકલાવી છે.'

એમ કહીને એણે પેલા બે કાન એમાંથી બહાર કાઢયા અને બારીકાઇથી તપાસવા માંડયા. હું તથા જમશેદજી એની બેઉ બાજુએ બેસીને જોવા લાગ્યા. કેટલીક વખત અમે એ વિચિત્ર કાન તરફ અને કોઇ કોઇ વખત એ તપાસતા જયંતના ચહેરા તરફ નજર નાખતા હતા. પોતાની તપાસ પુરી કરીને જયંતે એ બેઉ કાનને ખોખામાં મુકી દીધા અને વિચાર કરતો બેઠો.

' અલબત્ત, તમે જોયું હશે,' છેવટે એ બોલ્યો. 'કે એ બેઉ કાન એક જ માણસના તો નથી.'

'હાજી. એ મ્હારી ધ્યાન બહાર નથી. પણ એ જો દાક્તરી અભ્યાસ કરનાર વિદ્યાર્થીએ મશ્કરી ખાતર મોકલ્યા હોય તો એક માણસના બે કાન મોકલવા અથવા બે જૂદા જૂદા માણસના કાન મોકલવા એ એને માટે તો સરખુંજ છે.'

'ખરી વાત, પણ આ કૈં મશ્કરી નથી.'

'આપની ખાત્રી છે?'

'બધાં અનુમાન તદ્દન વિરૂદ્ધ જાય એવાં છે. એ જાતનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને આપવામાં આવતાં મૃતદેહોમાં એક જાતની સંરક્ષક દવા નાખવામાં આવે છે. એવી કોઇ દવા આ કાનમાં જણાતી નથી. એ ઉપરાંત એ બન્ને તાજાજ છે. બન્ને કાન કોઇ બુઠ્ઠા ઓજારથી કપાયલા છે એ પણ બતાવી આપે છે કે કોઇ વિદ્યાર્થીનું એ કામ નથી. એ લોકો પાસે બુઠ્ઠાં નહિ પણ તીક્ષ્ણ હથીઆર હોય એ તો તમે પણ કબુલ કરશો. તેમજ જો આ કામ કોઇ વિદ્યાર્થીનું હોય તો એને કાર્બોલિક અથવા રેકટીફાઇડ સ્પીરીટમાં કાન મોકવવાનું સુઝે જ્યારે આ તો મીઠામાં ગોઠવીને મોકલેલા છે. આ બધાં કારણોને લીધે હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણે નજીવી મશ્કરીની તપાસ કરવાની નથી પણ એક ગંભીર પ્રકારના ગુન્હાને લગતી તપાસ કરવાની છે.'

મ્હારા મિત્રની આ હકીકત સાંભળીને મ્હને જરાક ધ્રુજારી આવી ગઇ. મુહુર્તમાંજ આમ થતું હોવાથી આગળ ઉપર કેવો બનાવ બનશે અથવા આ તપાસ કેવું વલણ લેશે તેનો મ્હને વિચાર આવ્યો. જમશેદજીએ હજી બધી વાત બરાબર માનતા ન હોય એ રીતે ડોકું ધુણાવ્યું અને કહ્યું:

'મશ્કરી બાબત હું કહું છું તેની વિરૂદ્ધ આપ રજુ કરો છો તેવા કેટલાક વાંધાઓ છે એ વાત ખરી, પરંતુ આપ રજુ કરો છો તે વિગતો સામે જેટલા ગંભીર વાંધાઓ છે તેટલા એ નથી. આપણે જાણીએ છીએ કે મીસ કૂપર વર્ષો થયાં અત્રે શાંત અને માનભર્યું

જીવન ગાળે છે. એ ભાગ્યેજ વીસેક વરસના લાંબા ગાળામાં બહાર ગયાં હશે, તો પછી કોઇપણ ગુન્હેગાર અથવા શરીફ બદમાસ પોતાના ગુન્હાની સાબીતીઓ એમના પર શા માટે મોકલાવે? અને જો એ કૈં પણ જાણુતાં હોય તો એમનો ચહેરો એમના નિર્દોષ હોવાની જે છાપ પાડે છે તે પાડત જ નહિ.'

'આપણે એજ કોયડો ઉકેલવાનો છે.' જયંતે જવાબ આપ્યો. 'અને એને માટે હું તો એમ કહું છું કે મ્હારા અનુમાન મુજબ બે માણસોનાં ખૂન કરવામાં આવ્યાં છે. આ બે કાનમાંનો એક સ્ત્રીનો છે અને બીજો પુરૂષનો છે. સ્ત્રીનો કાન નાનો છે અને તે એરીંગ વિગેરે પહેરવા માટે કોચાવેલો છે. આ બન્ને જણ મરણ પામ્યાં છે, એમ ન હોત તો આપણે એમના વિષે કૈંક સાંભળ્યું હોત. આજે શુક્રવાર થયો. પાર્સલ બુધવારે કરેલું છે એટલે આ ગુન્હો મંગળવારે અથવા સોમવારે થયો હોવો જોઇએ. જો એ બેઉ જણનાં ખૂન થયાં હોય તો એમના ખૂની સિવાય બીજો કયો માણસ એમના અવશેષની ભેટ મીસ કૂપરને મોકલાવે? અને આપણે એ પાર્સલ મોકલનારનું જ કામ છે. હવે એણે એ પાર્સલ મીસ કૂપરને જ શા માટે મોકલાવ્યું? એમાં એનો કૈં પણ વિશિષ્ટ ઉદ્દેશ હોવોજ જોઇએ. એવો કયો ઉદ્દેશ હતો? એ ભયંકર કાર્ય કરવામાં આવ્યું હતું તેના ખાત્રી લાયક પુરાવા તરિકે એ સ્મરણાવશેષો મોકલાવ્યાં હોય એમ માનવાને કારણ મળે છે; અથવા તો એ જોઇને મીસ કૂપરને પારાવાર દુઃખ થાય એ હેતુથી તે મોકલવામાં આવ્યાં હોય એ પણ સંભવિત છે. આ સંજોગોમાં એ પાર્સલ મોકલનાર કોણ છે તેની મીસ કૂપરને ખબર હોવી જોઇએ. એમને એવી ખબર છે ખરી? એ બાબતની મ્હને શંકા છે. એમને જો ખબર હોય તો નકામી હોહા શા માટે કરે? પોલિસને શા માટે બોલાવે? દાબી દેવા જેવી વાતને ચોળી ચુંથીને શા સારૂ છતી કરે? એ પોતેજ આ પાર્સલને દાટી દે અથવા આકુ અવળુ ગમે ત્યાં ફેંકી દે એજ એમના લાભની વાત

હતી. ગુન્હેગારને બચાવવાની એમની ઇચ્છા હોત તો એવુ પગલુ ભરવા માટે એ સરમુખત્યાર હતાં; અને જો એ રીતે એ ગુન્હેગારને બચાવવા માગતાં ન હોય તો એનું નામ એ વગર આનાકાનીએ આપે પણ એવું કશુંજ બનતું નથી. ખરો ગુંચવાડો અહીં આગળજ ઉભો થાય છે અને એનો સૌથી પહેલાં નિકાલ કરવાની જરૂર છે.'

આ વાતચીત દરમિઆન એનું મગજ અસ્થીર હતું. તે એકાએક ઉઠયો અને મીસ કૂપર જે ખંડમાં હતાં તે તરફ જવા લાગ્યો

'મ્હારે મીસ કૂપરને થોડાક સવાલ પૂછવાના છે.' જયંતે ઉમેર્યું.

'તો પછી હું આપની રજા લઇશ.' જમશેદજીએ કહ્યું. 'મ્હારે બીજું કેટલુંક કામ આટોપવાનું છે તે પરવારી લઉં. મ્હારે મીસ કૂપર પાસેથી કૈં વધુ જાણવા જેવું નથી. હું થાણા પર આપને મળી શકીશ.'

'પાછા ફરતી વખતે અમે મળતા જઇશું.' જયંતે જવાબ આપ્યો.

તરતજ અમે મીસ કૂપર પાસે આવ્યા. એ હજી એક આરામ ખુરસી પર બેઠાં બેઠાં કૈંક ભરતકામ કરતાં હતાં. અમે ગયા એટલે એમણે ભરતકામ બાજુએ મૂકયું અને અમારા તરફ જોયું.

'હું તો એમ માનુંચ' તેવણે કહ્યું. 'કે આયે પાર્સલ કોઇ બીજાને વરે હોશે પન ભૂલથી મને મોકલીયુંચ. જમશેદજીઆને મેં ગાઇ વજારીને કેહ્યું પન તેવણુના ભેજામાં હજી એ ઉતરતું નથી! એવણુ તો કેથ્થા મારી સાંમે જોઇને હસીયા કરેચ! મારો તો મુવો કોઇ દુશ્મન છેજ નહિ, અને મારા જેવીને આવું પાર્સલ કરવાની મતલબ બી શું છે જે!'

'મ્હારો પણ એવોજ અભિપ્રાય છે.' જયંત બોલ્યો. 'હું ધારૂં છું કે એ વધારે...' એ વચ્ચેજ અટકી પડયો. એની નજર

આજુબાજુનાં ચિત્રો અને છબીઓ પર પડી અને એ ચોંકયો હોય એમ મ્હને લાગ્યું.

'મ્હારે એકાદ બે સવાલ પૂછવાના છે.' એ બોલ્યો.

'મરેરે! મુંવા એ સવાલ! મારૂં તો ભેજું બી પાકી ગયુંચ!' મીસ કૂપરે કંટાળીને જવાબ આપ્યો.

'તમારે બીજી બે બહેનો છે ખરૂંને?' જયંતે પૂછ્યું.

'એ તમે શી રીતે જાણ્યું?'

'મ્હારી નજર પેલી છબી પર પડી તે ઉપરથી મ્હને લાગ્યું. એ જો કે ઘણી જૂની છે પણ તેમાં સૌથી મોટી સ્ત્રી છે તે તમે પોતેજ છો એમ સ્હમજી શકાય એવું છે. બીજી બે બાઇઓનો ચહેરો એટલો મળતો આવે છે કે એ તમારી બ્હેનો હોય એમ માની શકાય.'

'તમારી વાત ખરી છે. એ બેઉ મ્હારી બ્હેનો છે. આવા બાઇ અને શીરીન.'

'અને વળી પેલી બીજી છબી છે એ આપની નાની બ્હેનની લાગે છે. એની સાથે સ્ટીમર પરનો કોઇ નાનો અમલદાર હોય એમ જણાય છે. પરણ્યા પહેલાં એ છબી લીધેલી હોવી જોઇએ.'

'તમારી નીરીક્ષણ શક્તિ અજબ છે!'

'એ તો મ્હારો ધંધો છે.'

'ઠીક! આપની વાત ખરી છે. એ છબી પડાવ્યા પછી થોડા વખતમા જ શીરીન મિનુ કોયાજી સાથે પરણી—એ વખતે કોયાજી હુંસાલાઇનમાં હતો. લગ્ન પછી એ એવો ઘરકુકડો થઇ ગયો કે એની એ ચાકરી ગઇ અને હવે એ બી. આઇ. એસ. એનમાં કામ કરે છે.'

'કરાચી લાઇન?'

'હાજી.'

'ચકલામાં?

'નાજી, વીટામાં. પછી બદલી થઇ હોય તો કોણ જાણે મિનુ એક વખત મ્હને મળવા માટે અહીં આવ્યો હતો; તે વખતે એ સીધો હતો, પછી તો એ દારૂની લતમાં પડી ગયો. એ એવો તો પીપીયાદાસ બની ગયો કે ન પૂછો વાત! એનું ભેજુ પણ જબરૂ ચસકેલ હતું. એણે જ્યારથી એ સેતાનનો સાથી દારૂનો પ્યાલો હાથમાં ઝાલ્યો ત્યારથી એની પડતી દશા આવી. સૌથી પહેલા એણે મ્હારી સાથેનો સંબંધ બંધ કર્યો, પછી વળી આવાંબાઈ સાથે લઢયો અને હમણાં હમણાં તો શીરીન કૈં લખતી નથી એટલે એનો સંસાર કેમ ચાલે છે તે ખબર નથી.'

ધીરે ધીરે આયમાય એવા વિષયપર આવ્યાં હતાં કે જે એમનું અંતર આર્દ્ર કરવાને પુરતો હતો. એકાંત વાસ ગુજારનાર ઘણાં માણસોની પેઠે તેઓ પણ સૌથી પહેલાં ભેળાવા કે વાત કરવા આનાકાની કરતાં હતાં પણ વાતનો વિષય આ રીતે બદલાતાં એમની જીભ છૂટી થઇ ગઇ. એમણે પોતાના બનેવીની ઘણી વાતો કહી. તે પછી અમારી વાતો બદલાઇ. પેલા દાક્તરી લાઇનના વિદ્યાર્થીઓની વાત નીકળી. એમનાં તોફાન, તેમજ ઉદ્ધતાઈ અને ઉચ્છૃંખલતાની એમણે કેટલીયે બારીક વિગતો આપી. એમણે એમનાં નામ તથા કોણ શાનો અભ્યાસ કરતું હતું તે પણ કહ્યું અને કેવા સંજોગોમાં એમને જગ્યા આપેલી અને જગ્યા ખાલી કરાવેલી તે પણ વિગતવાર કહી બતાવ્યું. એમની જીભની લગામ છૂટી મુકાઇ હતી અને ઘોડો બેફાટ દોડતો હતો. જયંત એ બધુ ધ્યાન દઇને સાંભળતો હતો અને વચ્ચે વચ્ચે એકાદ બે સવાલ પૂછીને એમને વાત કહેવામાં ઉત્તેજન આપતો હતો.

'તમે તથા આવાંબાઇ બન્ને જણ એકલવાયાં છો તો પછી રહેવા ખાવાનું સાથેજ શા સારૂ નથી રાખતાં?' જયંતે પૂછયું 'એમ કરો તો બેઉને ફાયદો થાય.'

'અરે બાવા ! તમને એના દાધા બળ્યા સ્વભાવની ખબર નથી એટલે જ એમ બોલો છો ! હું અહીં આવી-મુંબાઇ વચ્ચે રહેવા ગઇ હતી ત્યાર પછીસ્તો-તે વખતે મ્હેં એ અખતરો કરી જોયો પણ એ મ્હને ભારે પડી ગયો. બે મહિનાની વાત પરજ અમે છૂટાં પડયાં. મ્હારે મ્હારી બ્હેન વિરૂદ્ધ કૈં કહેવું ન જોઇએ છતાં એનો ધાલધુસણીયો સ્વભાવ અને તોબરો ચઢેલું મ્હોં, બન્ને કોઇને પણ પસંદ પડે એવાં નથી.'

'તમે કહો છો કે એ તમારાં નાનાં બ્હેન અને બનેવી સાથે પણ લઢી ચૂકયાં છે?'

'હારે ! એક વખત તો એમનો સારામાં સારો સંબંધ હતો. અરે, એટલે સુધી કે એ એમની પાસે રહેવા પણ ગઇ અને હવે, એવો એકકે અપશબ્દ નહિ હોય કે જે એ મિનુ માટે નહિ બોલી ચૂકી હોય ! છેલ્લા છ મહિના એ મ્હારી પાસે આખો વખત મિનુની દારૂની લત, અને એનો કોહ્યલા સ્વભાવની વાત કર્યા કરતી હતી. હું ધારૂં છું કે મિનુએ એને ઉંધુ ચતુ કરતાં જોઇ હશે અને એને જરા તતડાવી હશે એટલે એનો મિજાજ ગયો હશે. પછી ખરી ખોટીવાત તો પરવરદેગાર જાણે !'

'આપને બહુ તસ્દી આપી આયમાયજી !' જયંતે જરા વધારે પડતા વિનયથી કહ્યું, 'આવાંબાઈ હું ભૂલતો ન હઉં તો સાન્તા ક્રુઝમાં ઘોડબંદરરોડ પર રહે છે એમ તમે કહ્યું ખરૂંને ? ભલે, ભલે, હું દિલગીર છું કે જેમાં આપને કૈંજ લાગતું વળગતું નથી. એવા ભળતાંજ માણસના કેસમાં આપને નાહકની આટલી બધી તસ્દી આપવી પડી.'

'કૈં નહિ બાવા ! એમાં તસ્દી શાની !'

અમે બહાર નીકળ્યા. સદ્ભાગ્યે તરત જ અમને ટૅકસી મળી ગઇ. જયંતે તે ઉભી રખાવી.

'ચાલ નટવર!' જયંત બોલ્યો. 'તાતે ધાયેજ કામ લેવું જોઇએ.'

'સાન્તાક્રુઝ' એણે ડ્રાઇવરને કહ્યું અને મ્હારા તરફ ફરીને ઉમેર્યું: 'સાદા જણાતા આ કેસમાં એક બે બાબતો એવી સુંદર છે કે ન પૂછે વાત! રસ્તે જતાં જરા સ્ટેશન તરફ હંકારજે તો–'

જયંતે સ્ટેશન આગળ ઉતરીને મુંબાઇ ખાતે કોઇને ટેલીફોન કરીને કેટલીક સૂચના આવી અને એનો જવાબ કયાં આપવો તે પણ કહ્યું. ટેલીફોનની ઓરડી બંધ હોવાથી એ શું બોલ્યો કે શી વાત કરી તે મ્હને સ્હમજાયું નહિ.

થોડીવારે અમે સાન્તાક્રુઝ આવી પહોંચ્યાં. આવાંબાઇનું રહેઠાણ શોધી કાઢતાં અમને ઝાઝી મુશીબત ન નડી. ટેકસી ઉભી રખાવીને જયંત નીચે ઉતર્યો અને સાંકળ ખખડાવી. થોડીવારે બારણું ઉઘડયું અને એક જુવાન ગૃહસ્થ બહાર આવ્યો.

'આવાંબાઇ કૂપર અંદર છે કે?' જયંતે પૂછ્યું.

'આવાંબાઇ બહુજ માંદાં થઈ ગયાં છે.' એણે જવાબ આપ્યો. 'ગઇ કાલનાં એવણ મગજના ગંભીર રોગથી પટકાઇ પડયાં છે. એમના દાકતર તરિકે આવી ગંભીર પરિસ્થિતિમાં કોઇને પણ એમની સાથે મળવાની રજા આપવાની જોખમદારી સ્વીકારવાની હું ના પાડું છું. આપને કૈં કામ હોય તો દસેક દિવસ પછી પધારશો. એ દરમિઆન એમને કૈંક ફેર પડશે એવી મ્હારી ધારણા છે.' એમ કહીને એણે બારણું બંધ કર્યું અને એ બહાર ચાલ્યો ગયો.

'ના મળાય તો કૈં નહિ! બીજું શું!' જયંતે હસતે મોઢે ટેકસીમાં બેસતાં બેસતાં કહ્યું.

'વખતે એમણે પણ એથી વધારે ખબર આપી ન હોત!'

'મ્હેં એમની પાસેથી કૈં મેળવવાની આશા રાખી ન હતી, છતાંયે મ્હારે જે જોઈતું હતું તે મળી ગયુ છે. ચાલો હવે વાંદરા પોલિસ સ્ટેશન.' એણે છેલ્લું વાક્ય ટેકસી હાંકનારને કહ્યું.

થોડીવારે અને વાંદરાના પોલિસથાણા પર આવી પહોંચ્યા. જમશેદજી અમારી રાહ જોતા બેઠા હતા.

'આપનો ટેલીફોન હતો જયંતરાય!' એમણે કહ્યું.

'કોનો?'

'બાપાસોલાનો.'

'ઠીક.' એમ કહીને જયંતે બાપાસોલાને ટેલીફોન કર્યો.

ટેલીફોન વાળી ઓરડીમાંથી નીકળ્યો ત્યારે જયંત ખુશમિજાજ જણાતો હતો.

'કેમ કંઈ સમાચાર મળ્યા?'

'બધાય સમાચાર મળયા.'

'શું બોલીયા!' જમશેદજીએ નવાઇ પામીને કહ્યું. 'તમે મશ્કરી તો નથી કરતા ને?'

'એવી મશ્કરી કરવાની મ્હને ટેવ જ નથી. એક ભયંકર ગુન્હો કરવામાં આવેલો છે અને તેની દરેક વિગત મેળવવા હું ભાગ્યશાળી થયો છું.'

'અને ગુન્હેગાર?'

જયંતે કાગળના કકડા પર નામ લખીને જમશેદજીને આપતાં જણાવ્યું.

'એ એનું નામ. વહેલામાં વહેલાં કાલે સાંજ પહેલાં તમે એને પકડી નહિ શકો. આ આખાએ કેસ બાબત કોઇપણ ઠેકાણે મ્હારા નામનો ઉલ્લેખ કરવાની જરૂર નથી. જેનો નિકાલ અને ઉકેલ કરવામાં કૈંકય હરકત આવતી ન હોય એવા કેસમાં મ્હારૂં નામ આવે એ મ્હને પસંદ નથી એ તો નટવર પણ આપને કહેશે. ચાલ, નટવર! હવે આપણે જઇએ.'

જયંતે આપેલા કાગળ તરફ ઘણી જ નવાઇથી જોતા જમશેદજીને છોડીને અમે બન્ને સ્ટેશને જવા નીકળ્યા.

*

'આ કેસ તેં 'અદ્દભૂત પરાક્રમો'માં આપેલી છેલ્લી વાર્તાના જેવો છે.' સાંજે અમે અમારા ખંડમાં પ્રીન્સેસ સ્ટ્રીટ, ક્રેસર બિલ્ડીંગમાં બેઠા હતા ત્યારે જયંતે કહ્યું. 'એમાં છેક છેલ્લો બનાવ ધ્યાનમાં રાખી તેમ કરવાનો હેતુ અને કારણો જાણવાનો પ્રયત્ન કરવાનો હતો. આમાં પણ એવું જ હતું. મ્હેં જમશેદજીને હવે પછી જે જે વિગતો મળે તે આપણુને જણાવવાનું કહ્યું છે અને એ વિગતો પેલા માણસને પકડયા પછી જ એને મળશે. મ્હારી ખાત્રી છે કે જમશેદજી એને પકડયા સિવાય નહિ રહે. અલબત્ એની પાસે પુરતી વિગતો અને અને કારણો નથી એની પણ એ દરકાર નહિ કરે. એની એક વખત ખાત્રી થાય કે પોતાને શું કરવાનું છે એટલે એ કામની પાછળ મંડયો જ રહેવાનો. એના એ એક ગુણને લીધે એ આટલો આગળ આવી શક્યો છે.'

'ત્યારે તારો કેસ પુરો નથી થયો એમજ ને?' મ્હેં પૂછ્યું.

'જરૂર જોગી વિગતો માટે તો એ પુરો થયેલો છે પણ બારીક વિગતો, મેળવવાની હજી બાકી છે. આ ભયંકર કાવતરૂ કરનાર કોણ છે તે આપણે જાણીએ છીએ. અને એની પાસેથી એ વિગતો મળી શકશે. તેં તો તારૂં અનુમાન કૈંક કર્યું હશે ને?'

'હું ધારૂં છું કે પેલો મિનુ કોયાજીજ મુખ્ય ગુન્હેગાર છે. એના પર જ તારો શક છે ને?'

'શક નહિ પણ મ્હારી તો સંપૂર્ણ ખાત્રી છે.'

'છતાંયે મ્હને તો એવાં કૈં કારણે જણાતાં નથી.'

'ઉલટું મ્હારા હિસાબે તો આથી વધુ સ્પષ્ટ બીજું કૈં હોઇ શકે જ નહિ. જો હું મુખ્ય વિગતો તને સ્હમજાવું. આપણે ગયા તે તો તને યાદ છે. તે વખતે આપણે કૈં જ અનુમાન કર્યું ન હતું. દરેક કામની શરૂઆત વખતે કોરા કાગળ જેવું નિર્દોષ અને નિર્લેપ મન રાખવાથી કામની સરળતા જળવાય છે. આપણે સૌથી પહેલાં શું જોયું? આયમાયને આપણે નરી સરળતા અને નિર્દોષતાની મૂર્તિ

જેવી જોઇ. એ કૈં છૂપાવતી નથી એ વાતની મ્હારી ખાત્રી થઇ. પછી મ્હારી નજર પેલી છબી પર પડી એ ઉપરથી મ્હારા મગજમાં વિચાર આવ્યો કે એ પાર્સલ આયમાયની બેમાંથી એકાદ નાની બ્હેનને માટે મોકલાયું હોય એ સંભવિત છે. એ વિચાર મ્હેં નિશ્ચિતપણે તપાસવા માટે બાજુએ રાખ્યો. પછી આપણે બહાર ગયા અને પેલી વિચિત્ર ભેટ તપાસવા લાગ્યા.

'પાર્સલ બાંધવા માટે વપરાયલી દોરી કોઇ સ્ટીમર પર વપરાતી દોરી જેવી મ્હને લાગી અને કોઇ દરિઆઇ માણસ—દરિઆમાં કામ કરતા માણસનો આમાં હાથ છે એમ મ્હેં અનુમાન કર્યું. તે પછી મ્હેં પેલી ગાંઠ જોઇ. એ જોતાં વેંત મ્હારૂ અનુમાન બરાબર છે એમ મ્હને લાગ્યું. અને એ એક બંદરપરથી રવાના કરેલું છે; એ પણ મ્હારા અનુમાનને સબળ બનાવવા પુરતું હતું. આ ઉપરથી મ્હારી ખાત્રી થઈ કે આ કામમાં દરિયો ખેડનાર વ્યક્તિનો મુખ્ય હાથ હતો.

'પછી મ્હેં સરનામું ધ્યાન દઇને જોયું. એનાપર ઈંગ્રેજી પહેલી એ. બી. સી. માં '**મીસ. એ.** કૂપર' એમ લખેલું હતું. અલબત આયમાય પણ એ નામથી અથવા **મીસ** કૂપરના નામથી જાણીતાં છે છતાં આવાંબાઇ માટે લખવું હોય તો એજ રીતે લખી શકાય. 'એ'ને બદલે આખું નામ લખ્યું હોત તો ગુંચવાડો ઉભો થાત નહિ. એવો કૈંક વિચાર આવ્યો એટલે હું તરત જ અંદર ગયો અને આયમાય સાથે વાત શરૂ કરી. એમને હું ખાત્રી આપવા જતો હતો કે કૈં ભૂલ થવા પામી છે અને બીજા કોઇને મોકલવાનું પાર્સલ આપને મોકલાયું લાગે છે એવામાં એકાએક હું અટકી ગયો એ તને યાદ હશે, મ્હારી નજર એક એવી ચીજ પર પડી કે જેને લીધે આપણી તપાસનું વિશાળ ક્ષેત્ર સંકુચિત અને પરિમિત થઈ જતું હતું.

'દાક્તરી લાઇનના માણસ તરીકે તને ખબર હશે જ કે

માણુસનો કાન એ શરીરનો એવો ભાગ છે કે જે ભાગ્યે જ મળતો હોઇ શકે. દરેક માણુસનો કાન બીજા માણુસના કાન કરતાં હંમેશાં જૂદો પડે છે એ વિષે બે વિદ્વતા ભર્યા લેખ ગઇ સાલના 'ભિષગ્‌ રત્ન'માં આવ્યા હતા એ ફુરસદે વાંચી જવાની તને ભલામણ કરૂં છું. એ લેખનો મ્હેં બારીક અભ્યાસ કર્યો છે અને એ દૃષ્ટિએ મ્હેં પાર્સલમાંના કાન તપાસ્યા હતા, તેમજ એના વળાંક અને ઘાટઘટમ બારીકાઇથી જોયાં હતાં. હવે જ્યારે આયમાયના કાનપર મ્હારી નજર પડી ત્યારે મ્હારી ખાત્રી થઈ કે એ કાન પાર્સલમાંના સ્ત્રીના કાનને આબાદ મળતો આવતો હતો; એ જાણીને મ્હને કેટલી અજાયબી થઇ હશે એનો તને ખ્યાલ આવી શકશે. એ કૈં આક-સ્મિક સંજોગ ન હતો પણ એમાં કંઇક ભેદ હતો. એજ વળાંક એજ ઘાટઘટમ, એટલુંજ ઉંડાણુ, આબાદ એજ નમુનો.

'અને એ વખતે આ નવા મુદ્દાની અગત્યતા હું સ્હમજી શકયો એ પરથી એમ પુરવાર થતું હતું કે મરનાર આયમાયનું અતલગનું અથવા ઘણુંજ અડીને સગુ થતું હોવું જોઇએ. એ હિસાબે મ્હેં એમની સાથે એમના કુટુંબને લગતી વાત કરવા માંડી અને વિગતો-ઘણી જરૂરી વિગતો એમણે રાજીખુશીથી આપવા માંડી.

સૌથી પહેલું તો એમની બ્હેનનું નામ આવાંબાઇ હતું તે આપણે જાણ્યું અને બે એક મહિનાની વાત પર એ પણ ત્યાંજ રહેતી હતી એટલે બનવા જોગ છે કે એ પાર્સલ એને માટેજ મોકલાયુ હોય. પછી આપણે કોયાજીની વાત સાંભળી, વધારામાં એમ પણ જાણી શકયા કે એ લોકો, આવાંબાઇ અને કોયાજી-વચ્ચે સારો નાતો હતો અને તેને લીધે એ કોયાજીની નજીક રહેવા પણ ગઇ હતી. પાછળથી કૈં વાંધો પડ્યો અને એ વાંદરા રહેવા આવી. એ લોકો વચ્ચેના વાંધાને કે તકરારને લીધે અરસપરસનો સંબંધ થોડાક મહિના થયાં બંધ થઇ ગયો હતો, એ હિસાબે જો કોયાજીને કોઇપણ ચીજ આવાં બાઇને મોકલવી હોય તો તે વાં-

દરાને સરનામે મોકલાવે એ સ્વાભાવિક હતું.

'અને હવે બધી વિગતો એકદમ સરળ થતી ચાલી, આપણુને મિનુ કોયાજી માટે શું કહેવામાં આવ્યું? એ તામસી પ્રકૃતિનો છે, તરંગી છે—એમ ન હોત તો હું સાલાઇનની નોકરી છોડી કરાંચી લાઇનમાં જોડાતજ નહિ. અલબત, એમાં એનો ઉદ્દેશ એની સ્રીની વધુ નજીક રહેવાનો હતો એ વાત ખરી છતાંએ એનો તરંગી સ્વભાવ જણાવી આપે છે, દારૂડીયો છે અને જબરો પીપીયાદાસ છે. એની સ્રીનું ખૂન થયું હોય એ માનવાને પુરતાં કારણો છે, એની સાથે બીજા એક પુરૂષનું પણ ખૂન કરવામાં આવ્યું છે. ગુન્હાનું કારણ અદેખાઇ સિવાય બીજું કાંઇ હોય એમ લાગતું નથી. અને સ્મરણાવશેષ આ રીતે આવાંબાઇને મોકલવાનું કારણ શું? બનવા જોગ છે કે એના એ લોકોની નજીકના વસવાટ દરમિઆન એવો કંઇ પ્રસંગ ઉપસ્થિત થયો હશે કે જેને લીધે આ ભયંકર ઘટના બનવા પામી. તું જોઇશ તો આ લાઈનની સ્ટીમરો પોરબંદર, દ્વારકા, માંડવી અને કરાંચી જઇને પાછી ફરે છે એટલે, કોયાજીએજ આ ગુન્હો કર્યો છે એમ માનીએ તો એ તરતજ સ્ટીમશીપ વીટા પરહાજર થયો અને તે પછી દ્વારકા બંદરે એણે એ પાર્સલ રવાના કરવાની સગવડ કરી. પોરબંદર રાતના વખતે આવે એટલે એને એવી સગવડ કરવાનું ફાવે નહિ.

'બીજો પણ એક ખુલાસો કરી શકાય એમ છે પણ એ વિચારજ મ્હને અયોગ્ય લાગ્યો એટલે અધવચજ પડતો મૂકયો, વખતે કોઇ ત્રીજો માણસ કે જેણે કંઇક વેરવૃત્તિથી એ બેઉ ધણીધણીઆણીને મારી નાખ્યા હોય અને પાર્સલ કર્યું હોય પણ એ અનુમાન સામે અનેક વાંધા હતા અને એ ચાલી શકે એવું ન હતું. આ હિસાબે મ્હેં બાપાસોલાને ટેલીફોન કર્યો અને મિનુ કોયાજી એને ઘેર હતો કે સ્ટીમર 'વીટા'માં ગયો હતો તેની તપાસ કરવાની સૂચના આપી. તે પછી આપણે સાન્તાક્રૂઝ ગયા.

'આવાંબાઇને મળીને મ્હારે એ જોવું હતું કે એ બે બ્હેનોના કાન મળતા આવે છે કે નહિ અને એમ પણ બનવા જોગ હતું કે એ આપણને કંઇક ઉપયોગી હકીકત જણાવે પણ એવું કંઇ બન્યુ નહિ. એણે આ પાર્સલ આવ્યાની વાત જાણી હશે અને એ એને પોતાને માટેજ મોકલાયુ છે એવી એની ખાત્રી થઇ હશે. ન્યાયના કામમાં મદદ કરવાની એની વૃત્તિ હોત તો એણે અત્યાર સુધીમાં પોલિસને ખબર આપી હોત. આપણી એને જોવાની ફરજ હતી એટલે ત્યાં ગયા. પાર્સલ આવવાની ખબર સાંભળી કે તરતજ એનાપર એવી ગંભીર અસર થઇ કે એનું મગજ ભ્રમિત થઇ ગયું અને સખત રીતે પટકાઇ પડી. એનો મંદવાડ દાકતરે કહ્યા મુજબ લાંબા વખતનો નહિ પણ પાર્સલ આવ્યુ ત્યારનોજ છે, એ ઉપરથી મ્હારી ખાત્રી થઇ ગઇ કે ખરી હકીકત શી છે અને શો બનાવ બન્યો છે તેની એને બરાબર ખબર પડી છે તેમજ એની પાસેથી કંઇ પણ હકીકત મેળવવી હોય તો આપણે પુરતો વખત થોભવું જોઇએ.

'છતાંયે, એની મદદ સિવાય આપણે મુખ્ય વિગતો જાણી શકયા હતા, આપણે બાપાસોલાને કરેલી સૂચનાનો જવાબ મળે તો બાકીની વિગતો પુરતી થાય, એનો જવાબ એ મળ્યો કે કોયાજીનું ઘર ત્રણ દિવસથી બંધ છે અને પાડોશીઓનું કહેવું એમ છે કે શીરીનબાઇ એમનાં સગાંવ્હાલાને ત્યાં ગયાં છે. બી. આઇ એસ એન કંપનીમાં તપાસ કરતાં જણાયું કે મિનુકોયાજી સ્ટીમ-શીપ 'વીટા'માં ગયો છે અને એ સ્ટીમર કાલે સાંજે અત્રે પાછી ફરનાર છે. જ્યારે એ અહીં આવશે ત્યારે જમશેદજી એને પોતાના કબજામાં લઇ લેશે અને ત્યારબાદ આપણે સંપૂર્ણ વિગતો મેળવી શકીશું.'

જયંતની ધારણા બરાબર હતી, બે દિવસ બાદ જમશેદજી આદન તરફથી એક મોટુ પરબીડિયું અમને મળ્યું. એમાં જમશેદજીની

ચીઠ્ઠી અને બીજુ લાંબુ લખાણ હતું, નહિ નહિ તોયે આઠેક પાન ભર્યાં હશે.

'જમશેદજીએ એને આબાદ પકડયો છે.' જયંત બોલ્યો, 'આ રહ્યો એમનો કાગળ, મોટેથી વાંચી જોઇએ.' એમ કહીને એ કાગળો એણે મ્હારા હાથમાં મૂક્યા.

'મેહેરબાન ભાઇજી જયંતરાય,

આપણે નક્કી કર્યા મુજબ કાલે સાંજે હું આલ્બર્ટ ડૉકમાં ગયો અને સ્ટીમશીપ 'વીટા' આવ્યું એટલે એના પર ચઢયો. મિનુ ક્રોયાજી ત્યાં નોકરી પણ હતો એમ તપાસ કરતાં જણાયું, મ્હને એમ પણ ખબર મળી કે એણે છેલ્લી સફર દરમિઆન એવું વિચિત્ર વર્તન ચલાવ્યું હતું કે કૅપ્ટનને પોતાનો અખત્યાર વાપરી એને કામ પરથી ફારગ કરીને એક જગ્યાએ પૂરી દેવો પડયો હતો. એને પૂર્યો હતો ત્યાં હું ગયો ત્યારે એ પોતાના બે હાથમાં માથુ મૂકી એક પેટી પર બેઠો બેઠો ધૂણતો હતો. એ પેલા પદમજી જેણે આપણને પેલા વીમાવાળાના કામમાં મદદ કરી હતી તેના જેવોજ ખડ તસને મજબુત બાંધાનો માણુસ છે. હું શા માટે આવ્યો છું તે એણે જાણ્યું એટલે એકાએક કુદ્યો અને મ્હારે સીસોટી મારીને બહાર ઉભા રાખેલા પોલિસના સિપાઇઓને બોલાવવા પડયા. એમને જોતાં એ ઠંડો થયો અને તરતજ હાથકડી પહેરાવવા દીધી. અમે એનો સામાન તપાસ્યો પણ એક લાંબા ચાકુ સિવાય ખાસ જાણવા જેવું કૈંજ મળ્યું નહિ. છતાંયે એણે થાણા પર આવ્યા પછી પોતે જે એકરાર કર્યો તે એટલો સરળ છે કે એ સાંભળ્યા પછી બીજા સાક્ષી પુરાવાની ભાગ્યેજ જરૂર પડે. એનો એકરાર માણેકજીએ અમારી ટુંકાક્ષરી પદ્ધતિમાં લઈ લીધો છે અને તેની મ્હેં ત્રણુ નકલો ટાઇપ કરાવી લીધી છે. આ સાથે એમાંની એક આપને મોકલાવું છું. એકંદરે આ આખોએ મામલો ઘન્નોજ સાદો છે, શરૂ-

આતમાંજ મ્હેં એમ કહેલું તે તમુને યાદ હશેજ, અલબત, તમે આપેલી મદદ માટે ધન્નોજ આભારી છું.

દુવાગો સેવક
જમશેદજીની સલામ'

'એમ ! મામલો ધન્નોજ સાદો હતો !' જયંતે ટીકા કરી. 'પણ હું નથી ધારતો કે આપણને બોલાવતી વખતે એ અભિપ્રાય શરૂઆતમાં બંધાયો હોય ! ચાલો એ તો ઠીક, ફોયાજી શું કહે છે તે તો જોઇએ, સારૂ છે કે એ શબ્દેશબ્દ બરાબર લખાયું છે.'

મ્હેં ફોયાજીનો એકરાર વાંચવા માંડયો.

'મારે કૈં કહેવાનું છે ખરૂં ? હાસ્તો, હવે શાને વરે છૂપાવવું ? મ્હારે ઘણું ઘણું કહેવાનું છે. તમારે જોઇએ તો મ્હને ફાંસીએ લટકાવો કે ગરદન મારો, મ્હને હવે દુનીયાની જરાયે દરકાર નથી, એ કામ કર્યા પછી મ્હારી આંખ પણ મીંચાઇ નથી અને પરવરદેગાર જાણે એ હવે પછી પણ મીંચાશે નહિ ! મ્હારા દહાડા ભરાઈ ગયા છે. આખો વખત એનો એજ દેખાવ મ્હારી નજર આગળ તરે છે, કદી કદી એનો ચહેરો દેખાય છે તો વળી ઘણી વખત શીરીનનું દયામણું મુખડું જણાય છે, મોટે ભાગે એજ મ્હારી નજર સામે તરવર્યા કરે છે, પેલો તો દાધાબળ્યો અને કાળમુખો છે પણ શીરીન ! ગરીબ ગાય જેવી ! એણે મ્હને જમ જેવો જોયો અને કેવી હેબતાઇ ગઇ !

'પણ બધોયે વાક આવાંબાઇનો હતો, એનું સત્યાનાશ જાય, એ દોઝખમાં જાય તો હવે નિરાંત થાય પણ એ વાત જવા દો. મ્હારૂ પાપ કહું, એ સેતાનના સાથી દારૂના પ્યાલાને છેલ્લી સલામ કરી ફરી પાછો હું મૂર્ખો બન્યો; એ બુરી લતે ચઢયો. એ છતાંયે શીરીન મ્હને ચહાતી હતી. મ્હારા પગ ધોઇને પીયે એવી એ ગરીબ અને નમાની ઓરત હતી પણ કોઇ કાળ ચોઘડીએ આવાંબાઇ વચ્ચે આવી. એ બદમાશ બાઇ મ્હને

ચહાતી હતી ! ખરેખર ! મ્હને એ હૃદયહારનો ચહાતી હતી. એનો પ્રેમની મ્હને દરકાર ન હતી. એને ચૂમવા કરતાં જમીનપર પડેલાં મ્હારી બેરીનાં પગલાંને ચૂમવા હું સદાયે તત્પર હતો. એ એણે જાણ્યું અને એનો પ્રેમ ગુસ્સામાં ફેરવાઇ ગયો.

'પણ બધી વાત બરાબર કહેવા પ્રયત્ન કરૂં. એ ત્રણ બ્હેનો હતી સૌથી મોટી ફિરસ્તાનો અવતાર હતી. વચલી સાક્ષાત સેતાન હતી. સૌથી ન્હાની મ્હારી દેવી હતી. આવાંબાઇ તેત્રીસ વરસની હતી અને શીરીન ઓગણત્રીસ વર્ષની. એ અરસામાં અમારાં લગ્ન થયાં. અમે ઘણાં સુખી હતાં એની પાસે રહેવા માટે હું સા લાઇનની નોકરી મ્હેં છોડી દીધી અને વારે ઘડીએ મળાય એટલા ખાતર કરાંચી લાઇનમાં જોડાયો. મ્હારી શીરીન જેવી બીજી કોઇ સુશીલ સ્ત્રી ભાગ્યેજ જડશે. કોઇ કાળ ચોઘડીયે આવાંબાઇએ આઠેક દહાડા માટે આવવાની વાત કરી. અમે હા પાડી એ આવી, રહી અને આઠ દિવસનો મહિનો થયો. એ અમારી સાથે ભેળાઈ ગઇ અને અમે એક કૂટુંબી જેવાં રહેવા લાગ્યાં.

'તે વખતે હું સીધો હતો. અમે થોડા પૈસા બચાવતાં હતાં. યા પરવરદેગાર ! કોણે એવુ ધાર્યું હશે કે મ્હારો આવો નતીજો આવશે? એવો ખ્યાલ સ્વપ્ને પણ નહિ આવ્યો હોય કે મ્હારો આવો દહાડો આવશે.

'દરેક અઠવાડીયાની આખરે હું ઘેર આવતો, કોઇ કોઇ વખત મ્હને અઠવાડીયાની રજા પણ મળતી અને એ વખત દરમીઆન આવાંબાઇના પુરતા સંસર્ગમાં હું આવ્યો. એ ઘણી ખધી, હોશીયાર અને ચાલાક હતી. જ્યાં સુધી શીરીન મ્હારી પાસે રહેતી ત્યાં સુધી એના પર નજર નાખવાનોયે મ્હને વિચાર થતો ન હતો પણ મ્હને એમ લાગતુ હતુ કે આવાંબાઇ મ્હારી સાથે કૈં એકાંતમાં વાતચીત કરવા માગે છે, અથવા મ્હારી સાથે ફરવા આવવા માગે છે પણ એ વાતને મ્હેં કૈંજ ઉત્તેજન આપ્યુ ન હતુ, એક વખતે મ્હારી

આંખ ઉઘડી ગઇ. સ્ટીમરપરથી સાંજના વખતે એકાએક રજા મળવાથી હું ઘેર આવ્યો ત્યારે શીરીન કેં બહાર ગઇ હતી અને આવાંબાઇ ઘરમાં હતી. મ્હેં પૂછ્યું: 'શીરીન કયાં છે?' 'એ કણીયાને ત્યાં ગઇ છે' આવાંબાઇએ જવાબ આપ્યો. 'શીરીન વિના પાંચ મિનિટ બી તમે રહી નથી શકતા!' એણે ઉમેર્યું. 'ઉલટુ મ્હને ખરાબ લાગે છે કે પાંચ મીનીટ પણ મ્હારી સાથે તમે ગાળી શકતા નથી' 'એમાં ખોટુ લગારવા જેવું શું છે જે!' એમ કહીને મ્હેં એના તરફ મ્હારો હાથ લંબાવ્યો. એકાએક એ પોતાના બેઉ હાથમાં એણે દબાવ્યો. એના બેઉ હાથ ગરમગરમ હતા. જાણે તાવ આવ્યો ન હોય! મ્હેં એની આંખો સામે જોયું. એના પર લખાયલી હકીકત હું સાફ સાફ વાંચી શકયો અને શું છે તે ક્ષણમાત્રમાં જાણી ગયો, અમારી એક બીજાને એક હરફ બી બોલવાની શક્તિ ન હતી, હું અચકાયો અને મ્હારો હાથ ખેંચી લીધો. પછી એ મ્હારી બાજુમાં ઉભી રહી અને મ્હારો વાંસો થાબડી 'જરા ધીરા પડો! મીનોચહેર' એમ કહીને હસતી હસતી ચાલી ગઇ.

'તે વખત પછી આવાંબાઇ મ્હને એના જીગરથી ધીક્કારવા લાગી. હું અસ્સલ ગધેડો હતો કે એ જાણ્યા છતાં પણ એને મ્હેં રહેવા દીધી. ધીરે ધીરે શીરીનમાં પણ કૈંક ફેર પડતો જતો હતો, પહેલાં તો એ એટલી સીધી, સરલ અને કલ્લાગરી હતી કે ન પૂછો વાત પણ હમણાં હમણાં એ વહેમી અને શંકાશીલ બની ગઇ હતી, હું કયાં ગયો હતો, કોને મળ્યો, કોને કાગળો લખતો, કયારે આવતો કયારે જતો મ્હારા ખીસ્સામાં શું રાખતો ને શું નહિ એવી એવી તપાસ એ રાખવા લાગી અને મ્હને પૂછીને કંટાળો આપવા લાગી. દિવસે દિવસે એનો એ પ્રકારનો ત્રાસ વધતો ચાલ્યો અને અમે એક બીજા સાથે નાહક-કનાં લઢવા લાગ્યાં. આ બધો ફેરફાર શાથી થયો તે મ્હને સ્હમ-જાયું નહિ. આવાંબાઇએ મ્હારી સાથે મીઠાશથી જોવાનું કે વાત કરવાનું બંધ કર્યું હતું પણ એ અને શીરીન બેઉની એક ગાંઠ થઇ

ગઈ હતી. એ મ્હારી સ્ત્રીનું મન કેવી રીતે કલુષિત કરતી હતી અને મ્હારી વિરૂદ્ધ કેવી કેવી ભંભેરણી અને ઉશ્કેરણી કરતી હતી તેની મ્હને હવે ખબર પડે છે પણ તે વખતે તો હું આંધળો હતો કે કૈંજ જોઈ શકયો નહિ. ઘરના કલેશથી કંટાળીને પાછો મ્હેં દારૂનો પ્યાલો પકડયો. ત્યારથી મારી સત્યાનાશીની શરૂઆત થઇ. શીરીનની કાન ભંભેરણી ન થઇ હોત અને એનો સ્વભાવ બદલાયો ન હોત તો હું માનું છું કે મ્હેં દારૂને સ્પર્શ પણ ન કર્યો હોત પણ કિસ્મત કૈં જૂદુજ હતું. આવાંબાઇ અમારા નાશનો ખાડો ખોદતી હતી એણે અમારા ધણી ધણીઆણી વચ્ચે કલહનાં બીજ રોપ્યાં અને અમારાં અંતર એકબીજાથી વિમુખ કર્યાં. બેઉ વચ્ચેનું છેટુ દિવસ દિવસ પ્રત્યે વધતુંજ ચાલ્યું. અને છેવટે પેસ્તનજી પોચાની પધરામણી થઇ એટલે આ બનાવે હજારગણું સીહા સ્વરૂપ લીધું.

'સૌથી પહેલાં તો એ આવાંબાઇને મળવાને બ્હાને મ્હારે ઘેર આવ્યો હતો. એના મીલનસાર સ્વભાવથી એ અમારી સાથે ભળી ગયો અને પછી તો અમને મળવાને અવારનવાર આવવા લાગ્યો. એનો સ્વભાવ જરા ઘાલઘુસણીયો ખરો બાકી માણસ ચાલાક હતો અને ચાર માણસમાં બેઠો હોય તો સૌને ખુશખુશ કરી મૂકે એવી તો એની બોલવાની છટા હતી. એની રીતભાત અને ચાલચલણ ઘણીજ સભ્યતાભરી હતી. એકાદ મહિના સુધી તો એ મ્હારે ત્યાં આવ્યો ગયો. મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એના આવવાથી અથવા એના સંબંધથી મ્હને હાનિ થશે પણ ન ધારેલું યે ઘણીવાર બને છે. એના માટે મ્હને વહેમ પેઠો અને એ વિચાર આવતાં વેંતજ હું સચેત થયો. તેવખતથી મ્હારા અંતરનો આરામ ગયો તે ગયોજ. પાછાં ફરીને મ્હને એનાં દર્શન થયાં નથી અને હવે પછી થવાનાં પણ નથી.

'વાત જો કે નજીવી હતી, તોપણ એની અસર જેવી તેવી ન હતી. હું એક વખત અણધાર્યો ઘેર આવ્યો. અંદર જતાંજ

મ્હેં શીરીનના મ્હો સ્હામું જોયું. એ મ્હને વિસ્મિતભર્યું લાગ્યું કે એ મ્હારે બદલે બીજા કોઈનાં પગલાં પૂજતી હતી. બીજા કોઇના આવવાની રાહ જોતી હતી અને એને લીધે એના મ્હોંપર હાસ્યની રેખા છવાઇ હતી. એ બીજો તે પેસ્તનજી સિવાય કોણ હોય! એ વખત જો એ મ્હારી નજરે પડયો હોત તો મ્હેં એનું ખૂન કર્યું હોત! મ્હારો સ્વભાવજ એવો તેજ મિજાજી છે. શીરીને મ્હારી આંખોની ખૂનસ જોઇ અને એ મ્હને ઠંડો પાડવા લાગી.

"આવાંબાઇ ક્યાં છે?' મ્હેં પૂછ્યું.

"રસોડામાં' એણે જવાબ આપ્યો.

"આવાંબાઇ' મ્હેં રસોડામાં જઈને મોટેથી કહ્યું 'આયે તમારો પેસ્તનજી એનાં સિહા કદમ લઈને મ્હારે ત્યાં ન આવે સમજીયાંને!'

"કાંય?' એવણે પૂછ્યું.

"એટલે એમ કે હું એમ ફરમાવું છું.'

"વાહરે! મ્હારાં ઓળખીતાં પારખીતાં જે ઘરમાં ન આવી શકે તે ઘેરમાં રહેવું હરામ છે!'

"તો કૈં નહિ! તમે બી સીધારો! બાકી જો પેસ્તનજીએ અહીં પગ મુકીયો તો એનો કાન કાપીને તમને મોકલાવસ.'

'મ્હારા જવાબથી એ ગભરાઇ ગઈ એટલે એણે કૈં બોલવાનો પ્રયત્નજ ન કર્યો.

'કાંતો એના પેટમાં સરીયામ કીનો હોય અથવા તો મ્હને શીરીન વિરૂદ્ધ ઉશ્કેરી મુકવાની મકસદ હોય, ગમે તે હોય પણ એણે અમારી નજીકજ જગ્યા લીધી અને ત્યાં રહેવા ગઇ. એણે અધુરામાં પુરૂ પેસ્તનજી પોચાને પેટા ભાડુત તરિકે રાખ્યો. શીરીન કોઈ કોઇ વખત આવાંબાઇને મળવા જતી અને પેસ્તનજીનો પણ

ત્યાં ભેટો થતો. એ કેટલીવાર એમ ગઇ તે મ્હને ખબર નથી પણ એક વખત તો હુ એની પાછળ પાછળ ગયો અને મ્હને જોઇને પેસ્તનજી પાછલે બારણેથી બાયલાની કાની નાશી ગયો. એનામાં હિંમત હોત તો બેસી રહ્યો હોત પણ એ સદાનો બીકણજ હતો.

'તે દિવસેજ મ્હેં શીરીનને કહી દીધું કે જો બીજી વખત એ બેઉ જણ મ્હારી નજરે પડયાં તો બેઉના જાન લઇશ. એ સાંભળીને એ સફેદ પુણી જેવી થઈ ગઇ અને ધ્રુજવા લાગી. અમારા બે વચ્ચે પ્રેમનો લોપ થવા માંડયો અને આસ્તે આસ્તે એણે રૂખસદ લીધી. મ્હારી ખાત્રી થઈ હતી કે એ મ્હને ધિક્કારતી હતી અને મ્હારાથી બ્હીતી હતી. મ્હારો ગમ ઓછો કરવા હું દારૂની લતે ચઢયો ત્યારે એને શાંતિ પણ થતી લાગી.

'આવાંબાઇને લાગ્યું કે એ વધુ વખત અહીં રહી શકે એમ નથી એટલે એ એની મ્હોટી બ્હેન સાથે વાંદરે રહેવા ગઇ. અમારૂ ગાડુ એમનું એમ ચાલવા લાગ્યુ અને આખરે આ સત્યાનાશ અને સર્વ નાશનું અઠવાડીયું આવ્યું.

'એ વાત આમ બની. અમે બધા 'વીટા'માં જવાના હતા પણ એકાએક કૈં સમારકામ નીકળવાથી અમારૂ જવાનું બાર કલાક મુલતવી રહ્યું. હુ સીધો ઘેર પહોંચ્યો. મ્હેં ધાર્યું હતું કે મ્હને જોઇને શીરીનને નવાઈ લાગશે અને મ્હને એકાએક પાછો ફરેલો જોઇને વખતે ખુશી પણ થશે. એવો વિચાર કરતો કરતો હું જતો હતો એવામાં મ્હારી ગલીમાંથી એક વિકટોરીઆ નીકળી આવી. એનાપર મ્હારી નજર પડી અને હું છક્ક થઈ ગયો. એમાં પેસ્તનજી પોચા સાથે મ્હારી શીરીન બેઠી હતી. બેઉ જણ ખુશમિજાજમાં હતાં અને બાજુપર ઉભો ઉભો દૂરથી હું જોતો હઇશ એના સ્હેજ પણ સંશય વિના હસતાં હતાં.

'એ પળે અને એ ક્ષણેજ મ્હારૂ મગજ ભમી ગયું. મ્હારા

મગજપરનો બધોયે કાબુ હું ખોઈ બેઠો. મ્હેં શું કર્યું અને શું નહિ તેનુંયે મ્હને પુરૂ ભાન નથી. તે પછીનું મ્હારૂ વર્તન મ્હને એક સ્વપ્ના જેવું લાગે છે. અત્યારે એ વાત સંભારૂ છુ ત્યારે મ્હારા મગજમાં હથોડાના ઘા વાગતા હોય એવું દરદ થાય છે તો તે વખતે શું થતું હશે તેનો તમે ખ્યાલ કરી લેજો.

'એ લોકોને જોયાં કે તરતજ હું વિકટોરીયાની પાછળ દોડયો. મ્હારા હાથમાં વાંસની મજબુત લાકડી હતી. મ્હારો ગુસ્સો તો માતો ન હતો પણ મ્હેં એને કાબુમાં રાખ્યો. ધીરે રહીને હું વિકટોરીયાની પાછળ ચઢી બેઠો. એ લોકો ચર્ચગેટ ઉતર્યાં સ્ટેશનપર ભીડ પુષ્કળ હતી એટલે એ લોકો ન દેખે એવી રીતે મ્હેં પૂઠ પકડી. એમણે અંધેરીની ટીકીટ લીધી, મ્હેં પણ એમજ કર્યું અને છેક પાછળના ડબાઓમાં બેસી ગયો. અંધેરી ઉતરીને એ વેસાવાને રસ્તે ગયાં. હું પણ પાછળ પાછળ ગયો. દરિયા કિનારે જઈને એમને એક હોડી ભાડે કરીને સ્હેલ કરવા જતાં મ્હેં જોયાં.

'જાણી જોઇને એ કાળના મ્હોમાં જતાં હોય એમ મ્હને લાગ્યું. એમની હોડી જરા દૂર ગઇ એટલે મ્હેં પણ બીજી હોડી ભાડે કરી અને એમનો પીછો પકડયો. જોતજોતામાં એમની હોડી કિનારેથી ઘણે દૂર નીકળી ગઈ. હું પણ ખુબ જોરથી મ્હારી હોડી હાંકયે ગયો, મ્હેં એમને પકડયાં ત્યારે દરિયા કિનારાથી એ બે માઇલ દૂર નીકળી ગયા હતાં. સાંજ પડવા આવી હતી અને જનતાની દૃષ્ટિ મર્યાદાથી અમે દૂર હતાં એટલે છેલ્લુ પગલુ ભરવાનો મ્હેં નિશ્ચય કર્યો. યા પરવરદેગાર ! જયારે એ બેઉ જણાંએ પાછળની હોડીમાં મ્હને જોયો ત્યારે એમના ચહેરા કેવા સફેદ પૂણી જેવા લેવાઇ ગયા અને એમનું લોહી ઉડી ગયું તે મરતા સુધી હું ભૂલીશ નહિ ! શીરીને પોકે પોકે રોવા માંડયું પેસ્તનજીએ ગાંડાની પેઠે મ્હારી સામે હલેસુ ઉગામ્યું. મ્હારી આંખોની ખુન્નસ એ માપી

શકયો હતો, એ મ્હેં ચૂકવ્યું અને એની હોડીમાં કુદી મ્હારી લાક-ડીને એકકે ફટકે એનુ માથુ ભાગી નાખ્યું. મ્હેં શીરીનને મ્હારી વેરની ધૂનમાંયે બચાવી હોત–એને મારી નાખી ન હોત–પણ એ તો રોતી રોતી પેસ્તનજીને વળગી પડી, એ જોઇને મ્હારો પિત્તો ઉછળ્યો અને મ્હેં એને પણ પુરી કરી. આવાંબાઈ ત્યાં હોત તો એને પણ હું ઠેકાણે પહોંચાડી દેત.

'પછી મ્હેં મ્હારૂ ચાકુ કાઢયુ અને બેઉ જણના કાન–પણ મ્હેં ઘણું કહ્યું છે. મ્હારી ભેટ જોઇને આવાંબાઇની સુધસાન ઉધડી જશે અને એના દોઢડાહ્યલાપણાનું શું પરિણામ આવ્યું છે તે જોઇને એ માથુ કુટશે એ વિચારે મ્હને આનંદ થતો હતો, પછી મ્હેં એ બેઉ જણને એ હોડીમાં બરાબર જકડયાં અને એની વચ્ચે બરાબર છેદ કર્યો, હોડીમાં પાણી ભરાવા માંડયું અને એ ડૂબી ત્યાં સુધી મ્હેં જોયા કર્યું. હોડીનો માલિક એમ ધારશે કે એ ભાડે કરનારે પોતાની મૂર્ખાઇથી પોતાનો જાન અને એની હોડી બેઉ ગુમાવ્યાં હશે! મ્હેં મ્હારા હાથ પગ સાફ કર્યા અને પાછો ફર્યો, અને એક પણ માણસને મ્હારા માટે કૈં પણ શંકા આવે તે પહેલાં સ્ટીમર પર જોડાઇ ગયો. તે જ રાત્રે મ્હેં પેલું પાર્સલ આવાંબાઇ માટે તૈયાર કર્યું અને બીજે દિવસે દ્વારકાથી રવાના કર્યું.

'ખરી હકીકત આ મુજબ છે. હવે જોઇએ તો તમે મ્હને ફાંસીએ લટકાવો કે ગમે તે કરો. તમો મ્હને શી શિક્ષા કરવાના હતા! પરવરદેગારે મ્હને પુરતી સજા કયારનીયે કરી દીધી છે. મ્હારી આંખ હું મીંચી શકતો નથી. એ મીંચાય ન મીંચાગ ત્યાં તો પેલા બેઉ ચહેરા મ્હારી નજર સામે તરે છે. મ્હેં એમને જલદીથી મારી નાખ્યાં એ મ્હને ધીરેધીરે રીબાવી રીબાવીને મારે છે. મ્હને લાગે છે કે આવી ભયંકર યાતના મ્હારાથી લાંબો વખત–આજની રાતની રાત કે કાલનો દહાડો–વેઠાશે નહિ વખતે હું મરી જ જઇશ. મ્હને તમે

આ એકાંત કોટડીમાં ના પુરતા એટલી મ્હારા પર દયા કરજો. તમારા દુઃખના વખતમાં પરવરગાર એનો બદલો વાળી આપશે.'

'આખરે એનોએ અંત આવ્યો !' જયંત બોલ્યો. 'એ કાંતો ગાંડો થઇ જશે કે મરી જશે !'

અને પછી મ્હારી નોંધ છે કે મિનુ કોયાજી આઠેક દિવસમાં ગાંડો થઇને મરી ગયો. આવાંબાદ પણ 'બ્રેન ફીવર' મગજના તાવના મરજમાંથી સાજી થઇ શકી નહિ.

*

# વિશ્વાસઘાત

*

'નટવર ! કેમ કૈં નવું છે કે ?' જયંતે મ્હને પૂછ્યું. હું 'મુંબાઇ સમાચાર' વાંચતો હતો. કૈંનો અર્થ દરેક પ્રસંગે જૂદો જૂદો થાય છે. દરેક ધંધાદારી એનો અર્થ પોતાને અનુકુળ પડતો કરે છે એ હિસાબે જયંતનું કૈં અથવા કૈંક એટલે કોઇ મોટો ગુન્હો, સામાન્ય ગુન્હો નહિ પણ ભેદી ગુન્હો.

'એવું ખાસ કૈં નથી.' મ્હેં જવાબ આપ્યો. ઉપર ઉપરથી હું છાપાપર નજર ફેરવી ગયો હતો.

એવામાં ટેલીફોનની ઘંટડી વાગી. જયંતે રીસીવર હાથમાં લીધું.

'હૅલાવ, હા...કોણ ધીમંતભાઇ ! બોલો...ઠીક ! ભલે...હું ઘેરજ છું.'

'નટવર ! ધીમંતરાય આપે છે.' જયંતે મ્હને જણાવ્યું.

ધીમંતરાય જયંતના મ્હોટાભાઇ હતા એ જયંતનાં પરાક્રમો *ના વાંચનારને અજાણ્યું નથી.

'હા! કે ઘણે વખતે!'

'ઘણે વખતે એ આવે એ પણ ઘણું નવાઇ જેવું. એકાદી આગબોટ જમીનપર ચાલે એ જેટલું નવાઇ ભરેલું છે તેટલું જ એનું અહીં આવવું અજાયબી પમાડે એવું છે. એ ભલો, એનું કામ ભલું અને એનો રસ્તો ભલો! એ આજ સુધીમાં માત્ર એકજ વખત અહીં આવ્યો છે. એવો તે શો બનાવ બન્યો હશે કે જે એના અહીં આવવામાં કારણભૂત થયો છે?'

'એ પોતે કૈં નથી કહેતા?'

'કેખુશરૂ દુબાશની બાબતસર, એમ તો કૈંક કહ્યું પણ એ પરથી મ્હને કૈં સમજાતું નથી.'

'કેખુશરૂ દુબાશ? નામ કૈં વાંચ્યું લાગે છે.'

'મ્હને તો કૈંજ યાદ નથી. જે હોય તે ખરૂં. ધીમંત પોતેજ ખુલાસો કરશો.'

જયંતનાં અદ્‌ભૂત પરાક્રમોમાં દુભાષિયાની હકીકત મ્હેં લખી છે. એ એકજ પ્રસંગે ધીમંતરાયની પધરામણી અમ્હારે ત્યાં થઇ હતી. એ પોતે સેક્રેટરીએટમાં એક સારા જેવા ઓહ્દાપર હતા.

'નટવર! ધીમંત પણ જબરો છે!' પોતાથી બે એક વર્ષ મોટો હોવાથી જયંત સાધારણ રીતે ધીમંત માટે એ રીતે વાત કરતો હતો. 'તું જાણે છે કે એ શું કામ કરે છે? એણે પોતાને રાજતંત્રનું એક જરૂરી અંગ કરી મૂકયો છે!'

'એમ? એ શી રીતે?'

'એજ એની બુદ્ધિમત્તાની ખુબી છે! એનું ભેજું એટલું સુંદર છે કે ન પૂછે વાત! એ ભેજામાં એટલી બધી વાતો, વિગતો, અને

* જુઓ: 'દુભાષિયો' 'જયંતનાં અદ્‌ભૂત પરાક્રમો'માં.

હકીકતો પદ્ધતિપુરઃસર ગોઠવાઇ રહે છે કે એનો જોટો દુનિયામાં જડવોયે મુશ્કેલ છે. જે શક્તિનો મ્હેં ગુન્હાશોધન માટે વિકાસ કર્યો છે તેજ શક્તિને એણે એ કામ માટે કેળવી છે. દરેક ખાતાની વિગતો એની પાસે થઇને પસાર થાય છે એટલે એ દરેક ખાતાનું મધ્યવર્તિ બિંદુ થઈ રહે છે અને 'ટેલીફોન એક્સચેંજ'ની માફક એ અનિવાર્ય ઉપયોગી થઇ પડે છે તેમજ 'ક્લીયરીંગ હાઉસ'ની પેઠે હિસાબ ચુકતે કરે છે. દરેક ખાતાના નિષ્ણાતો હોય એ સ્વાભાવિક છે પણ એ બધી બાબતોનો નિષ્ણાત છે. એક કામ એવું ઉભું થયું કે જેમાં જૂદાં જૂદાં છ ખાતાં સંડોવાયલાં છે અને એ દરેકના નિષ્ણાતો જૂદા જૂદા અભિપ્રાય આપે છે પણ એમ કરતાં ઘણોજ કાળક્ષેપ થાય એમ છે તેમજ આડી દોઢી વિગતો મેળવતાં મુશ્કેલી પડે એ દેખીતું છે પણ એવા સંજોગોમાં અહીંનું સેક્રેટરીએટ શ્રીમંતને પૂછે છે અને એ બધા ખાતાનું મધ્યવર્તિ બિંદુ હોવાથી એનો ઉકેલ અને નિકાલ રહેજવારમાં કરી શકે છે. હવે સવાલ એ છે કે કેખુશરૂ દુબાશ કોણ છે અને એને શ્રીમંત સાથે શો સંબંધ છે ?'

'આ રહ્યું !' મુંબાઇ સમાચારના અંકો ઉથલાવતા ઉથલાવતાં મ્હેં કહ્યું. સદ્‌ભાગ્યે મ્હારી નજર એક ફકરા પર પડી હતી. 'કેખુશરૂ દુબાશ મંગળવારે સવારે રેલ્વે લાઇન પર મરણ પામેલો મળી આવ્યો હતો.'

એ સાંભળીને જયંતને નવાઇ લાગી હોય એમ જણાયું.

'તો તો પછી કૈંક ગંભીર બાબત હોવી જોઇએ નટવર ! જે માણસનું મરણ મ્હારાભાઇને એની હંમેશની ટેવ અને રીતભાતમાં પરિવર્તન કરાવે તે સાધારણ તો નજ હોય ! છતાં એ બે વચ્ચેનો સંબંધ સ્હમજાય એવો નથી ! એ કેસ તો તદન સાધારણ લાગે છે. એ માણસ ચાલતી ટ્રેને પડી ગયેલો અને એને લીધે મરણ પામ્યો એમ છાપુ કહે છે. એને કોઈએ લૂંટયો હોય એવો ઉલ્લેખ નથી એટલે એ સાધારણ અકસ્માત થયો હોવાની માન્યતા છે. વીજળીની

ગાડી થયા પછી એવી રીતે શરૂઆતમાં અકસ્માત થતા રહ્યા છે તેથી એમાં કાંઇ નવાઇ જેવું નથી.'

'પણ એની પછીની તપાસમાં કૈંક વધુ વિગત બહાર આવી છે અને એના મરણમાં અંદરખાનેથી કૈંક ભેદ છે એમ પણ વાંચ્યું હોવાનું મ્હને યાદ છે.'

'અને એની અસર ધીમંત પર જે રીતે થઇ છે તે જોતાં મ્હારે કહેવું જોઇએ કે એ ભેદ અસાધારણ હોવો જોઇએ'

'મરનાર કૈખુશરૂદુબાશ મહાલક્ષ્મી દારૂખાનામાં નોકરી કરતો હતો.' મ્હેં કહ્યું.

'બરાબર! હવે સ્હમજાયું. એ મહાલક્ષ્મી દારૂખાનામાં નોકરી કરતો હતો એટલે એનો અને ધીમંતનો સંબંધ સ્હમજાયો. બેઉ સરકારી નોકર!'

'એ સોમવારે સાંજે અદૃશ્ય થયો. છેક છેલ્લો એને એની પ્રિયતમા તેહમીના કૂપરે સાંજે સાડાસાત વાગે જોયો હતો. એ વખતે એકાએકજ એ એની પાસેથી ચાલી ગયો હતો. બેઉજણ વચ્ચે કોઇપણ જાતની બોલાચાલી થઈ ન હતી અને એના એકાએક ચાલી જવાથી એને પણ ઘણી જ નવાઇ લાગી હતી. મંગળવારે સવારે ગોવારી સ્ટેશન નજીક એનો મૃતદેહ માવજી નામના મુકાદમની નજરે પડયો હતો.'

'કેટલા વાગે?'

'સવારે છ વાગે. એ ડાબા હાથપર એક બાજુએ પડયો હતો. વાંદરા અને ઘાટકોપર જનારી ગાડીઓ જ્યાં ફંટાય છે ત્યાં આગળ. એનું માથું છુંદાઇ અને પછડાઇ ગયું હતું. ગાડીમાંથી એકાએક પડવાથી એમ થયું હોય એ બનવા જોગ છે.

'ઠીક, વાત સરળ છે. એ માણસ મુએલો કે જીવતો ગાડીમાંથી પડયો અને કચરાઇ ગયો એટલું તો સ્પષ્ટ છે.'

' એ જગ્યાએ વાંદરા તરફની લાઇન પૂર્વ પશ્ચિમ અને ઘાટ-કોપર જતી લાઇન ઉત્તર દક્ષિણ જાય છે. મોડી રાતે એ એવી એકાદ ટ્રેનમાં મુસાફરી કરતો હોવો જોઇએ અને આ રીતે પડયો હોવો જોઇએ. એ કયાંથી આવતો હતો અને કયાં જતો હતો એ જણાયું નથી. '

' એની ટિકીટ કે પાસ પરથી એ ખબર પડે જ. '

' પણ એના ખીસ્સામાં પાસ કે ટિકીટ કંઇજ ન હતું. '

' કંઇજ નહિ ! એતો ઘણું નવાઇ જેવું નટવર ! હમણાં હમણાં તો ચોકસાઈ બરાબર રહે છે એટલે વગર ટિકીટે જવું મુશ્કેલ થઇ પડે એમ છે. એની પાસે ટીકીટ તો હશે પણ એ કયાંથી આવ્યો એ ન જણાય તે માટે કોઇએ કાઢી લીધી તો નથી ને ? એ પણ બનવા જોગ છે. અથવા તો પછી એનાથી એ ગાડીમાંજ પડી ગઈ નથી ને ? પણ એ મુદ્દો જરૂર ઉપયોગી તો છે જ. એનાં ખીસ્સાં કોઇએ તપાસ્યાં તો નથીને ? '

' બનતા સુધીતો નહિજ. એની પાસેથી જે કંઈ મળી આવ્યું તેનું પણ લીસ્ટ પ્રકટ થયું છે. એના પાકીટમાં ચાળીસ રૂપીઆ હતા અને સેંટ્રલબેંકની નાની સરખી ચેકબુક પણ હતી. એ ઉપરાંત ઓરીએન્ટલ સીનેમાની પહેલા વર્ગની બે ટિકટો પણ હતી. એ ટિકીટો સોમવારની તારીખનીજ હતી. કેટલાક દારૂખાનાને લગતા કાગળોનુ પણ એક નાનું સરખું બંડલ એના ખીસ્સામાંથી નીકળ્યું હતું. '

જયંતને એ સાંભળીને સંતોષ થયો હોય એમ લાગ્યું.

' હવે સ્હમજાયું નટવર ! સેક્રેટરીએટ-મહાલક્ષ્મી દારૂખાનું-કામના કાગળો અને ધીમંતરાય, એમ પરસ્પરનો સંબંધ બરાબર રીતે બંધ બેસે છે. ચાલો, આ એ પોતેજ આવી પહોંચ્યા એટલે જે તે ખુલાસો કરશે. '

અને એટલામાં ધીમંતની પધરામણી થઇ. જયંત જેવો જ એનો બાંધો પણ મજબુત હતો. એમની પાછળ આપણા પૂર્વપરિચિત

છૂપી પોલિસના અમલદાર જમશેદજી માદન પણ આવી લાગ્યા. એ એઉના ચહેરાપરથી જણાતું હતું કે કામ કેટલું અગત્યનું અને ગંભીર પ્રકારનું હતું.

'ઘણુંજ ત્રાસદાયક કામ છે! જયંત!' ધીમંતે કહ્યું. 'મ્હારા હંમેશના કાર્યક્રમમાં સ્હેજ પણ ફેરફાર કરવો તે મ્હને જીવપર આવે એવું છે એ તારી જાણ બહાર નથી છતાં આ કામજ એવું છે કે મ્હારે એમ કર્યા સિવાય છૂટકોજ ન હતો. નામદાર ગવર્નર સાહેબને આટલા બધા ગભરાઇ ગયેલા મ્હેં કદી પણ જોયા ન હતા! તેં એ કેસ વાંચ્યો છે?'

'અમે હમણાંજ એની ચર્ચા કરતા હતા. પેલા ધંધાદારી કાગળો શાને લગતા હતા?'

'એજ અગત્યનો મુદ્દો છે. સારૂ છે કે એ હકીકત બહાર નથી આવી. એ જો ખબર પડી ગઇ હોત તો અત્યાર સુધીમાં અમે કેટલાય બદનામ થઇ ચૂકયા હોત. જે કાગળો આ કમનસીબ જુવાન પાસેથી મળી આવ્યા તે 'ઇન્ડીયા' નામની સબમરીનના નકશાઓ હતા.'

ધીમંતના કહેવાપરથી એ જે વાત કરતા હતા તેની અગત્યતા જણાતી હતી. અમે બેઉજણ ધ્યાન દઇને સાંભળી રહ્યા હતા.

''ઇન્ડીયા' સબમરીનની વાત તો તેં સાંભળી છે ને! એ વાત તો પ્રકટ થઇ ચૂકેલી છે.'

'મ્હેં તો માત્ર એનું નામજ સાંભળ્યું છે.'

'એની અગત્યતા પુષ્કળ છે. એનું બાંધકામ ઘણુંજ ઉપયોગી છે અને અનેક સ્થળે એને માટે ઇંતેજારી ઉત્પન્ન થઈ છે. એનું રહસ્ય જાણવાને માટે અનેક રાજયો અને મહારાજ્યો અઢળક ધનનો વ્યય કરે એમ છે. એ સબમરીનની આંતર રચના અને બાંધકામ એટલાં સુંદર અને સુરક્ષિત છે કે એની આજુબાજુ કરેલો કોઇપણ પ્રકારનો

દરિઆઇ હુમલો નિષ્ફળ જાય એમ છે. દરિઆઇ લઢાઇમાં એને જીતે એવી બીજી કોઈ શક્તિ નથી. એ બાંધવા માટે અઢળક ધનવ્યય કરવામાં આવે છે. એની પાછળ થવાના ખર્ચનો અંદાજ કાઢવા માટે પણ ગયે વર્ષે ખુબ ખર્ચ થયો હતો. એના નકશાઓનું કામ ઘણુંજ ગુંચવણ ભરેલું છે અને જૂદાં જૂદાં ત્રીસ પેટંટનો એને માટે ઉપયોગ કરવામાં આવેલો છે. એ નકશાઓ મહાલક્ષ્મી આર્સેનલની બાજુની એક ઘણી જોખમદાર ઑફિસમાં એક મજબુત તિજોરીમાં રાખવામાં આવેલા હતા. એ જોવા માટે સેનાપતિ જેવાને પણ ત્યાં જવું પડતું હતું. કોઇ પણ સંજોગોમાં એ નકશાઓ ત્યાંથી બહાર લઇ જવાની મનાઇ હતી છતાં એ આ કમનશીબ જુવાનના મૃત દેહ પરથી આપણને મળી આવે છે, એ કેટલું વિચિત્ર છે!'

'પણ એ તો તમને મળી ગયા ને ?'

'ના જયંત! ના! એ જ ગુંચ છે, અમને નથી મળ્યા. એકંદરે દસ કાગળો દારૂખાનામાંથી લેવાયા હતા અને એમાંના સાત મરનાર કૈખુશરૂ દુબાશના ખીસ્સામાંથી મળી આવ્યા હતા; અને ત્રણ ઘણા જ અગત્યના કાગળો ગુમ થઇ ગયા છે પછી તે ચોરાયા હોય કે નાશ પામ્યા હોય! તારૂં બધું કામ બાજુએ રાખ, જયંત! તારી પોલિસ કોર્ટની નજીવી બાબતો મુલતવી રાખ અને આ કામ પાછળ મંડી જા, ઘણી જ ઉપયોગી ગુંચો તારે ઉકેલવાની છે. કૈખુશરૂ દુબાશે આ કાગળ શા માટે બહાર કાઢયા. બાકીના ત્રણ કાગળો કયાં છે, એ શી રીતે મરણ પામ્યો, એનો મૃતદેહ જ્યાં આગળથી મળી આવ્યો ત્યાં શી રીતે આવ્યો, અને બધુ કામ સીધું પાંશરૂ શી રીતે પાર પાડવું એ મુખ્ય સવાલ છે. એ દરેકનો સંતોષકારક જવાબ તારે શોધી કાઢવાનો છે જયંત!'

'એ તમે પોતે પણ શોધી શકો એમ છો, મ્હારા જેટલું તમે પણ જોઇ શકો છો.'

'બનવા જોગ છે. જયંત! પણ મુખ્ય હરકત પુરતી વિગતો મેળવવાની છે. એ વિગતો મ્હને મેળવી આપ અને આરામ ખુરશી પર પડયો પડયો ઠંડે કલેજે હું તને મ્હારા નિર્ણયો જણાવીશ. એ રીતે નિર્ણય કરવામાં હું નિષ્ણાત છું બાકી વિગતો મેળવવામાં, અહીં તહીં રખડવામાં, આડા અવળા સવાલો પૂછી ઉપયોગી હકીકત ગ્રહણ કરવામાં અને તારી માફક નિરીક્ષણ કરવામાં હું નિષ્ણાત નથી. આ કામ તારા સિવાય પાર પડે એવું નથી. એનો સંતોષકારક નિવેડો તુંજ લાવી શકીશ, અને નવા વર્ષની માન ચાંદની લ્હાણીમાં—'

જયંતે ડોકું હલાવીને ના પાડી.

'એની મ્હને જરૂર નથી. હું તો એક જ સિદ્ધાંતથી કામ કરૂં છું. મ્હારી કળા એ માત્ર કળાને માટે જ છે.' જયંતે જવાબ આપ્યો. 'તમારા કામની જે વિગતો અત્યારે આપી છે તે પરથી મ્હને એમાં રસ પડશે, અને એ હાથ ધરવામાં મ્હને આનંદ આવશે. મ્હને કહી તે સિવાય બીજી કાંઇ વિગતો હોય તો જણાવો.'

'મ્હેં એને લગતી જરૂરી વિગતો અને ઉપયોગી સરનામાં આ કાગળ પર લખેલાં છે અને તે તને કામ આવશે. આ કાગળોની જોખમદારી અને કબજો સર પદમજી ચીનાઇ હસ્તક હતો. સર પદમજી ઘણાજ વિશ્વાસપાત્ર સરકારી અમલદાર છે અને એમના અનેક ટાઇટલ વિગેરે ખાસ્સુ અરધુપાન રોકે એટલા છે. એ સરકારી નોકરી કરતાં કરતાં પચાસ બાવન વર્ષની વયોવૃદ્ધ ઉમરે પહોંચ્યા છે. એમનું નામ અને કામ જાણીતાં છે તેમજ સરકાર અને પ્રજા બન્નેનો એમણે વિશ્વાસ અને ચાહ મેળવ્યાં છે. આ તિજોરીની ચાવી બે જણ પાસે રહે છે અને સર પદમજી એ બેમાંના એક છે. એટલી વાત પણ નિર્વિવાદ છે કે એ કાગળો સોમવારે ઑફિસમાં હતા, અને સર પદમજી ત્રણ વાગે પોતાની ચાવી લઇને એમને બંગલે પાછા ફર્યા હતા. સાંજનો વખત એમણે ડૉ. સિલ્વાને ત્યાં ગાળ્યો હતો.'

'એ બાબતની ચોકસી કરવામાં આવી છે ?'

'હા. એમના ભાઈ કૅપ્ટન કાવસજી ચીનાઈ અને ડૉ. સિલ્વા બન્ને જણ એ હકીકતને પુષ્ટિ આપે છે; એટલે સર પદમજી ગુન્હો થયો તે વખતે એના સ્થાને ન હતા એ ચોક્કસ થાય છે.'

'બીજી ચાવી કોની પાસે રહે છે ?'

'બીજી ચાવી એમના હેડક્લાર્ક વામનરાવ પાસે રહે છે. એ પણ સરકારી નોકરી કરતાં ચાળીસ વરસનો થયો છે. એ બચરવાળ માણસ છે. એની અત્યાર સુધીની કારકીર્દિ ઉજ્વળ છે. એ એના હાથ નીચેના માણસોનો ચાહ મેળવી શક્યો નથી પણ જાતે પુષ્કળ મહેનતુ અને સખત કામ કરનાર માણસ છે. એના પોતાના કહેવા મુજબ એ સોમવારે સાંજે ઑફિસમાંથી ઘેર આવ્યા પછી બીલકુલ બહાર ગયો નથી અને એ આખો વખત એની ચાવી એની ઘડીઆળને અછોડે બાંધેલી જ હતી. એના એ કથનને એની સ્ત્રી અનુમોદન આપે છે.'

'હવે આ કેખુશરૂ દુબાશ વિષે કહો.'

'એ છેલ્લાં દશ વર્ષથી સરકારી નોકરીમાં છે અને એ આખો યે વખત એણે બહુજ પ્રમાણિકપણે નોકરી કરી છે. એ જરા ગરમ મિજાજનો અને છિછાંછળો હતો એ વાત ખરી પણ સાથે સાથે એમ પણ કહેવું જોઇએ કે સરળ સ્વભાવનો અને ઉદ્યોગી જીવ હતો એની વિરૂદ્ધ અમારી પાસે કંઈ પણ ફરીઆદ નથી. એ વામનરાવનો મદદનિશ હતો, અને એની ફરજને અંગે પણ એને આ કાગળોનો ચાલુ સંસર્ગ હતો. આ સિવાય બીજો કોઇ માણસ એને હાથ પણ અડકાડે એમ ન હતું.'

'તે દિવસે સાંજના એ કાગળો ઠેકાણે મૂકી કોણે તિજોરી બંધ કરી હતી ?'

'વામનરાવે.'

'અને એ ત્યાંથી કોણે કાઢ્યા તે તો સ્પષ્ટ છે કારણ કે એ કાગળો જ મરનાર કેખુશરૂ દુબાશના ખીસ્સામાંથી મળી આવ્યા છે. હવે બીજો શો પુરાવો જોઈએ ? આટલેથી જ તપાસનો અંત નથી આવતો ?'

'આવે છે યે ખરો ને નથી પણ આવતો ! જયંત ! કારણ કે હજી ઘણા મુદ્દાનો જવાબ નથી મળતો. સૌથી પહેલું તો એ કાગળો એ શા માટે લઇ ગયો ?'

'હું ભૂલતો ન હોઉં તો એ ઘણાજ કિંમતી હતા. ખરૂંને ?'

'એના બદલામાં એણે ઘણીજ સ્હેલાઇથી હજારો રૂપીયા મેળવ્યા હોત.

'તો પછી એ કાગળોને એ સિવાય બીજા કોઈ ઉપયોગ માટે એણે લીધા હોય એવું આપનું ધારવું છે ?

'બિલકુલ નહિ.'

'તો પછી એ મુદ્દાપર જ આપણે કામ લેવું જોઇએ. આ જુવાને કાગળો લીધા. હવે આમ કરવા માટે એની પાસે બનાવટી ચાવી હોવી જોઇએ.'

'એક નહિ પણ અનેક, એને એ મકાન તેમજ તીજોરી વાળો ખંડ પણ ઉઘાડવાનાં હતાં.'

'તો પછી એની પાસે પુષ્કળ બનાવટી ચાવીઓ હતી. એણે એ કાગળો તેની અંદરનું ગુપ્ત રહસ્ય વેચવાને ઇરાદે લીધા. એની માન્યતા વખતે એમ પણ હોય કે છાનામાના એ ગુપ્તભેદ વેચીને પોતે બીજે દિવસે કાગળો એને ઠેકાણે મુકી દેશે. એમ કરવાથી પોતાનું કામ થશે અને કોઇને શંકા પણ નહિ આવે. એ ગુપ્ત રહસ્યનું વેચાણ કરતી વખતે એનો અંત આવ્યો.'

'શી રીતે ?'

'આપણે એમ માનીયે કે એ મસ્જીદ કે સેંડહર્સ્ટ રોડ વાંદરા

તરફ જતો હશે અને તે વખતે એને કોઇએ મારીને ગાડીની બહાર ફેંકી દીધો હશે.'

'પણ એ વાંદરા તરફ શા માટે જતો હતો?'

'એનો સંતોષકારક ખુલાસો જડતો નથી, પણ એટલું તો ખરૂં કે એની જોડેજ એકજ કંપાર્ટમેંટમાં કોઇક હતુ અને એની સાથે એને બોલાચાલી અથવા મારામારી થઈ હતી; અને એને પરિણામે એનો જીવ ગયો. એમ પણ બનવા જોગ છે કે એણે ગાડી અહીંયાં ધીમી પડતાં અથવા ઉભી રહેતાં ઉતરવા પ્રયત્ન કર્યો, લાઇન પર પડી ગયો અને પોતાનો જીવ ગુમાવ્યો. શું બન્યુ તેનું અનુમાન આ રીતે નીકળી શકે એમ છે.'

'અત્યાર સુધી જે વિગતો ઉપલબ્ધ છે તે પ્રમાણે એ અનુમાન બરાબર છે છતાં આપણે પ્રયત્ન કરીશું તો બીજી વિગતો મળી રહેશે અને સફળ અનુમાન કરી શકાશે, છતાંયે જયંત! હજી કેટલીયે બાબતો અણઉકેલી રહે છે તેનો વિચાર કરીએ. તકરારને ખાતર એમ માની લઇએ કે આ જુવાને આ કાગળો એનું રહસ્ય વેચવાને માટેજ લીધા હતા; તો પછી એણે લેનાર સાથે મળવાની ગોઠવણ કરી હોય અને સાંજનો વખત એને માટેજ રાખ્યો હોય. એમ કરવાને બદલે એણે સિનેમાની બે ટીકીટો લીધી હતી અને પોતાની પ્રિયતમાને લઈને ત્યાં જવા નીકળ્યો હતો, અર્ધે રસ્તે એને ઉભી રાખીને એકાએક અદૃશ્ય થઇ ગયો હતો.'

'વખતે એ એણે છટકા તરિકે ગોઠવણ કરી હોય.' જમશેદજી આદને સૂચના કરી. એ અત્યાર સુધી શાંતિથી બેઉ ભાઇ વચ્ચેની વાતચીત આતુરતા અને અધીરાઇથી સાંભળતા હતા.

'અને તે પણ ગંભીર પ્રકારની. એ વાંધો નંબર પહેલો. બીજો વાંધો હવે જોઇએ. આપણે એમ માનીએ કે એ મુંબાઈમાંજ કોઇને મળવાનો હોય તો મહાલક્ષ્મીથી બેસીને કોલાબા તરફ જાય; તેમજ ત્યાં જઇને એ માણસને મળે. બીજે દિવસે સવારે તો એણે

એ કાગળો પાછા લાવવાજ જોઇએ નહિતર એની ગેરહાજરી છતી થયા સિવાય રહેજ નહિ. એકંદરે એણે દસ કાગળ લીધા. એમાંથી સાતજ એના ખીસ્સામાંથી નીકળ્યા. બાકીના ત્રણનું શું થયું ? એ પોતાની રાજીખુશીથી તો એ કાગળોને રહેવાજ કેમ દે ? એ ઉપરાંત બીજો મુદ્દાનો સવાલ એ છે કે એણે આ જોખમ ઉઠાવ્યુ તો એનો બદલો એને મળ્યો હોવો જોઇએ; તો પછી વિશ્વાસઘાત કરીને મેળવેલી રકમ ક્યાં છે ? એના ખીસ્સામાંથી પૈસાની સારી જેવી રકમ નીકળવી જોઇએ.'

'મ્હને તો એમ લાગે છે,' જમશેદજી બોલ્યા. 'કે એણે વેચવાની ધારણાથીજ કાગળો લીધા અને પેલા પરદેશી એજંટને મળ્યો બેઉ વચ્ચે પૈસાની વાટાઘાટ ચાલી પણ કૈં નિર્ણય ન થયો. એ ઘેર આવવા નીકળ્યો. પેલા માણસે એનો પીછો પકડયો. ગાડીમાં બેઉ જણ મળ્યા, મારામારી થઇ અથવા ગુપચુપ પેલા એજન્ટે એને મારી નાખ્યો, બહુ જરૂરી અને મુદ્દાના કાગળો લઈ લીધા અને ચાલતી ગાડીએ એના મડદાને ધકેલી દીધું. એ રીતે બધાયે સવાલોનો જવાબ મળી રહે છે, કેમ ખરૂં કે નહિ ?'

'એની પાસે ટીકીટ કેમ ન હતી ?'

'એટલા માટે કે એ ઉપરથી એજંટ રહે છે તેની પાસેના સ્ટેશનનું નામ મળી આવે અને તપાસમાં વખતે એનું ઠેકાણું જડી આવે એટલે એણે મરનારના ખીસ્સામાંથી એ લઇ લીધી.'

'ઘણુંજ સરસ! જમશેદજી!' જયંતે કહ્યું. 'તમારી વાત બંધબેસતી લાગે છે. અને જો એમ બન્યુ હોય તો આ તપાસનો અંત આવે છે. એક તરફ ગુન્હેગાર મરણ પામ્યો છે અને બીજી તરફ આ જરૂરી કાગળો ક્યારનાયે એને ઠેકાણે પહોંચી ગયા છે. આ સંજોગોમાં અમારે કરવા જેવું હવે શું રહે છે ?'

'કામ, જયંત! કામ!' ધીમંતે અધીરાઇથી કહ્યું. 'જમશેદ-જીનો ખુલાસો માનવાને મ્હારૂં હ્રદય ના પાડે છે. તારી શક્તિનો

ઉપયોગ કર, ગુન્હો થયો છે તે જગ્યાએ જા, લાગતા વળગતાઓને મળ અને ખરો ભેદ શો છે તે શોધી કાઢ! કશું પણ કરવા જેવું હોય તો કરી છૂટજે! કૈંયે બાકી રાખતો નહિ! તારા બધાયે કેસમાં આટલો અગત્યનો તેમજ રાજ્યહિતનો પ્રશ્ન કદી પણ આવ્યો નહિ હોય.'

'ભલે, ભલે!' જયંતે ઉભા થતાં કહ્યું. 'ચાલ, નટવર! આપણે કામે લાગી જઈએ. જમશેદજી! તમે પણ બેએક કલાક અમારી સાથે આવશોને? આપણે ગોવારી સ્ટેશનેથીજ આપણી તપાસની શરૂઆત કરીશું. સાંજ સુધીમાં અમારા કામની હકીકત આપને જણાવીશું ધીમંતભાઈ! પણ મ્હારે કહેવું જોઈએ કે આશા રાખવા જેવું ઝાઝુ નથી.'

'મનુષ્ય યાન, ઈશ્વરકૃપા એ તો તારી ધ્યાન બહાર નહિજ હોય. જયંત! તું પ્રયત્ન કરી જો અને ઈશ્વર ફળ આપશેજ.' ધીમંતે ઉઠતાં ઉઠતાં કહ્યું.

'મ્હારી શ્રદ્ધા અચળ છે.'

'તો બસ.'

અમે ચારે જણ ઉઠયા. બેઉભાઈઓ છૂટા પડયા.

જયંત, જમશેદજી અને હું એક કલાક પછી ગોવારી સ્ટેશને જઈ પહોંચ્યા અને ત્યાંથી જે ઠેકાણે બે ફાંટાં જૂદાં પડે છે ત્યાં આગળ આવી લાગ્યા. રેલ્વે કંપની તરફથી એક ચબરાક અમલદાર અમારી સાથે આવ્યા હતા.

'આ ઠેકાણે એ જુવાનનું મડદુ પડયું હતું.' રેલ્વે લાઇનથી ત્રણ ફીટ દૂર એક જગ્યા બતાવતાં રેલ્વેના અમલદારે કહ્યું, 'એ એકાદી ટ્રેનમાંથી પડયું છે અને સોમવારે રાત્રેજ એ ગાડી અહીંથી પસાર થઇ લાગે છે.'

'મારામારીનાં કૈં નિશાન જડે એ હેતુંથી ગાડીઓ તપાસવામાં આવી છે?'

'એવી કૈં નિશાની જડી નથી, તેમજ ટિકીટ પણ મળી નથી.'

'આજે સવારે અમને થોડીક નવી વિગત મળી છે.' જમશેદજીએ ઉમેર્યું. 'સોમવારે રાત્રે ૧૧-૪૦ ની ટ્રેનને એક મુસાફર જણાવે છે કે એણે કૈંક ધબાકો—કોઇ માણસ પડયું હોય તેવો અવાજ સાંભળ્યો. રાત અંધારી હતી અને ધુમસ વરસતુ હતુ એટલે એણે ધ્યાન દઇને જોયુ નહિ. એ વાત પણ એણે એ વખતે કોઇને કરી ન હતી. કેમ શું ? મી. જયંત !'

કોઇ નવીન વિચારે જયંતમાં અજબ ફેરફાર કર્યો હતો.

'સાંધાઓ ' જયંત બોલ્યો ' આ સાંધાઓ.'

' એનું શું ? એનો શો અર્થ ?'

'હું ભૂલતો ન હઉં તો એકી સાથે આટલા બધા સાંધા બીજે કોઇ ઠેકાણે નથી. ખરૂં ને ?'

'બરોબર. બીજે ઘણાજ ઓછા છે.'

'અને વળાંક પણઃ સાંધા અને વળાંક બન્ને. ખરેખર ! બન્નેની સામટી અસર ઓછી નથી.'

'કેમ મી. જયંત ! કૈં સમજાય છે ?'

'ખાસ કૈં નહિ પણ મ્હને એક વિચાર આવ્યો. એટલું તો ખરૂં કે આ કેસ ધીરે ધીરે રસિક થતો જાય છે, આ ઠેકાણે કૈંક લોહી પડયું કે વહ્યુ હોય એમ જણાતુ નથી.'

'ભાગ્યેજ થોડુંક પડયુ હશે.'

'પણ ઘા તો ઘણો મોટો હતો.'

'હાડકું કચ્ચર થયુ હતુ એ વાત ખરી પણ બહારની ઇજા નજીવી હતી.'

'છતાં પણ થોડુ ઘણુયે લોહી નીકળ્યા સિવાય નજ રહે. પેલા મુસાફરે વાત કરી તે ગાડી બતાવવાની વ્યવસ્થા થઇ શકશે ?'

'નાજી. અત્યાર સુધીમાં ડબાઓ ફારફેર થઇને જૂદીજૂદી ગાડીઓમાં ગોઠવાઇ ગયા હશે.'

'પણ એ બાબતની હું ખાત્રી આપું છું. મી. જયંત !' જમશેદજી એ કહ્યું કે 'દરેકે દરેક ગાડી મ્હેં જાતે તપાસી છે અને મ્હને જાણવા જોગ કૈં પણ મળ્યુ નથી.'

'ભલે.' જયંતે કહ્યું. 'મ્હારી ઇચ્છા બીજુંજ કૈં તપાસવાની હતી. પણ હરકત નહિ, એ વાત જવા દઇએ. આપણે જે તપાસ કરવાની હતી તે કરી ચૂકયા છીએ, નટવર ! એટલે આપણે હવે મી. જમશેદજીને વધુ તસ્દી નહિ આપીએ. હવે આપણે અહીંથી બોરીબંદર જઇએ તો ઠીક.'

અને અમે ત્યાંથી છૂટા પડયા. જયંતે ગોવારી સ્ટેશનેથી ધીમંતને ટેલીફોન કર્યો અને જણાવ્યું કે 'અંધકારમાં પ્રકાશનું નાનુ સરખુ કિરણ દેખાય છે. બનતી ઉતાવળે આ વખતે મુંબાઇ અને પરાંઓમાં પરરાજ્યના એલચીઓ કયા કયા છે તેનું વિગતવાર લીસ્ટ મ્હને વિશ્વાસુ માણસ સાથે મ્હારે પ્રીન્સેસ સ્ટ્રીટ ને મકાને મોકલી આપો.' ધીમંતે એમ કરવાનું કબુલ કર્યું.

'એ આપણને ઘણું ઉપયોગી થઈ પડશે. નટવર !' જયંતે અમે ગાડીમાં બેઠા ત્યારે કહ્યું. 'આવો રસિક કેસ આપણને આપવા માટે ધીમંતનો આભાર માનવો જોઇએ.'

જયંતમાં વિજળી સંચાર થયો લાગતો હતો. એની ચપળતા અને ચંચળતા અનેકગણી વધી ગઇ હતી.

'અત્યાર સુધી મ્હને કેમ નહિ સ્હમજાયું તેજ નવાઇ લાગે છે.' જયંતે ઉમેર્યું.

'પણ મ્હને તો હજીયે કૈંજ નથી સ્હમજાતું.'

'વાત ખાત્રીપુર્વક નથી કરી શકાતી પણ મ્હારી માન્યતા છે કે એમ બન્યું હોવુ જોઇએ અને તે રીતે તપાસ કરીશું તો સફળતા મળશે. એ માણસ બીજે કોઇ ઠેકાણે મરણ પામ્યો હતો અને એનું મુડદુ ગાડીના છાપરા પર ગોઠવવામાં આવ્યુ હતુ.'

'છાપરા પર ?'

'હારતો ! એ તને નવાઈ જેવું નથી લાગતું ? પણ શું બન્યુ તે જોઇએ એટલે એ સ્હમજાશે. જે જગ્યાએ અનેક સાંધા છે અને ગાડી એકદમ વળાંક લે છે તેજ જગ્યાએ એ મુડદુ પડે છે એ આકસ્મિક સંયોગ છે કે કેમ ? સ્થળ એવું નથી કે જ્યાં આગળ છાપરા પર મૂકેલી કોઇ વસ્તુ ઝટકો લાગીને નીચે પડે ? આ સાંધા અને વળાંક ગાડીની અંદરની વસ્તુ પર અસર નહિ કરે પણ છાપરા પરની વસ્તુને તો અસર કરેજ અને એકાએક ધક્કો લાગીને એ નીચે તૂટી પડેજ. આ સંજોગોમાં કાંતો એ શબ ગાડીના છાપરા પરથી પડયુ અથવા સંજોગ વશાત્ ગાડીની અંદરથી ફેંકાયુ. હવે આપણે લોહીના વહેવા બાબત વિચાર કરીએ. આ શબ પડયુ છે ત્યાં આગળ બીલકુલેય લોહી પડેલુ નથી અને જો અન્ય સ્થળે લોહી વહી ગયુ હોય તો એ ઠેકાણે લોહી નજ પડે એ દેખીતુ છે. દરેક વિગત કૈંને કૈં જણાવે છે અને એ દરેકની સામટી અસર અજબ જેવી છે.'

'અને ટિકીટ પણ !' મ્હેં ઉમેર્યું.

'જરૂર. એનો ખુલાસો પણ આ રીતે થઇ રહે છે. બધી વાત બરાબર બધ બેસી રહે છે.'

'એ તો ખરૂં પણ હજીયે આપણે એના ખૂનનો ભેદ શોધી કાઢવાનો રહે છે, અને એ સરળ નહિ પણ ઘણોજ અગવડ ભર્યો લાગે છે.'

'બનવા જોગ છે !' જયંતે જણાવ્યું.

એવામાં બોરીબંદરનું સ્ટેશન આવ્યું એટલે અમે ઉતર્યા અને ત્યાંથી ટેકસી કરી કવીન્સરોડ પરના સર પદમજી ચીનાઇને બંગલે જવા નીકળ્યા. ત્યાં જઇને અમે સરસાહેબને મળવાની ખાહેશ બતાવી.

'સર પદમજી !' સરસાહેબના નોકરે ગળગળે સાદે જવાબ આપ્યો. 'સાહેબ ! સરસાહેબ આજે સવારેજ મરણ પામ્યા છે.'

'અરે ભલા ભગવાન !' જયંતે અજાયબીની હાય મારી. 'શી રીતે મરણ પામ્યા ?

'આપ કૃપા કરી અંદર પધારો અને સરસાહેબના ભાઇ કૅપ્ટન કાવસજીને મળો એટલે તેઓ ઘટતો ખુલાસો કરશે.'

'ભલે.'

એ અમને કૅપ્ટન કાવસજી ચીનાઇ પાસે લઇ ગયો. એની ઉમર પચાસેક વર્ષની હશે. પોતાના ભાઇના મરણને લીધે એનો ચહેરો ગમગીન હોય એ સ્વાભાવિક છે.

'આ ભયંકર કાવતરાને લીધેજ એમ બન્યું.' એણે કહ્યું: 'મ્હારા ભાઈ સર પદમજી ઘણાજ લાગણીપ્રધાન માણસ હતા. એમના ખાતાને અને તેના કામને માટે એમને ઘણુંજ અભિમાન હતું અને આ કાવતરૂં એક જબુન ફટકા સમાન હતું એટલે એ ફટકો જીવલેણ નીવડયો.'

'અમને આશા હતી કે એમની પાસેથી જાણવા જેવી કેટલીક વિગતો અમને મળશે.'

'હું આપને ખાત્રી આપું છું કે એમને મન તો આ બધો બનાવજ એક ભયંકર ભેદ જેવો હતો અને તેઓ પોતે જ મ્હારી અને તમારી માફક એનાથી સંપૂર્ણ અજ્ઞાત હતા. જે કૈં નજીવી વિગતો એમને ખબર હતી તે તો એમણે ક્યારનીયે પોલિસને જણાવેલી છે. કુદરતી રીતેજ એમની એવી માન્યતા હતી કે મરનાર કેખુશરૂ દુબાશજ ગુન્હેગાર હતો અને એ એને ઘટતે ફેજે પહોંચ્યો છે. એ સિવાય બીજું કૈં સમજાય એવું ન હતુ.'

'આ બાબતપર આપ કૈં કહી શકો એમ નથી?'

'જે કૈં થોડું ઘણું સાંભળ્યું કે વાંચ્યું છે તે સિવાય હું કૈંજ જાણતો નથી. મ્હારે આપના પ્રત્યે અસભ્ય થવાનું કારણ નથી છતાં આપ જોઈ શકશો મી. જયંત! કે આપની સાથે આવે પ્રસંગે મ્હારાથી વધુ વાતચીત થઇ શકે એટલી મ્હારા મનની સ્વસ્થતા નથી.'

'ભલે.' કહીને જયંતે રજા લીધી.

'આ તો અણુધાર્યું વલણ લેવાતું લાગે છે.' અમે બહાર નીકળ્યા પછી જયંતે કહ્યું. 'મ્હને નવાઇ તો એ લાગે છે કે એ મરણ કુદરતી હતું કે પછી એને બિચારાને પોતાના જીવનનો એકાએક અંત આણવો પડયો હતો? જો એને એકાએક અંત આણવો પડયો હોય તો એનાં કારણો શાં હતાં? પોતાની ફરજની ગફલતને અંગે એને જીવનદાન કરવું પડયું કે કેમ? પણ એ પ્રશ્ન પરંપરા આપણે ભવિષ્ય પર મુલતવી રાખીશું. હવે આપણે કેખુશરૂ દુબાશની તપાસ કરીએ.'

ત્યાંથી અમે મહાલક્ષ્મી ગયા.

કેખુશરૂ દુબાશના કુટુંબમાં એની માતા સિવાય બીજું કોઇ હતું નહિ. એના દુઃખની અત્યારે સીમા ન હતી. એના જીવનનો એકનો એક આધાર અકાળે ભાગી પડયો હતો. એ અમને કૈં પણ જવાબ આપી શકે એવી સ્થિતિમાં ન હતી. એની પાસે એક નવયૌવના બેઠી હતી. એના વદનકમળ પર પણ વિષાદની અંધાર ઘેરી છાયા છવાઇ રહી હતી. એણે પોતેજ અમને એની ઓળખાણ આપી. એ મરનાર કેખુશરૂ દુબાશ સાથે અદરાઇ હતી. એનું નામ મીસ તેહમીના કૂપર. મરનાર કેખુશરૂ દુબાશને એણે જ સૌથી છેલ્લવેલો જોયો હતો.

'મ્હારી વેદના આપને સ્હમજાવી શકાય એમ નથી મી. જયંત!' એણે કહ્યું. 'એ બનાવ બન્યા પછી મ્હારી આંખ વટીક મ્હેં મીંચી નથી. આખો વખત, રાત ને દિવસ મ્હને એના ને એના જ વિચાર આવ્યા કરે છે. એ કેમ બનીયું, એનો માયનો શું અને એવણ એમાં શી રીતે ફસાયા એનો ભેદ જ મ્હને સમજાતો નથી. કેકી જેવો સીધો સાદો નમાનો અને પ્રમાણિક માણુસ એવું પગલું ભરે એ કોણ માને! આવી જાતનો વિશ્વાસઘાત કરવા કરતાં એ પોતે પોતાનો જીવ આપવાનો વધુ પસંદ કરે એવા સ્વભાવનો માણુસ હતો. એને જે જાણે છે તેને તો આ બધો બનાવ ઘણોજ ભેદ ભર્યો અને વિચિત્ર જ લાગે છે.'

'પણ બધી વિગતો એમની વિરૂદ્ધ જાય છે—'

'હારે બાવા! એનો જ ખુલાસો કૈં સ્હમજાતો નથીને!'

'એને પૈસાની ભીડ હતી ખરી?'

'નાજી; એની જરૂરીઆતો ઘણીજ ઓછી હતી અને એને પુરતો પગાર મલતો હતો. એણે ત્રણ ચાર હજાર રૂપીયા બચાવ્યા હતા એટલે અમે આયે જમશેદી નૌરોઝ પછી પરણી જવાનાં હતાં.'

'એને કોઇ પ્રકારનો માનસિક વ્યાધિ તો ન હતોને? બોલો તેહમીના બાઇ! જે હોય તે સ્પષ્ટ કહો.'

મ્હારા મિત્રની ચપળ નજરે સામાની રીતભાતમાં થતો સ્હેજ સ્હાજ ફેરફાર જોઇ લીધો હતો. તેહમીના જરા ગભરાઇ અને આના-કાની કરતી હોય એમ જણાઇ.

'હાજી.' એણે છેવટે જવાબ આપ્યો. 'મ્હને એમ લાગતું હતું કે એના મનપર કૈંક ભાર હતો.'

'કેટલા વખતથી?'

'છેલ્લા આઠેક દિવસથી. એ જરા ચિંતાતુર લાગતા હતા. એક વાર એ કહેવા મ્હેં દબાણ વટીક કર્યું હતું, એવણે એ કબુલ પણ કર્યું હતું અને મ્હને કહ્યું હતું કે એમને ઓફીસને લગતી કંઇક ચિંતા હતી. 'એ ઘણીજ ગંભીર બાબત છે. એ વિષે તારી સાથેબી વાત કરવી સલાહ ભરી નથી.' એવું એવણે કહ્યું હતું. એ સિવાય વધારે કૈં એવણે જણાવ્યું નહિ.'

જયંત વિચારમાં પડયો હતો.

'પછી, જે હોય તે કહો મીસ કૂપર! વખતે એવણની વિરૂદ્ધ કહેવા જેવું હોય તોયે કૈં હરકત નથી. એનાપરથી અમારી તપાસ સરળ થશે, સ્હમજ્યાંને!'

'પણ હવે મ્હારે વધારે કૈં કહેવા જેવું નથી. એક બે વખત મ્હને એમ લાગ્યું કે એ પોતાની ચિંતાની વાત મ્હને કહેવાની તૈયારી કરતા હતા પણ એક યા બીજા કારણે અટકી ગયા. એક દિવસે

સાંજના એમ કહેલું યાદ છે કે એમની પાસેનું રહસ્ય ઘણુંજ અગત્યનું તેમજ કિમતી છે અને એ જાણુવા માટે પરદેશી એલચીઓ અથવા પરરાજ્યના એજંટો પુષ્કળ પૈસા આપે એમ છે.'

મ્હારા મિત્રનો ચહેરો ઘણોજ ગંભીર થતો જણાયો.

'બીજું કાંઇ ?'

'એટલું જ કે આપણે એ બાબતમાં સરળ માણુસો છીએ બાકી કોઇ વિશ્વાસઘાતી આ તકનો લાભ લેવા ચુકે નહિ.'

'આ વાત તાજેતરમાં થયેલી ?'

'હાજી.'

'હવે તે દિવસે સાંજના બનાવ બાબત જે હોય તે વિગતવાર કહો,'

'અમે સિનેમા જોવા જવાનાં હતાં અને ધીરે ધીરે ચાલતાં જતાં હતાં; ઑફિસની નજીક પહોંચ્યાં એટલે એ એકાએક ચાલી ગયા ને અદૃશ્ય થઇ ગયા.'

'એક શબ્દ પણુ બોલ્યા સિવાય ?'

'હાજી. એવણુ અજાયબ થયા હોય તેમ 'અરે ! તારીની !' એમ બોલ્યા અને ચાલી ગયા. હું ત્યાં આગળ ઘણો વખત થોભી પણુ પાછા ફર્યા જ નહિ. છેવટે હું કંટાળીને ઘેર ગઇ. બીજે દિવસે ઑફિસ ઉઘડયા પછી એમની પૂછપરછ થઇ અને બારેક વાગ્યે અમને એ ભયંકર સમાચાર મળ્યા. આપ મહેરબાની કરીને એમની આબરૂ બચાવશો તો આપનો ઘણોજ આભાર માનીશ મી. જયંત ! એવણુને મનસે તો આબરૂ આગળ જાન પણુ કુરબાન હતો.'

'મ્હારાથી બનતું કરીશ.' એવું આશ્વાસન આપીને જયંતે રજા લીધી.

'ચાલ ! નટવર !' એણે કહ્યું 'આપણે હવે બીજે સ્થળે તપાસ કરવી જોઇએ. અહીંથી જતાં આપણે એ ઑફિસમાં જઇએ અને

જ્યાંથી કાગળો ગુમ થયા હતા તે જગ્યા જોઇએ. આપણે અહીં આવ્યા તે પહેલાં આ કમનસીબ જુવાન વિરૂદ્ધ ઘણુંજ સાંભળ્યું હતું અને અહીં આવ્યા પછી એમાં ઘટાડો થવાને બદલે ઉલટો ઉમેરોજ થયો છે. એનું નજીક આવતું લગ્ન એને ગુન્હો કરવા પ્રેરે એ માની શકાય એમ છે. એ પ્રસંગે એને પૈસાની જરૂર પડે એ સ્વાભાવિક છે. આ કામનો વિચાર એના મગજમાં ઘોળાયા કરતો હતો અને એ વિષે એ બોલ્યો પણ હતો. એણે પોતાના વિચાર જણાવીને આ બિચારીને વિશ્વાસમાં પણ લીધી હતી. એ બધુંયે એની વિરૂદ્ધ જાય છે.'

'પણ જયંત! એની આજસુધીની કારકિર્દિ એ વાતની વિરૂદ્ધ નથી જતી? એ ઉપરાંત જો એને એ કામ કરવું હતું તો એ પોતાની પ્રિયતમાને રસ્તામાં ઉભી રાખીને શા વાસ્તે દોડી જાય?'

'બરાબર છે! નટવર! એ એના લાભમાં જાય છે એની ના નહિ. પણ એ એક લાભની વિરૂદ્ધ અનેક ગેરલાભની વાતોનો પણ વિચાર કરવો જોઇએ.'

અમે ઑફિસ આગળ ગયા એટલે હેડકલાર્ક વામનરાવે અમારો યોગ્ય સત્કાર કર્યો.

'બહુજ ખોટું થયું મી. જયંત!' એણે કહ્યું. 'તમે સરસાહેબના મરણની વાત સાંભળી?'

'અમે ત્યાંથીજ ચાલ્યા આવીએ છીએ.'

'અમારૂ ખાતુ બધુ અફરાતફરી થઇ ગયું છે, સરસાહેબ મરણ પામ્યા, કૈખુશરૂદુબાશ મરી ગયા અને અમારા કિંમતી કાગળ ચોરાઇ ગયા! સોમવારે સાંજે અમારી ઑફિસની કેટલી સુંદર સ્થિતિ હતી અને અત્યારે કેવી થઇ ગઈ! અરે ભલા ભગવાન! કોણ જાણતું હતું કે આમ થઇ જશે! કોને ખબર હતી કે દુબાશ આવુ પગલુ ભરશે!'

'તમે એને ગુન્હેગાર માનો છો ?'

'એ સિવાય બીજો રસ્તો નથી. એ છતાંયે એને મ્હારી જાત જેટલોજ હું ભરોસાપાત્ર માનતો હતો.'

'સોમવારે સાંજે કેટલા વાગે ઑફિસ બંધ થઇ ?'

'પાંચ વાગે.'

'તમે પોતે બંધ કરી હતી ?'

'હું હમેશાં સૌથી છેલ્લોજ જાઉં છું.'

'પેલા નકશાઓ ક્યાં હતા ?'

'તિજોરીમાં મેં જાતેજ એમને ઠેકાણે મૂકેલા હતા.'

'આ મકાનનો કોઇ ચોકીદાર નથી ?'

'છે, પણ એને આ સિવાય બીજાં ખાતાં પણ જોવાનાં હોય છે. એ એક વયોવૃદ્ધ લશ્કરી સિપાઇ છે અને ઘણોજ વિશ્વાસુ માણસ છે. એણે તે દિવસે સાંજે કૈંજ જોયું ન હતું.'

'કેખુશરૂ દુબાશ ને ઓફિસના ટાઇમ પછી આ કામ કરવાની વૃત્તિ હોય તો ત્રણ ચાવીની જરૂર પડે એ વાત બરાબર છે ?'

'હાજી, બરાબર છે. એક તો બહારના દરવાજાની ચાવી, બીજી ઑફીસની અને ત્રીજી તિજોરીની.'

'અને એ ત્રણે ચાવીઓ તમારી અથવા સર પદમજીની પાસેજ રહેતી હતી ?'

'નાજી, મ્હારી પાસે માત્ર તીજોરીનીજ ચાવી રહેતી હતી; બાકી એ ત્રણે ચાવીઓ સરસાહેબ પાસે રહેતી હતી એની ના નહિ.'

'અને સરસાહેબ આહાર વિહારમાં નિયમીત હતા ?'

'હાજી, એ બાબતમાં મ્હારી કૈંજ ભૂલ નથી થતી. એ ત્રણે ચાવીઓ તેઓ હમેશાં એકજ ઝુમખામાં રાખતા. મ્હેં આખો વખત એ રીતે રાખેલીજ જોઇ છે.'

'અને એ ઝુમખુ એ પોતાની સાથેજ રાખતા ?

‘ હાજી. ’

‘ અને તમારી ચાવી તમારા કબજા બહાર ગઇ ન હતી ? ’

‘ કદીયે નહિ. ’

‘ તો પછી કેખુશરૂ પાસે—જો એ ગુન્હેગાર હોય તો—બીજી ચાવીઓ હોવી જોઈએ. અને એ છતાંયે એના શબ પરથી એક પણ ચાવી મળી આવી નથી. બીજી એક વાતઃ આ ઓફિસનો કોઇ માણસ એ નકશા વેચવાનો વિચાર રાખે તો મૂળ નકશા લઇ જવાને બદલે એની નકલ કરીને ન લઈ જઈ શકે ? ’

‘ એવી રીતે નકલ કરવામાં ઘણાજ ઉંચા પ્રકારના આ લાઇનના જ્ઞાનની આવશ્યકતા છે. ’

‘ અને એ જ્ઞાનથી સરસાહેબ, તમે અથવા કેખુશરૂદુબાશ વંચિત નથી. ખરૂંને ? ’

‘ નહિસ્તો ! પણ આપ મ્હને આમાં નહિજ સંડોવો. મી. જયંત ! જ્યારે મૂળ કાગળોજ કેખુશરૂ પાસેથી મળી આવ્યા છે ત્યારે આ જાતનાં અનુમાન કર્યે શો ફાયદો ? ’

‘ પણ એ નવાઈ જેવૂં નથી કે જ્યારે એ કાગળોની નકલોથી પોતાનું કામ સરે એમ છે એ જાણ્યા છતાંયે એ મૂળ કાગળો શા માટે બહાર લઇ જાય છે અને પોતાનો જીવ જોખમમાં નાખે છે ? ’

‘ એ નવાઇ જેવું છે ખરૂં છતાં એ એજ મુજબ વર્ત્યો છે. ’

‘ આ કેસની દરેક તપાસ કૈં ને કૈં નવો માર્ગ દર્શાવે છે. હવે ત્રણ કાગળો હજી પણ જડતા નથી, એ હું ભૂલતો ન હોઉં તો ઘણાજ અગત્યના છે. ’

‘ હાજી. એમજ છે. ’

‘ તમે એમ માનો છો કે એ ત્રણ કાગળની મદદથી કોઇ પોતાનું કામ સાધી શકે અને ‘ ઇન્ડીયા ’ જેવી સબમરીન બાંધી શકે ? ’

‘ મ્હેં એ મુજબ મ્હારો રિપોર્ટ મોકલી આપ્યો છે છતાં આજે એ બધાનો મ્હેં ફરીથી વિચાર કરી જોયો છે અને હું એ

નિર્ણય પર આવ્યો છું કે એવી રીતે કામ લેતાં થોડી ઘણી અડચણ આવે એમ છે, છતાં કુશળ કારીગર અને આ વિષયનો કોઇ નિષ્ણાત હિંમતથી એ ત્રણ કાગળોની મદદથી એ કામ કરી શકે એમ છે.'

'એ હિસાબે ગુમ થયેલા ત્રણ કાગળો સૌથી અગત્યના છે, ખરૂંને ?'

'હાજી, એમાં શંકાને સ્થાનજ નથી.'

'ભલે. હવે આપની રજા હોય તો અમે ચારે તરફ નિરીક્ષણ કરી લઇએ. આ સિવાય બીજા કોઇ સવાલ હાલ તુરત પૂછવા જેવા મ્હને યાદ આવતા નથી.'

તે પછી અમે તિજોરીનું તાળું, કળ, ઑફિસનો દરવાજો અને બારીનાં લોખંડનાં શટર વિગેરેની બારિક તપાસ કરી. અમે જ્યારે બહારની બાજુએ આવ્યા ત્યારે જયંતને કૈંક રસ પડતો હોય એમ જણાયું. બારીની નજીક એક ઝાડની ડાળી આવેલી હતી અને એની ત્યાં આગળની ડાંખળીઓ ચીમળાયેલી લાગતી હતી. જયંતે એ ધ્યાનદઇને તપાસી અને નીચે જમીન પર પણ કૈં નિશાન છે કે કેમ તે જોયું. છેવટે એણે વામનરાવને બારીનાં શટર બંધ કરવાનું કહ્યું. અને એમ કરતાં જે ખુંચ રહેતી હતી તે એણે મ્હને બતાવી. એ ખુંચને લીધે બહારનો માણસ અંદર શું થાય છે તે જોઇ શકે એવું હતું એ પણ મ્હને સ્હમજાવ્યું.

'ત્રણ દિવસ જેટલો વખત પસાર થયો હોવાથી જે કૈં નિશાન હોય તે ઘસાઇ જાય અથવા અસ્પષ્ટ થઇ જાય એ દેખીતું છે.' એણે ઉમેર્યું 'એ આપણને મદદ કર્તા થાય અથવા ન પણ થાય ! ચાલ, નટવર ! હવે આપણે અહીં જેટલું જાણવા જેવું હતું તે જાણી ચૂકયા છીએ એટલે ઘેર જઇએ.'

ત્યાંથી અમે મહાલક્ષ્મી સ્ટેશને આવ્યા એટલે વળી અમારી તપાસમાં એક અણધાર્યો ઉમેરો થયો. મહાલક્ષ્મીનો ટિકીટ માસ્તર

મરનાર કૈખુશરૂ દુબાશને ઓળખતો હતો અને એણે સોમવારે સાંજે સવાઆઠ વાગે મરીનલાઇન્સની ટીકીટ લીધી હતી એમ એનું કહેવું હતું. એ વખતે એ એકલોજ હતો અને ત્રીજા વર્ગની એકજ ટિકીટ એણે ખરીદી હતી. એ તે વખતે એટલો ઉશ્કેરાયલો અને અસ્વસ્થ હતો કે છૂટા પૈસા અને ટિકીટ લેતી વખતે એનો હાથ ધ્રૂજતો હતો, તે ટિકીટ માસ્તર જોઈ શકયો હતો, અને એણે પોતે પૈસા ઉંચકીને એના હાથમાં આપ્યા હતા. કૈખુશરૂ તેહમીનાથી આશરે સાડા સાત વાગે છૂટો પડયો હતો અને સવાઆઠની લોકલમાં મહાલક્ષ્મીથી કોલાબા ગયો હતો.

'હવે આપણે શું થયું છે તે સંબંધી વિચાર કરીએ. નટવર! અમે પ્રીન્સેસ સ્ટ્રીટ જવા નીકળ્યા એટલે જયંતે ટેકસીમાં કહ્યું. 'મ્હને યાદ નથી કે આ જાતનો કેસ આપણે અત્યાર સુધીમાં હાથ ધર્યો હોય! એની પ્રત્યેક તપાસ નવીન દિશા ઉધાડે છે અને પેલા '**પ્રતિક્ષણે જે નવતા ધરે છે; તે રૂપનું રમ્યપણું દિસે છે**' ની માફક નિત્યનૂતન પ્રદેશ આપણી આગળ ખડો કરે છે. આપણી દુબાશના ઘરની તપાસ મુખ્યત્વે એની પોતાની વિરૂદ્ધ જાય છે. જ્યારે પેલી બારી આગળની નિશાનીઓ એના લાભમાં જઇને એની નિર્દો-ષતાનો પુરાવો આપે છે. આપણે એમ ધારી લઇએ કે કોઇ પરરા-જ્યનો એલચી એની પાસે જાય છે અને એની પાસે આડકતરી રીતે માગણી કરે છે. એણે પોતે પોતાની પ્રિયતમાને કરેલી વાત પરથી એની પ્રતીતિ થાય છે કે એના હૃદયમાં એ વાત ઘોળાયા કરતી હતી. એને પોતાને એનો લાભ લેવો નથી પણ એની પાસે વાત એવા સ્વરૂપમાં અને એવી રીતે રજુ થઇ છે કે જેથી એનો સ્ફોટ એ કરી શકે એમ નથી તેમજ બીજા કોઇને પણ એ વાત એનાથી થઇ શકે એમ નથી. આટલે સુધી તો સ્પષ્ટ સ્હમજાય એવું છે. હવે આપણે જોઇએ છીએ કે એ પોતાની પ્રિયતમા સાથે સિનેમા જોવા જાય છે. સિનેમાની ટિકીટો એણે આગળથી મંગાવી

રાખી છે અને થીએટર કંઈ દૂર નથી એટલે બરાબર ટાઇમેજ એ જવા નીકળે છે. રસ્તે જતાં એની નજર પેલા એલચી પર પડે છે. એને એ ઓફિસ તરફ જતાં જુએ છે અને એના હૃદયમાં વહેમ આવે છે. એ સંજોગોમાં એ પોતે શું કરે ? શા પગલાં ભરે ? તેહમીનાને કહેવા જેટલોયે વખત નથી. એ એકદમ પોતે શું કરવું તેનો નિર્ણય કરે છે અને તેહમીનાને રસ્તામાં ઉભી રાખી દોડી જાય છે. પોતાની ફરજ આગળ આનંદ અને વિલાસનો એ ભોગ આપે છે. એ પેલા માણસની પૂઠ પકડે છે અને તે જેવો ઑફિસમાં દાખલ થાય છે તેવોજ એ પેલી બારી આગળ જાય છે અને અંદર એ શું કરે છે તે જુએ છે. પેલો જેવો કાગળો લઇને બહાર નીકળે છે તેવોજ એ એનો પીછો પકડે છે. આ રીતે આપણે એક મુદ્દાનો ખુલાસો મેળવી શકીએ છીએ કે નકલથી ચાલી શકે એમ હતું તે છતાંયે મૂળ કાગળો શા માટે લઇ જવામાં આવ્યા ? બહારનો માણસ આ રીતે લઇ જાય તો એને તો મૂળ કાગળોજ લઈ જવા પડે. અહીં સુધી તો બધુ બરાબર બંધબેસ્તુ અને સહમજાય એવું છે. ખરૂંને ?'

'બરાબર એ પછી શું થયું ?'

'એ પછીની હકીકત એટલી સરળ નથી. કોઇને પણ એમ લાગે કે આ સંજોગોમાં કેખુશરૂ દુબાશે બુમરાણ કરી મુકી પેલા હરામખોરને પકડીને પોલિસને હવાલે કરી દેવો જોઇતો હતો. નાહકના ઉંડા પાણીમાં ઉતરવાની એને કંઈ જરૂર ન હતી. એણે એમ શા માટે ન કર્યું અથવા એ રીતે કેમ નથી વર્ત્યો ? એ કાગળો લઈ જનાર એના કરતાં કોઇ મોટો અમલદાર હતો કે જેથી એની ઓથમાં એને દબાવું પડે ? એમ હોય તો એનાથી એ પગલું ન ભરી શકાય. અથવા પછી એ લઇ જનાર સર પદમજી પોતે હતા કે જેને લીધે કેખુશરૂ એકલોજ એ જગ્યા છોડી ગયો અને મહાલક્ષ્મીથી મરીન

લાઇન્સની ટિકીટ લઇને ગયો. એણે મરીન લાઇન્સની ટિકીટ શા માટે લીધી ? એને એ કાર્ય એટલું અગત્યનું લાગ્યું હોવું જોઇએ કે એણે તેહમીનાને રસ્તામાં ઉભી રાખી હતી તેનો પણ ખ્યાલ કર્યો ન હતો. આ પછી આપણને પુરતી વિગતો મળી નથી પણ છેવટનો બનાવ આપણે જાણીએ છીએ કે એનું શબ કોઇએ હારબર લાઈનની ગાડીના છાપરા મૂક્યુ અને ત્યાંથી એ ગોવારી આગળ ગબડી પડયું. હવે મ્હારો વિચાર બીજેજ છેડેથી કામ લેવાનો છે અને એમ કરતાં પુરતી વિગતો મળવાની આશા રહે છે. ધીમંતે આપણને પેલી યાદી મોકલાવી હશે તો એમાંથી આપણને જોઇતો માણસ મળી રહેશે અને એકને બદલે બે બાજુથી આપણે તપાસ કરી શકીશું.'

અને અમે અમારે પ્રીન્સેસ સ્ટ્રીટને રહેઠાણે પહોંચ્યા ત્યારે ધીમંતરાયની ચીઠ્ઠી લઇને એક ઑર્ડરલી અમારી રાહ જોતો બેઠો હતો. જયંતે તે લીધી, વાંચી અને મ્હને આપી. એમાં નીચે મુજબ મજકુર હતો.

ચિ. ભાઈ જયંત,

'નાના નાના તો ઘણાય છે પણ આ જાતના કામમાં માથુ મારે એવા ઘણા થોડા છે. ધ્યાન દેવા જોગ માણસોમાં નીચેના ત્રણ છે અને એમનાં સરનામાં પણ સામે આપ્યાં છે.

૧. શામરાવ ઘાટે: જયમહાલ: વરલી

૨. સી. મુકરજી: સી વ્યુ: નેપીઅન સી

૩. ફ્રાનસીસ રીબેરો: બ્રુસ કૉટેજ: મઝગામ

મી. રીબેરો સોમવારે મુંબાઇમાં હતો તે પછી એ બહારગામ ગયો લાગે છે. પ્રકાશનાં કિરણ દેખાય છે એ સાંભળી આનંદ થયો. તારા જવાબની અને પરિણામની હિંદુસ્તાન સરકાર પણ કાગને ડોળે રાહ જુએ છે અને જરૂર પડયે તારી સેવામાં સામ્રાજ્યની સર્વ શક્તિઓ હાજર છે એટલે કોઇપણ ભોગે તારે એનો ભેદ પામ્યેજ છૂટકો છે.

ધીમંતની આશિષ

'આ સામ્રાજ્યની સર્વશક્તિઓનો સદુપયોગ આપણાથી થઈ શકે એમ નથી નટવર !' એણે હસતાં હસતાં કહ્યું. એમ કહીને એણે મુંબાઈનો એક મોટો નકશો લઈને જોવા માંડયુ. 'ચાલો, શરૂઆત ઠીક થાય છે.' એણે સંતોષની આછી લાગણીથી કહ્યું. 'છેવટે આપણે રસ્તાસર આવતા જઈએ છીએ. આખરે આપણે ઝાઝી હેરાનગતિ ભોગવવી નહિ પડે નટવર ! હું હમણાં બહાર જાઉં છું અને થોડી ઘણી તપાસ કરી આવું છું. મ્હારા સદાના સાથીદારની ગેરહાજરીમાં મહત્વની તપાસ કરવા જેવું હોયજ નહિ. તું અહીંયાંજ રહે. એકાદ કલાકમાં આપણે પાછા મળીશું. એ દરમિઆન તારી ઈચ્છા હોય તો નામદાર સરકારનું નાક આપણે કેવી રીતે જાળવ્યું એ વિષેના આપણા પરાક્રમના લખાણની શરૂઆત કર.'

મેં પણ કારણ સિવાય એ આ રસ્તો લેતો ન હતો એની મ્હને ખાત્રી હતી એટલે મ્હેં રકઝક કરી નહિ. એ ગયો અને મ્હેં મ્હારૂં વાંચનનું કામ શરૂ કર્યું. મ્હને વાંચન અને લેખનનો પુષ્કળ શોખ છે એ વાંચનારને જણાવી દઉં. મ્હને સામાજીક ઘટનાઓ કરતાં બુદ્ધિના વિકાસના સાધનરૂપ ભેદકથાઓ ઘણીજ પસંદ છે અને એ વિષયમાં મ્હને બહુજ રસ પડે છે.

ચારેક કલાક પછી મ્હને જયંતની ચીઠી મળી એ વખતે ઘણું મોડું થઈ ગયું હતું. આશરે નવેક વાગ્યા હશે. એ નીચે મુજબ હતી

'હું મઝગામમાં આર્યભવનમાં જમવાનો છું. આ ચીઠ્ઠી મળે કે તરતજ મ્હને ત્યાં મળજે. તારી સાથે એક જૅમી, ચોરફાનસ, ફરસી અને રિવોલ્વર લેતો આવજે. જ.'

એક આબરૂદાર શહેરી માટે એણે મંગાવેલો સરંજામ ઘણોજ સુંદર હતો ! ખાસ કરીને ચોર લોકોનાં એ હથીઆર જયંતે શા માટે મંગાવ્યાં હશે એની મ્હને નવાઈ લાગી; પણ જ્યારે એણે એ લખ્યું હતું ત્યારે મ્હારે એનો અમલ કરવોજ જોઈએ.

આર્યભવનમાં હું પહોંચ્યો એટલે જયંત મળ્યો.

'તું જમીને આવ્યો ?' એણે પૂછ્યું 'નહિતર ચાલ, અહીં ગોઠવણુ કરી લઇએ.'

મ્હેં એને ગોઠવણુ કરવા કહ્યું.

'ભલે' એમ કહીને એણે ઓર્ડર આપ્યો. 'તું પેલાં હથીઆર લઇ આવ્યો છે ?'

'જરૂર' મ્હેં જવાબ આપ્યો.

'સારૂ. મ્હેં શું કર્યું છે તેનો તને ખ્યાલ કરાવું એટલે આપણે શું કરવાનું છે તેની સમજ પડે. એ તો તને યાદ હશે નટવર ! કે આ જુવાનનું શબ ગાડીના છાપરા પર મુકવામાં આવ્યું હતું. શરૂઆતમાંજ એ વાત મ્હેં સ્પષ્ટ કહી હતી એ ગાડીમાંથી નહિ પણ છાપરાપરથીજ પડયું હતું.'

'અને એ કોઇ પુલ પરથી છાપરા પર તો નહિ પડી ગયો હોય ?'

'મ્હારે કહેવું જોઇએ કે એમ બનવું અસંભવિત છે. ગાડીનાં છાપરાં તપાસીશ તો ખબર પડશે કે એ સપાટ નથી પણ બેઉ બાજુએ ઢળતાં ગોળાકારે છે; અને બેઉ છેડા પર સળીયા જડેલા નથી. આ હિસાબે એ રીતે એકાએક પડનાર નીચેજ જઈ પડે. હવે સ્હમજાય છે કે એનું શબ જાણી જોઈને ધ્યાન રાખીને ગાડીના છાપરાપર ગોઠવવામાં આવ્યું હતું ?'

'શી રીતે ગોઠવ્યું હશે ?'

'એ આપણે શોધી કાઢવાનું છે. એમ એક રસ્તે બની શકે એમ છે. તને ખબર છે કે હાર્બર લાઇન ઘણી જગ્યાએ ઉંચી નીચી ચઢે ઉતરે છે ? અને એમ કરતી વખતે ઘણીવાર રસ્તામાં ઉભી રહે છે અથવા કૈં સમારકામ થતું હોય તો અટકે છે ? એ ગીચ વસ્તીવાળા લતામાંથી પસાર થાય છે એ તારી ધ્યાન બહાર નહિજ હોય. એકાદ જગ્યાએ જગ્યાએ મોટું સમારકામ ચાલતું હોય

એટલે ગાડીઓ ત્યાં અટકે એ સ્વાભાવિક છે. એવી રીતે ગાડી ઉભી રહી હોય ત્યારે ઉપરથી શબ ગોઠવવું અઘરૂં નથી. એ તો સ્હમજાય છે ને ?'

'એ બનવા જેવું છે ખરૂં.'

'જ્યારે બધા રસ્તા બંધ થઇ ગયા હોય ત્યારે આડો અવળો અથવા ગમે તેવો જોખમવાળો રસ્તો જડતો હોય તો તે લઈ લેવામાં મઝા છે એ સુત્ર તો તને યાદ હશે. આપણાં બધાં અનુમાનો નિષ્ફળ જાય છે ત્યારે આ એક કંઈક બંધબેસ્તુ છે એટલે એનાપર આધાર રાખીને કામ લેવું જોઇએ. મ્હને જ્યારે ખબર પડી કે પેલો પ્રસિદ્ધ એલચી ફ્રાન્સીસ રીબેરો મઝગામમાં રહે છે ત્યારે મ્હને આ વિચાર આવ્યો અને એનું રહેઠાણ ક્યાં છે તે તપાસ કરી.'

'એનું બ્રુસ કૅાટેજ કયાં આવ્યું ?'

'બરાબર રેલ્વે લાઇનને અડીને જ એ આવ્યું છે અને એની નજીક જ નવા પુલને લગતું બાંધકામ થાય છે, એટલે આવતી જતી ગાડીઓ ત્યાં આગળ ઉભી રહે છે.'

'ઘણુંજ મઝાનું જયંત ! એના જેવું એકકે નહિ !'

'બરાબર છે. નટવર ! આપણે એટલે સુધી આગળ વધીએ છીએ પણ હજી દિલ્હી દૂર છે એ ભૂલવું જોઇતું નથી. તે પછી હું બ્રુસ કૅાટેજમાં ગયો અને પુરતી તપાસ કરી કે પંખી ઉડી ગયું છે છે કે માળામાં જ છે ? એ સાધારણ રીતે વિશાળ મકાન છે પણ એના નીચેના ભાગનો જ ફ્રાન્સીસ રીબેરો ઉપયોગ કરતો હતો. એની પોતાની સાથે એનો એક વિશ્વાસુ નોકર હતો. વખતે એ એનો સાગરીત પણ હોય ! મ્હારી ખાત્રી થઇ કે પંખી ઉડી ગયું હતું. એ પોતાનો માલ યોગ્ય ઠેકાણે વેચવા કે પહોંચાડવા ગયો છે પણ નાસી ગયો નથી એ આપણે ધ્યાન રાખવા જેવું છે, કારણકે એને પકડાવાનો કે કોઇપણ પ્રકારનો ભય હતોજ નહિ, એટલે આ-

પણા જેવા કામચલાઉ ચોરનો એને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહિ હોય. અત્યારે તો આપણે એ કામ કરવાનું છે.'

'પણ આપણે તપાસને માટે કાયદેસર વૉરંટ ન મેળવી શકીએ ?'

'જે પુરાવા છે તે પરથી એમ ભાગ્યેજ બની શકે.'

'એમ કર્યાથી શો લાભ થઇ શકશે ?'

'એનો પોતાનો પત્રવ્યવહાર કે કાગળપત્રો તો હશેને !'

'પણ આ રસ્તો મ્હને પસંદ નથી જયંત !'

'તો તું અંદર ન આવતો. ભલા માણુસ ! તું તારી મેળે બહાર ઉભો ઉભો ચોકી કર્યા કરજે. એ પાપનું કામ હું કરીશ પછી તો ચિંતા નથીને ? જરા ધીમંતની ચીઠ્ઠીનો, હિંદુસ્તાન સરકારનો અને જે નામદાર આપણાપર વિશ્વાસ રાખે છે તેનો તો વિચાર કર !'

એનો જવાબ બોલીને આપવા કરતાં અમે ખાઇ પરવાર્યા હોવાથી ઉભા થઇને કાર્યથી જ મ્હેં આપ્યો.

'તું તૈયાર થયો એ જોઇને મ્હને આનંદ થાય છે. મ્હારી ખાત્રીજ હતી કે તું ના નહિજ પાડે. આપણે અહીંથી અર્ધોએક માઇલ દૂર જવાનું છે એટલે તારાં હથીઆર સંભાળીને ચાલજે. વખતે કોઇને શંકા આવે તો આપણું કામ કથળી જશે !'

બ્રુસ કૉટેજ એકલવાયુ મકાન હતું. એની ત્રણ બાજુએ ન્હાનો પણ સુંદર બગીચો હતો. જયંતે એનું તાળું જોયું. એ બરાબર બંધ કરેલું હતું. ધીરે રહીને એણે મ્હારાં ઓજારવડે ઉઘેડયું. એની ચપળતા હેરત પમાડે એવી હતી. એણે પેલું ચોર ફાનસ પેટાવ્યું.

અમે અંદર જઇને તપાસ કરવા માંડી. પાછળની એક બારી આગળ કોઇ ભારે ચીજ ઘસડીને લઇ જવાઇ હોય એમ લાગ્યું. એક બાજુ લોહીનો ડાઘ પણ જણાયો. અમારી તપાસ સફળ થઇ હતી. કેખુશરૂ દુબાશનું ખૂન કયાં થયું હતું તે આખરે શોધી કાઢવા અમે ફતેહમંદ થયા હતા.

એવામાં ગાડી આવવાનો અવાજ આવ્યો. પેલા પૂલ આગળ ગાડી અટકી. અત્યારે ત્યાં કામ ચાલતું ન હતું પણ સલામતીને ખાતર ગાડી અટકતી હતી. સિગ્નલનું કામ બીજાં સ્થાનની માફક ઑટોમેટિક પદ્ધતિથી ચાલતું હતું.

શબ જેવી ચીજ ધીરે રહી ઉપરથી ગોઠવી શકાય એટલીવાર ગાડી અટકીને ઉપડી.

'અહીં સુધી તો આપણી તપાસ સીધી પાંસરી ઉતરી છે' જયંતે કહ્યું.

'ઘણીજ સારી રીતે. આટલી સફળતા આપણને કયાંયે નથી મળી.'

'એમ ફુલાઈ જવા જેવું નથી નટવર! હજી ઘણું કરવા જેવું બાકી રહે છે એટલે આપણું ધ્યાન તે તરફ લગાડીએ તો ઠીક.'

તે પછી અમે ફ્રાન્સીસ રીબેરોના વપરાશના ઓરડા તપાસવા માંડયા. એનાં પુસ્તકો અને કાગળો જયંતે બારીકાઈથી તેમજ ધ્યાન દઇને જોવા માંડયાં. એક કલાકની તપાસને અંતે પણ અમને કંઇ જાણવા જેવું મળ્યું નહિ.

'એ જબરો હરામખોર લાગે છે!' જયંતે કહ્યું. 'એણે પોતાનો રસ્તો સાફ કરી દીધો જણાય છે. આપણા માટે કંઇજ રહેવા દીધું નથી. જરૂરી કાગળો એણે કાંતો અહીંથી બીજે ઠેકાણે ખસેડયા છે અથવા તો તેમનો નાશ કર્યો છે. આ હવે છેલ્લો પ્રયત્ન છે.'

એ એક ન્હાની સરખી 'કૅશ બોકસ' હતી. જયંતે તે ઉઘાડી તો તેમાંથી કેટલાંક કાગળીયાં નીકળ્યાં. 'પાણીનું દબાણ' 'એક ચોરસ ઇંચ પર દબાણ' વિગેરે અર્થનું અસંબદ્ધ લખાણ તેનાપર હતું. અમને એ નિરૂપયોગી લાગ્યું, એનો સંબંધ વખતે સબમરીન સાથે હોય પણ એની કંઈ ખાત્રી ન હતી. જયંતે એ બાજુએ મુકયાં. અંદરની બાજુ એક પરબીડીયું હતું અને એમાં છાપાની કાપલીઓ

હતી. જયંતે એ કાઢી ને ટેબલપર ગોઠવીને વાંચવા માંડી. એના ચહેરાપર પ્રકાશ આવતો લાગ્યો.

'આ શું ? નટવર ! છાપામાં કોઇએ કૈં સંદેશા અથવા છૂપો પત્રવ્યવહાર કર્યો હોય એમ લાગે છે !' એ 'મુંબાઇ સમાચાર' ની ટુંકી જાહેર ખબરોવાળા વિભાગમાં છપાયલા હતા. એમાં તારીખ છાપેલી ન હતી પણ એકવાર વાંચ્યા પછી એ સરળતાથી અનુક્રમે ગોઠવી શકાય એમ હતા. જયંતે તે ગોઠવ્યા. એ નીચે મુજબ હતા:

'જલદી જવાબ મળવાની આશા રાખું છું. વાત થયા મુજબ સરતો કબુલ છે. આપેલા સરનામે વિગતવાર લખો: પોપટ.'

'બરાબર સમજાતું નથી. પુરતી વિગતો જોઇએ. માલનો કબજો આપીને નાણાં લઈ જવાં: પોપટ.'

'આ વાત અગત્યની છે. જલદી કરો નહિતર વિચાર ફેરવવો પડશે. કાગળથી ટાઇમ આપો. જાહેર ખબરથી જવાબ મળશે: પોપટ.'

છેવટે 'સોમવારે રાત્રે નવ વાગ્યા પછી. બે ટકોરા. ખાનગી. બિલકુલ શંકા ન રાખતા. માલ પહોંચાડો કે તરતજ રોકડાં નાણાં આપવામાં આવશે: પોપટ.'

'બહુ સુંદર સંદેશા છે, નટવર ! હવે માત્ર આપણે બીજે પક્ષે કોણ હતું તેજ જાણવાનું બાકી રહે છે.'

એણે કેટલીકવાર સુધી વિચાર કર્યો અને પછીથી ઉઠયો.

'વખતે એ આપણે માનીએ છીએ એટલું મુશ્કેલ નહિ હોય. હાલ તુરત તો અહીં કૈંજ કરવા જેવું નથી. આપણે અત્યારેજ સીધા 'મુંબાઇ સમાચાર'ની ઑફિસમાં જઇએ તો ઠીક.'

બીજે દિવસે સવારે જયંતે બોલાવ્યાથી ધીમંતરાય અને જમશેદજી અમારે ત્યાં આવ્યા હતા. જયંતે અમારો ગઇ કાલનો હેવાલ એમને જણાવ્યો. અમે જ્યારે અમારી ઘર ફાડવાની વાત કહી ત્યારે જમશેદજીએ ડોકું હલાવ્યું.

'એટલુંજ અમે નથી કરી શકતા ! મી. જયંત ! અને એને લીધે આપ આવા સુંદર પરિણામનો યશ મેળવી શકો એમાં નવાઇ નથી. છતાં કોઇ વખત તમે પોતે અને તમારા સાથીદાર આ રીતે તો હેરાનગતિમાં આવી પડવાના !'

' અમારા જાન છે કુરબાન ! પ્યારા દેશને કાજે ! કેમ નટવર ! ખરી વાતને ! પણ તમે શું ધારો છો ? ધીમંતભાઇ ! '

' ઘણુંજ સુંદર ! જયંત ! બહુજ ફક્કડ ! પણ એનો તું શો ઉપયોગ કરીશ ? '

જયંતે મુંબાઇ સમાચારનો તાજો અંક ટેબલ પરથી લઇને ધીમંતના હાથમાં આપ્યો.

' આજે તમે પોપટની તાજી જાહેર ખબર જોઇ છે ? '

' શું ? નવી જાહેર ખબર ? '

'હાજી. આ રહી:'

' આજે રાત્રે. એજ વખતે. એજ ઠેકાણે બે ટકોરા. ઘણુંજ જરૂરી કામ છે. તમારી પોતાની જ સલામતી ભયમાં છે: પોપટ. '

' અરે ભલા ભગવાન ! એનો જવાબ આપશે કે આવશે તો મુઓ છૂટયો ! '

' જરૂર ! અને મ્હારો પણ એ જ વિચાર હતો, આજે રાત્રે તમે બન્ને જણ આઠેક વાગ્યે અમારી સાથે ક્રુસ કૉટેજમાં આવશો તો આપણે આ ભેદનાટકનો છેલ્લો અંક જોઇ શકીશું. '

' ભલે. ' બન્ને જણે જવાબ આપ્યો,

જયંતનું મગજ પણ અજબ તરેહનું હતું. વિજળીનો પ્રવાહ જ્યારે સ્વીચ જોડીએ ત્યારે ચાલુ થાય અને કાઢી નાખીએ ત્યારે બંધ થાય, તેમ એના મગજમાં એક વાત શરૂ થઇ એટલે તે જરૂર હોય ત્યાં સુધી ચાલુ રહે અને જરૂર ન હોય એટલે બંધ પડે. આ કામની સાંજના આઠ વાગ્યા સુધી જરૂર ન હતી એટલે જાણે કંઈ બન્યું જ ન હોય તેમ એ સ્વસ્થ ચિત્તે બીજા કામે વળગ્યો અને

આખો દિવસ એક વિદ્વતાપૂર્ણ લેખ લખવામાં ગાળ્યો. પણ એના જેટલી મ્હારા ચિત્તની સ્વસ્થતા ન હતી.

સાંજે વખતસર ધીમંતરાય અને જમશેદજી અમને મળ્યા અને અમે બ્રુસ કૅાટેજમાં જઇ પહોંચ્યા. ફ્રાન્સીસ રીબેરોના અભ્યાસગૃહમાં અમે ચારે ગોઠવાઇ ગયા અને આવનાર માણસની રાહ જોવા લાગ્યા.

નવ, સાડા નવ અને દશ થયા પણ કોઇ આવ્યું નહિ. છેવટે અગીઆર થયા. ધીમંતરાય અને જમશેદજી વારે વારે ઘડીઆળ કાઢીને જોતા હતા. જયંત અદબીડી અદઉઘડી આંખે, સરવા કાને બેઠો હતો. એકાએક એણે માથુ ઉંચુ કરીને કહ્યું:

'એ આવે છે,'

બહાર કોઇના દૂરથી આવવાનો અવાજ સંભળાયો. પગલાં નજીક આવતાં ગયાં અને ધીરેથી બારણા પર બે ટકોરા થયા. જયંત ઉઠયો અને અમને બેસી રહેવાની ઇસારત કરી બારણા આગળ ગયો. એણે દરવાજો ઉઘાડી આવનાર માણસને અંદર લીધો. 'આ તરફ.' એણે કહ્યું. થોડીવારે પેલો માણસ અમારી સામે આવી ઉભો રહ્યો. જયંત એની પાછળ આવ્યો અને પેલો માણસ અજાયબીની બૂમ મારે તે પહેલાં એણે એને પકડી લીધો. એણે નાસવા પ્રયત્ન કર્યો પણ જયંતે એને ધક્કો માર્યો અને એ ખંડનું બારણું પણ બંધ કર્યું. પેલો માણસ એકાએક જમીન પર ફસડાઇ પડયો. એની ટોપી ગબડી ગઇ અને આછા પ્રકાશમાં અમે એને કૅપ્ટન કાવસજી ચિનાઇ તરિકે ઓળખી શકયા.

એને જોઇને જયંત અજાયબ થઇ ગયો.

'આ વખતે હું મ્હાત થઇ ગયો! નટવર!' એ બોલ્યો. 'મ્હેં આ પક્ષી જાળમાં ફસાશે એમ ધાર્યું ન હતું. મ્હારી ધારણા બીજા પક્ષી વિષે હતી.'

'એ કોણ છે?' ધીમંતરાયે પૂછ્યું.

'મરનાર સર પદમજી ચિનાઇનો ન્હાનો ભાઇ'

અમે કૅપ્ટન કાવસજીને ઉંચકીને સોફાપર સુવાડયો. એને જરા ભાન આવ્યું એટલે એ પોતે જોતો હતો તે ન માનતો હોય એમ બેઠો થયો.

'આ શું છે?' એ બોલ્યો. 'હું તો મી. રીબેરોને મળવા આવ્યો હતો.'

'બધી વાત અમારાથી અજાણી નથી સમજ્યાને કાવસજીબા!' જયંતે કહ્યું. 'તમારો મી. રીબેરો સાથેનો સંબંધ અમારા જાણવામાં છે. તમારો એની સાથેનો પત્ર વ્યવહાર એની જાહેર ખબરો અને જવાબ તથા તમારી લેવડ દેવડ તેમજ કેખુશરૂ દુબાશના ખૂનના પ્રસંગો અમે વિગતવાર જાણીએ છીએ; એટલે મ્હને કહેવા દો કે તમે જો સાચે સાચો એકરાર કરશો તો તે તમારા હકમાં થોડો ઘણો પણ ફાયદો કરશે.'

એ સાંભળીને કૅપ્ટન કાવસજીએ નિશ્વાસ નાખ્યો અને પોતાના બે હાથ વડે મોઢું ઢાંકી દીધું, અમે રાહ જોઇ પણ એ એક અક્ષરેય બોલ્યો નહિ.

'હું તમને ફરીથી ખાત્રી આપું છું.' જયંતે ઉમેર્યું 'કે બધીયે વિગતો અમે મેળવી ચૂકયા છીએ, અમને ખબર છે કે તમને પૈસાની જરૂર હતી; તમે તમારા ભાઇની ચાવીઓની મીણુમાં છાપ લીધી અને બનાવટી ચાવીઓ તૈયાર કરાવી; આ રીબેરોની સાથે પત્ર વ્યવહાર કર્યો એના એણે મુંબઇ સમાચાર મારફત જવાબ આપ્યા એ બધુંયે અમે જાણી ચૂકયા છીએ. સોમવારે સાંજે તમે ઑફિસમાંથી કાગળો ચોર્યા, કેખુશરૂ દુબાશે તમારો પીછો પકડયો. એને પહેલેથીજ તમારે માટે શંકા હતી. એણે તમને ચોરી કરતાં જોયા પણ તમે એમ જવાબ આપ્યો કે એ કાગળો તમારા ભાઈએ મંગાવ્યાથી તમે લઇ જતા હતા એટલે એ ગુપચુપ તમારી પાછળ પાછળ

આવ્યો. એની પોતાના પ્રિયતમાને રસ્તામાં ઉભી રાખીને એ પોતાની ફરજ બજાવવા લપાતો છૂપાતો તમારી પાછળનો પાછળ અહીં સુધી આવ્યો. એણે પછી તમારા કામમાં અંતરાય નાખ્યો અને રાજદ્રોહ નો ગુન્હો કેમ જાણે પૂરતો ન હોય તેમ તમે એનું ખૂન કરીને એમાં ઉમેરો કર્યો.'

'મ્હેં એ નથી કર્યું! એમાં મ્હારો હાથ નથી. પરવર દેગારના કસમ! મ્હેં એનું ખૂન નથી કર્યું.' એણે બૂમ મારી.

'તો પછી તમે એનું શબ પેલી ગાડીના છાપરા પર શી રીતે મૂક્યું અને એ શી રીતે મરણ પામ્યો તે વિગતવાર કહો.'

'હું કહું છું, હું સોગનખાઇને કહું છું કે એ વાત આપને હું સાચેસાચી જણાવું છું. એ બધી બાબત તમે કહી તેમજ છે, મ્હારે શેર બજારમાં એક મોટી રકમ ભરવાની હતી અને મ્હને પૈસાની ઘણીજ જરૂર હતી. રીબેરોએ મ્હને પચાસ હજાર આપવાની વાત કરી અને મ્હારી આબરૂ બચાવવા ખાતર મ્હેં એની માગણી કબુલ કરી. બાકી ખૂનના આરોપ માટે તો હું તમારા જેટલોજ નિર્દોષ છું.'

'તો પછી એ શી રીતે થયું?'

'એને મ્હારા માટે પહેલેથી જ શંકા હતી એ વાત ખરી છે અને એણે તમે કહ્યું તે રીતે મ્હારો પીછો પકડ્યો એ પણ હું કબુલ કરૂં છું; પણ હું અહીં આવ્યો ત્યાં સુધી એ વાતની મ્હને ખબર ન હતી. મ્હેં બે ટકોરા માર્યા અને રીબેરોએ બારણું ઉઘાડયું એટલે એ એકદમ અંદર આવ્યો અને અમે આ કાગળોનુ શું કરવા માગતા હતા તે જાણવા માગ્યું. રીબેરોની પાસે પીસ્તોલ હતી. એણે એના કપાળ સામે તાકી ને ફોડી. એકે ધડાકે એ જમીનપર તૂટી પડયો અને તરફડીને મરણ પામ્યો. પાંચજ મીનીટમાં મામલો ખતમ થઇગયો.

'એ હૉલમાં પડયો હતો અને અમે હવે શું કરવું એ વિચારમાં પડયા હતા. રીબેરોને ગાડી સંબંધી વિચાર આવ્યો, પણ એ અમલમાં મુકતા પહેલાં એણે મ્હારી પાસે કાગળો જોવા માગ્યા.

એણે કહ્યું કે ત્રણ કાગળો બહુ જ ઉપયોગી હતા અને એ એણે પોતાની પાસે રાખવાની ઇચ્છા દર્શાવી.

" તમે એમ કરો તે નહિ ચાલે " મ્હેં કહ્યું, ' એ જો પાછા એને ઠેકાણે મૂકી દેવામાં નહિ આવે તો જબરો કોલાહલ અને ખળભળાટ મચી જશે. '

" મ્હારે એ રાખવા જ જોઇએ. ' એણે જવાબ આપ્યો. 'કારણકે એ એટલા ગુંચવણ ભર્યા છે કે થોડા વખતમાં એની નકલ કરવી સંભવિત નથી.'

"તો તો પછી એ બધાયે કાગળો હું પાછા લઇ જઈશ અને ઠેકાણે મૂકી દઈશ. '

'એણે થોડીવાર વિચાર કરી જોયો પછી બોલ્યોઃ

" ત્રણ હું રાખી લઇશ અને બાકીના સાત આ જુવાનના ખીસ્સામાં મૂકીશું. એ જ્યારે જડશે ત્યારે એમ મનાશે કે એણે જ ચોરી કરી હતી અને બધો ટોપલો એને માથે ઠલવાશે. '

' મ્હને પણ પણ બીજો કોઈ રસ્તો જડયો નહિ એટલે છેવટે મ્હારે હા પાડવી પડી. અમે થોડીવાર થોભ્યા એટલે એક ગાડી આવીને ઉભી રહી. ઘણીજ ચપળતાથી રીએરોએ પેલું શબ ઘસડયું અને મ્હારી મદદથી ગાડીના છાપરાપર ગોઠવ્યું. તે પછી શું બન્યું તેની મ્હને ખબર નથી. '

' તમારા ભાઇએ કૈં પૂછયું નહિ ?

' નાજી. પણ એક વખતે એમણે મ્હને એમની ચાવીઓ સાથે ચેંડાં કાઢતાં જોયો હતો અને એ મ્હારા તરફ શંકાની નજરે જોતા હતા. એમને જોયા એટલે મ્હારી ખાત્રી થઈ ગઇ કે એ મ્હને ગુન્હેગાર માનતા હતા; અને મ્હારા પાપને લીધે એ ત્યાર પછી માથુ ઉંચુ કરી શકયા નહિ. '

આખા ખંડમાં નિરવ શાંતિ પથરાઇ રહી.

થાડીવારે ધીમંતે પૂછ્યું:

' હવે કૈં તમારાથી થઈ શકે એમ નથી? જો કૈં પણ બદલો તમે આપી શકતા હો તો એથી તમારા હૃદયની પીડા ઓછી થશે અને સજામાં પણ ઘટાડો થશે.'

' હું શું કરી શકું?' એણે પૂછ્યું.

' એ કાગળો લઇને રીબેરો ક્યાં ગયો છે?'

' મ્હને ખબર નથી.'

' એણે તમને કૈં સરનામું આપ્યું નથી?'

' એ બોલ્યો હતો કે જરૂર પડયે એને લખવું હોય તો મ્હારે 'મેયો હોટેલ: દમણ' એ સરનામે લખવું.'

' તો પછી હજીયે તમે બાજી સુધારી શકો એમ છો.' જયંતે કહ્યું.

' મ્હારાથી બનતું બધુંયે કરવા હું તૈયાર છું મ્હારી એના પ્રત્યે સારી લાગણી તો છે જ નહિ, ખરી રીતે એજ મ્હારા અધઃપતન અને નાશનું કારણ છે.'

' તો પછી આ કાગળ અને હોલ્ડર લો અને જરા સ્વસ્થ થઇને હું લખાવું તેમ લખો.

'મહેરબાન સાહેબ,

આપણા છેલ્લા સોદા બાબત લખવાનું કે આપને ખબર પડી હશેજ કે એક મુદ્દાનો કાગળ હજી બાકી રહી ગયો છે. મ્હારી પાસે એની નકલ છે એટલે બધું કામ બરાબર પાર ઉતરશે. એ નકલ માટે મ્હારે ઘણી હેરાનગતિમાં ઉતરવું પડયું છે એટલે એ પેટે આપે બીજા પાંચ હજાર આપવાની જોગવાઈ કરવી પડશે. હું એ ટપાલમાં નહિ મોકલાવું. મ્હારાથી હાલ તુરત દમણ આવી શકાય એમ નથી, કારણકે જો હું મુંબાઇ છોડું તો મ્હારા માટે શંકા આવે એ સ્વાભાવિક છે; એટલે શનિવારે સાંજના પાંચ વાગે હું આપને જુહુ ખાતે નોવેલ્ટી હોટેલમાં મળીશ. એજ વિનંતી.

આપનો,

કાવસજી ચિનાઈ

'હવે સરનામું કરીને મ્હને આપો, એટલે હું યોગ્ય વ્યવસ્થા કરીશ. એ કાગળ મળશે એટલે એ આવ્યા સિવાય નહિજ રહે.'

અને બન્યું પણ એમજ. પોતાની પાસેના કાગળો સંપૂર્ણ બનાવવાની ઇચ્છાથી રીબેરો ફસાયો અને નીમેલા ટાઇમે જુહુ ખાતે આવ્યો. ઘણીજ સીફતથી એને જમશેદજીએ પકડી લીધો અને છેવટે એને પંદર વર્ષની સજા થઇ. એની ટ્રંકમાંથી પેલા ત્રણ કાગળો મળી આવ્યા અને હાથથી ગયેલી બાજી સુધરી ગઇ.

કૅપ્ટન કાવસજી બીજે વર્ષે પોતાની સજા ભોગવતાં જેલમાંજ મરણ પામ્યા.

*

અમારૂં કામ પતાવ્યા પછી ચાર પાંચ મહિના બાદ એક દિવસ જયંત લોનાવાલા જઇ આવ્યો. ત્યાંથી પાછો ફર્યો ત્યારે એની ટચલી આંગળીએ હીરાની એક સુંદર વીંટી હતી. એને મ્હેં ઘરેણું પહેરતાં કોઇ વખત જોયો ન હતો એટલે સ્વાભાવિક રીતેજ મારાથી પૂછાઇ ગયું કે વીંટી કયાંથી આવી ?

એણે જવાબ આપ્યો કે એ એને એક ઉદાર હૃદયની સન્નારીએ ભેટ આપી હતી. એના હકમાં લાભ કરે એવી રીતે એણે જે કામ કર્યું હતું તેની યાદગિરી કાયમ રાખવા માટે એને એ ભેટ સ્વીકારવી પડી હતી.

તે પછી એ કૈં વધારે બોલ્યો નહિ પણ મ્હારી ખાત્રી થઇ ગઇ કે એ સન્નારી કોણ હતી અને એના હકમાં લાભ થાય એવું અથવા એના અંતરની ઇચ્છા બર આવે એવું શું કામ જયંતે કર્યું હતું ! હજીયે એ વીંટી જયંત પહેરે છે ત્યારે મ્હને મીસ તેહમીના કુપરની યાદ આવ્યે જાય છે અને મ્હેં સાંભળ્યું છે તે ખરૂં હોય તો એ પ્રભુની કૃપાથી પોતાના દિવસ સુખમાં નિર્ગમન કરે છે.

*